# પંદર લાખપર પાણી

મુંબઇના એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલા
પંદર લાખ રૂપીઆનો વારસો બે વર્ષના અરસામાં
કેવી રીતે તે ઉડાવી નાંખે છે તેનો અસરકારક
અને આબેહુબ ચિતાર.

( સાંપ્રત સમયનું એક બોધદાયક ચિત્ર. )

લખનાર
**ચુનીલાલ લલ્લુભાઇ પારેખ**

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
બુકસેલર અને પબ્લીશર
ત્રણ દરવાજા—અમદાવાદ.

સંવત્ ૧૯૭૪. સને ૧૯૧૮.

કીંમત સવા રૂપીઓ.

# બે બોલ

## ( પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના. )

આ એક નવલકથા છે તેને પ્રસ્તાવનાની શી જરૂર છે ? તેનું રહસ્ય તો અથથી તે ઇતિ સુધી વાંચ્યા વિના બરાબર જાણવામાં ન આવી શકે. આ વાર્તા, નથી કોઇ ગ્રંથનું ભાષાંતર કે નથી અનુકરણ. આધુનિક સમયનું અવલોકન કરતાં કલ્પનાશક્તિની એક કૃતિ છે. નવીન વિશેષ તેમાં ભાગ્યે મળશે, પણ આજકાલના અનેક બનાવોનું કંઇક દર્શન કરાવતાં તેના સંબંધના ઉદ્દગારો બોધ કર્યા વિના નહિ રહે એમ મારૂં માનવું છે.

કથા વાંચનનો શોખ હાલના સમયે ઘણો ફેલાયો છે. ચમત્કાર કે બીભત્સ રસના વાર્તાઓ ભલે તેવી વૃત્તિવાળાઓને ક્ષણિક આનંદ પ્રાપ્ત કરે, પણ નવલકથા તો તેજ વાંચવા યોગ્ય કહેવાય કે જે વસ્તુ સંકળનાની ચમત્કૃતિ સાથે **નિત્ય સમયના ધર્મોનો** સ્ત્રી-પુરૂષ બન્ને વર્ગને થોડો ઘણો પણ બોધ કરે. આ વાર્તા એજ ઉદ્દેશને લક્ષમાં રાખી લખવામાં આવી છે તેમાં હું કેટલો ફતેહ પામ્યો છું તે અભિપ્રાય આપવાની સત્તા વાંચક વર્ગને છે. માટે વિશેષ ન કહેતાં આ સાથેનો લેખ તેમના આગળ રજુ કરૂં છું. આવી રીતે વાર્તા લખવાના મારા પ્રથમ પ્રયત્નમાં હું થોડા અંશે પણ ફતેહમંદ થયો છું એવું જો જોવામાં આવશે તો બીજા યત્નો કરીશ.

રામવાડી મુંબઈ, તા. ૭—૫—૯૬ } કર્ત્તા.

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પ્રસ્તાવનામાં વિશેષ શું લખવું ? પહેલી આવૃત્તિ થોડા સમયમાં ખપી ગઇ એજ તે પુસ્તકની કીંમત આંકવાને પૂરતું છે. તે-

મજ આ મારા પુસ્તકના સંબંધમાં મને જે અભિપ્રાયો મળ્યા છે તથા વિદ્વાનો અને સામાન્ય પ્રજા ( વાચકવૃંદ ) તરફથી પસંદગીના જે ઉદ્ગારો નીકળતા મારા કાને પડ્યા છે તેથી મને પૂરતો સંતોષ થયો છે, અને તેમાંના થોડા અભિપ્રાય નીચે આપી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું. કર્ત્તા.

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની બે આવૃત્તિ ખપી ગઇ, અને ત્રીજી આવૃત્તિ ગુર્જર ભાષાના વાચકવૃંદ સન્મુખ રજુ કરતાં એટલું જ કહેવાનું કે આ પુસ્તક ગુર્જર પ્રજાના હૃદયમાં સ્થાન મેળવવા શક્તિવાન થયું છે તેથી તેના સંબંધમાં મારો પ્રયાસ કેટલે અંશે સફળ થયો હું માનું છું, પણ તે પ્રયાસ પૂર્ણપણે સફળ થયો ત્યારેજ માનવાનું બને કે જ્યારે તે માંહેલો ઉપદેશ ભિન્ન ભિન્ન પ્રકૃતિના જનો ઉપર જાદુઈ—ચમત્કારિક—અસર કરી તેનો સત્ય રંગ તેમને લાગે એજ મારી અભિલાષા છે. પ્રભુ તે પૂર્ણ કરે. કર્ત્તા.

## ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

ઇશ્વિર કૃપાથી આ પુસ્તકની ચાર આવૃત્તિઓ એકદમ ખપી ગઇ છે. આવા પ્રકારની નવલકથાની આટલી આવૃત્તિઓ ગુજરાતી ભાષાની બીજી કોઇ પણ નવલકથામાં ભાગ્યે જ નીકળી હશે, એજ તેની પ્રિયતાને સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે, ચોથી આવૃત્તિ બિલકુલ ખપી જવાથી અમારે આ પાંચમી આવૃત્તિ બહાર પાડવી પડી છે. અસ્તુ.

તા. ૧-૬-૧૮ }
અમદાવાદ. } પ્રકાશક

## અભિપ્રાય.

**દીવાન બહાદુર મણીભાઈ જશભાઇ** (વડોદરાના માજી દીવાન) લખે છે કે—"ગ્રંથ સુબોધકારક અને સારી છટાથી લખાયલો છે એમ મ્હારો મત થયો છે. છોકરાઓની તથા છોકરીઓની શાળાઓમાં ઇનામ આપવા લાયક તેમજ કુટુંબોમાં વાંચવા લાયક આ ગ્રંથ છે, ભાષા સારી છે, સ્થલે પ્રસંગોનાં વર્ણન વખાણવા લાયક આપ્યાં છે, અને ગ્રંથ વાંચવાથી વાંચનારના મન ઉપર સુનીતિની અસરકારક છાપ પડ્યા વગર રહેશે નહિ એમ મને લાગે છે. હું આ પુસ્તકનો સારો ફેલાવો થઇ તે ઉપયોગી થાય એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું."

**રા. રા. છોટાલાલ સેવકરામ**— (કચ્છના નામદાર મહારાજના ખાનગી સેક્રેટરી) લખે છે કેઃ—" પુસ્તકની રચના અને ભાષાની ઢબછબ જોતાં તે બહુ સારૂં રચાયલું છે. ગ્રંથકર્ત્તાનું જ્ઞાન અને માહિતી ઉંચા પ્રકારની હોવી જોઇએ એવી છાપ વાંચનારના મન ઉપર ઉંડી આઠ્યા વગર રહે નહિ, એવી રીતે વસ્તુ સંકલના યોજવામાં આવી છે. ભાષા સાદી, પણ રસયુક્ત, સરળતાવાળી છે. રચના મનહર છે. કરૂણાના પ્રસંગ એવી તો સારી છટાદી વર્ણવ્યા છે કે સ્ત્રી વર્ગ તેમજ પુરૂષ વર્ગના સંસ્કારી હૃદયમાં તેટલી વડી તો કરૂણારસનું ચીત્ર તાદૃશ્ય ચીત્રાઇ રહે."

**"કાદમ્બરી"** ના જાણીતા લેખક **રાવસાહેબ છગનલાલ હરીલાલ પંડયા** લખે છે કેઃ—"**પંદર લાખ પર પાણી**" એ બુક મેં વાંચી છે અને તે મને બહુ રસીક તથા સ્વાભાવિક પ્રસંગો જગતમાં બને છે તેને યથાર્થચિતાર આપનાર જણાય છે."

## નવી નવલકથાઓ.

| | |
|---|---|
| આજકાલનું હિંદુસ્તાન ભા. ૧-૨ જો ( સચિત્ર ) | ૩—૦—૦ |
| ભયંકર ભદ્ર. ( સચિત્ર ) | ૨—૦—૦ |
| રમણી કે રાક્ષસી ? ( સચિત્ર ) | ૧—૪—૦ |
| પિશાચમંદિર. ( સચિત્ર ) | ૨—૦—૦ |
| લતા લલિતા ભાગ ૧-૨-૩-૪ થો ( સચિત્ર ) | ૪—૦—૦ |
| કંગાલ કેદી અથવા સ્નેહ-બંધન. ( સચિત્ર ) | ૧-૧૨—૦ |
| ભાગ્યદેવીની ભયંકરતા ! ( સચિત્ર ) | ૧—૪—૦ |
| દગાબાજ દુનિયા. ( સચિત્ર ) | ૧—૮—૦ |
| પિશાચિની કે પ્રેમદા ? | ૧—૮—૦ |
| સ્વર્ગમાં શયતાન | ૧—૮—૦ |
| સંસાર કે નરકાગાર ? | ૧—૮—૦ |
| બાગે શયતાન. | ૨—૦—૦ |
| મુરાદેવી. | ૨—૦—૦ |
| કલંદરની કટાર. | ૨—૦—૦ |
| સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાં કામ. | ૨—૦—૦ |
| રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા. | ૧—૮—૦ |
| મધુર મધુરી. ( સચિત્ર ) | ૧—૮—૦ |
| કમનશીબ લીલા. ( સચિત્ર ) | ૧-૧૨—૦ |
| ભકતાણી કે ભામટી ? | ૧—૮—૦ |
| સુંદર અને વિદ્યાનંદ ( સચિત્ર ) | ૧—૪—૦ |
| કમળાદેવી | ૧—૮—૦ |
| કાશ્મીર અને કેસરી | ૧—૦—૦ |

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર ત્રણ દરવાજા—અમદાવાદ.**



# પંદર લાખપર પાણી

( અર્વાચીન સમયનું એક ચિત્ર )

## પ્રકરણ ૧ લું

" પરમ દિને તારીખ પહેલી આવી. બજારમાં વલણ વહેંચાતાં પહેલાં દલાલને તો રૂપીઆ આપવાજ જોઇએ. લગભગ ચાર હજારની રકમ છે. રકમ જબરી છે. દલાલ ગબ્બર હોય તો ખેંચાય પણ ખરૂં. ને ગાંઠના ભરે અને બે ચાર દિવસ મોડા વહેલા લઈ જાય. પણ ભાર ખમે તેમ નથી. આપ્યા વિના છૂટકો જ નથી. તે બિચારા ગરીબનું શું ગજું ? વાત કરતાં ટોલા ગણાઇ જાય, સોદા ઉતરતાં અટક્યા પડે અને આબરૂ ખોઇ બેસે અને વાયદા થાય જ નહીં. એને કહેવાય જ નહીં, પણ લાવવા કયાંથી ? કોને કહેવું ? અને કહેવાય પણ કેમ ? ઉમ્મર લાયક થવાને હજી વર્ષ સવા વર્ષ ખૂટે છે. પછી તો ઘણુએ આવશે. પંદર લાખની રકમ છે. કોઇના ઓ-

શીઆળા થવાની જરૂર નહીં પડે. ગયા મહિનામાં પંદરસોની ચોટ આવી તેતો આમ તેમ વાત કરતાં ખરચમાં ઉડી ગયા. આજે શનિવાર છે. કાલે છે રવિ અને સોમવારે તો છે વલણ, માટે દલાલ આવતો હશે. કાલનો દિવસ વચ્ચે છે. હવે કરવું કેમ ? ”

વાલકેશ્વરની રમણીય ટેકરીનો દેખાવ આજે દર્શનીય થઇ પડયો છે. જ્યાં ત્યાં સુંદર અને ભવ્ય મહેલો અને પાન ફુલફૂલથી ફાલી તથા ફૂલી રહેલા મોટા બાગ બગીચાઓ અને વાડીઓ, વિશાળ રસ્તાઓ, રત્નાગર સાગરને તટે ફરવા હરવા કે હવા ખાવાને સ્થાપિત કરેલી રળીઆમણી જગાઓ વગેરે નજરે જોતાં આજે ત્યાં બિરાજતા ભક્તકલ્યાણકારી મહાદેવની કૈલાસ પૂરી હોયની એવો ભાસ થાય છે. આવી અલૌકિક અને આનંદિત પૂરીમાં થોડાં વર્ષ પર એક નાનો પણ સુંદર બંગલો, દરીઆના કિનારાપર તેના પાછલા ભાગથી ઢળતો સારો શોભતો હતો. તે બંગલાના આગલા ભાગમાં એક સાદો બાગ બનાવ્યો હતો. બગીચાની જગા જો કે સાંકડી હતી તો પણ ઝાડપાન કાપી તથા ફૂલનાં કુંડાં ગોઠવી રચના સારી કરી હતી. એક બાજુએ બનાવેલો લતામંડપ મોહક હતો. બાગના મધ્ય ભાગમાં ફુવારાની છટા એવી તો આવી રહી હતી કે દરવાજામાં દાખલ થતાં જાણે ઝરમર ઝરમર મેહુલો વરસતો હોયની એવું નજરે પડતું હતું. પથ્થરની ચાર કે પાંચ પગથી ચઢી બારણાના ચોકમાં જતાં જમણી બાજુએ મોટા પગથીયાંના દાદરથી ઉપર જવાનો માર્ગ સરળ હતો. બંગલાના નીચેના ભાગમાં એક મોટું સુશોભિત દીવાનખાનું હતું. દાદરના રસ્તે ઉપર જઇ થોડાં ડગલાં ભરતાં એક નહીં બહુ મોટો કે નહીં બહુ નાનો ઓરડો હતો. તેનું બારણું બંધ હતું. પણ તે અર્ધ ખુલ્લું હતું. અંદરથી કે બહારથી સાંકળ કે કડીથી બંધ કર-

વામાં નહોતું આવ્યું. તોપણ તેને સહેજ હડસેલ્યા વિના અંદરના ભાગમાં નજર પડી ન શકે એવું હતું. એ આંગળીથી હડસેલી અંદર નજર ફેંકતાં દેખાતું હતું કે એક બાજુએ ઉંચી મખમલની જડેલી ચારેક ખુરસીઓ અને એક કોચ હતો તથા બીજી બાજુએ એક ટેબલ અને કબાટ હતું. ખુરસીઓ તરફના ભાગમાં તથા ટેબલને લગતી બીંતપર કેટલાક મહાન પુરૂષો તથા કુટુંબના જનોની સુંદર છબીઓ ટાંગેલી હતી. એક ખૂણા તરફ એક ભપકાદાર પલંગ બારીક મચ્છરદાની સાથે હતો. તથા બીજી બાજુના ખૂણામાં એક નાના ટેબલ ઉપર એક ઊંચી જાતનો એસણી સાથેનો અરીસો જોવામાં આવતો હતો. તે ઓરડાની પશ્ચિમ ભણી બે મોટી બારીઓ હતી. તે ઉઘાડી હોવાથી તે બાજુએ ઉછળી રહેલાં સાગરનાં મોજાંના પ્રતાપે ઘણી જ મધુર અને આનંદમય પવનની મંદમંદ લહેરો આવતી હતી.

એક દિવસે આમાંની એક બારીએ, હાથની કુણી બારીના લાકડાના કઠેરા ઉપર મૂકી હાથના પંજાથી પોતાની હડપચી દાબી જરા વાંકો વળી ઘણા ઊંડા અને ગંભીર વિચારમાં એક તરૂણ ઉભો હતો. માથા ઉપર ઈંગ્રેજની પેઠે રાખેલા વાળમાં સ્વચ્છ અને સીધો સેંથો પાડેલો હતો. પણ સેંથાની એક બાજુ ઉપરના વાળની બે લટ છૂટી હોવાથી સફેદ કપાળમાં કાળી ભમર જેવી લટો બહુ શોભા આપતી હતી. તે તરુણની નજર દરીઆ તરફ હતી. તે એકી ટગરે જોઇ રહ્યો હતો. પુતળાની પેઠે સ્તબ્ધ બન્યો હતો. આંખ ઠેરવીને શિકારી શિકાર તાકે તેમ પોતાની આંખ આકાશના એક બિંદુ ઉપર તાકી જોતો હતો. તેણે એટલી હદ સુધી આંખ ઠેરવી હતી કે આંખની કાળી કીકીઓને પણ પોતાની ગતિ બંધ કરવાની ફરજ પડી હતી. તરૂણે તો તીર જબરૂ તાકયું હતું. તેનું માંથુ જો કે ઉઘાડું

હતું તો પણ કાળા મેંસ જેવા વાળની છટા એવી શોભી રહી હતી કે જાણે મખમલની ટોપી જ પહેરેલી ન હોય ? મુખ સુકોમળ અને સફેદવર્ણું હતું. તેના ભરેલા શરીર ઉપર બારીક મલમલનું એક પહેરણ તેની બાંહ્યોના ઇંગ્રેજી કટ સાથનું બારીમાંથી આવતા પવનના જોશ ભર્યા ઝપાટાથી ફરફર ઉડી રહ્યું હતું, ધોતીઉં પણ બંગાળી, બારીક પોતનું, ઉંચા સુતરની બનાવટનું પહેરેલું હતું, જેની ચીપેલી પાટલી પગના અંગુઠામાં ભરાતાં વખતે વારંવાર પગ ઉંચો કરી લેવાની જરૂર પડતી હતી.

આવી ઢબમાં અને સ્થિતિમાં બારીએ ઉભો રહેલો આ તરૂણ કાંઇ વિચારમાં પડેલો હતો. તેનું હૈયું તેને હાથ નહોતું. તેનું મન સ્થિર જણાતું નહોતું. તેનું ચિત્ત ચકડોળે ચઢેલું હતું. તેનો જીવ બહુ ઉચાટમાં હતો. એટલું જ નહી પણ તે સહે જ ગભરાયલો પણ હતો. વિચારના વમળમાં અથડાતો હતો. તરંગોના તાનમાં તણાતો હતો. શરીરની સ્થિતિનું પણ તે ભાન ભૂલ્યો હતો. ટુંકમાં વિના ચૈતન્યના પુતળા સમાન તટસ્થ રૂપે આ તરૂણ ઉભો હતો. શું વિચાર કરતો હતો તે વાંચનારને કહેવાની જરૂર નથી. આ પ્રકરણનો પ્રારંભ જ તેનો સહેલથી ઉત્તર આપે છે.

વિચારના વેગમાં તણાય છે, તુરંગના મોજાં સાથે અથડાય છે. અને શું કરવું અને કેમ કરવું તે ગુંચવાડાએ તેને મજબૂત પાસમાં ઘેર્યો છે. એટલામાં બારણું ખખડયું. તેનો અવાજ તોપના ગોળાની પેઠે તેના કાને પડયો. જાણે ભર નિદ્રામાંથી ચમકીને જાગ્યો હોયની તેમ સાવધ થયો. વાંકો વળ્યો હતો તેમાંથી ટટાર થયો. પાછું વળી જોયું તો બારણું ઉઘડયું અને એક જણ દાખલ થયો. તરૂણે તરત જ ડગલાં ગણવા માંડયાં. પેલો માણસ ઓરડામાં દાખલ થતાં જ નીચો વળી સલામ કરી બોલ્યો.

" શેઠ સાહેબ "

" આવો જગજીવનદાસ, આજ તો શનિવાર છે તેથી વહેશું આવ્યા હશો ? "

" હાજી શેઠ, આપ જાણો જ છો કે સોમવાર તો વલણનો દિવસ છે એટલે સૌ દલાલ પોતપોતાની પેરવીમાં હોય જ. "

" શું ? વલણ સોમવારે વહેંચવાનું છે ? " શેઠના હૈયામાં જુદું હતું પણ બહારથી મોઢું દાવકું રાખી અજાણ્યા થઇ પૂછ્યું.

" હા શેઠ, સોમવારે પહેલી તારીખ છે. "

" ત્યારે શું આજે બજાર બંધ છે ? "

" સાહેબ, બંધ તો નથી પણ બંધ જેવું છે. નવા સોદા થતા નથી પણ જુનાની પતવટ થાય છે. "

" આજે ભાવ શું બોલાય છે ? "

" એ અઢી આના છે. પણ પ્રેમચંદ શેઠ તેજીનો જીવડો છે. વખતે ભાવ ઉંચો લઈ જાય તો કહેવાય નહી. બજારનો રાજા એ છે. એ સહેજમાં બજાર ચમકાવે; અને બજાર એમનો ચમકાવ્યો ચમકે પણ ખરો. જ્યારે હું આવ્યો ત્યારે બજાર ઢંગધડા વગરનું હતું તેથી શેઠ સમજ નથી પડતી. "

" પણ જગજીવનદાસ, કેમ ભૂલો છો ? સામા મી. અહેરવાનજી છે. એમના હાથમાં કેટલીક બેંકો છે, અને તે મંદીમાં છે માટે વખતે બજાર ટકાવી પણ રાખે. "

" હાજી, એમ બને પણ ખરૂં. આપણે તો મંદીમાં રહીને નુકશાન ખાધું. પણ છેલ્લી ઘડીએ આ ભાવમાં શેઠ, હવે કંઈ થાય નહીં. વલણ પત્યા પછી વિચાર. આપણે માથે રહી નથી. આપ લે બરાબર છે. "

" પણ આપણે જરા ભૂલ તો કરી. થોડી માથે રાખી હોત તો આજે કાઢત. છ છ આના વધ્યા. કેટલુંક કપાત. "

" હા શેઠ, આપનું કહેવું ખરૂં છે, પણ હવે તો થઇ તે ખરી, આપ મોટા લોક છો, ભાગ્યશાળી છો. આવતા મહિનામાં ઇશ્વર આપશે. "

" પણ જગજીવનદાસ, આ વાયદામાં મારે તમારૂં દેવું પડશે ખરૂં: આશરે કેટલા હશે ? "

" હિસાબ કરી આંકડો લાવ્યો છું સાહેબ. લ્યો, આ તપાસી જોજો. રૂપીઆની આજે જરુર નથી. સોમવારે બપોરે મળશે તો ચાલશે. આપના રૂપીઆને શું વાર છે ? ઘરમાં જ છે. જોઇશે ત્યારે લઈ જઇશું. "

" હા ઠીક છે. હિસાબ તપાસી મૂકીશ. રૂપીઆ ચારેક હજાર હશે. "

" હાજી, આપના કહેવા પ્રમાણે જ છે. ચાર હજાર બસેં બાવીસ ને પાંચ આના. " ( શેઠ આંકડો લેઇ ગજવામાં મૂકે છે. )

" પ્રાણલાલ હિસાબ મેળવી નક્કી કરશે. "

" ત્યારે શેઠ મને રજા છે ? આજે ઘણે ઠેકાણે જવું છે. "

" હા, જાઓ, આવજો, સોમવારે બપોરના રૂપીઆ આપીશ. "

" કાંઈ ફીકર નહીં સાહેબ. " વાંકા વળી 'મહેરબાન સાહેબ' કરી સલામ કરે છે અને જાય છે.

જગજીવનદાસ ચાલ્યા, બારણું તો ઉઘાડું જ હતું. પેલા તરુણ શેઠ કોચ ઉપર અઢેલીને બેઠા, પણ વિચારે તો મન ઘેરેલું જ છે. " રૂપીઆ આપીશ " એવું મ્હોંડેથી તો કહ્યું પણ તે વેળા તે શેઠના અંતઃકરણમાં કેટલી ગભરામણ થઇ હશે ? "લાવવા ક્યાંથી"

એ ગુંચવાડાએ તેના મનને શું ઓછું મુંઝવી નાંખ્યું હશે ? માણુસનું મોઢું તેના અંતઃકરણની આરસી છે. કુદરતની એવી લીલા છે કે માણસના મનના સારા કે નરતા વિચારો, તેના હૈયામાં સુખ કે દુઃખના ઉછળતા ઉભરાઓ અને તેના ચિત્તની અનેક પ્રકારની ભલી અથવા ભુંડી વૃત્તિઓ તેના મોંઢા ઉપર પ્રતિબિંબ રૂપે પડેલી ચતુર જનોને દેખાય છે. તરુણ એમ સમજતો હશે કે તેના મનની ગુંચવણ અને મુંઝવણ કોઈ જાણતું નહીં હોય, પણ જગજીવન દલાલ પહોંચેલો હતો છતાં વલણ બાબતના પોતાના મનના વિચારોની ધુનમાં તે કળી શકયો નહીં. તો પણ આ તરૂણના મનની ચિંતાનો ચિતાર તેના મુખાર્વિંદ ઉપર ચિતરાઇ ગયો હતો.

ઘડિયાલમાં ચારનો ટકોરો થયો. તરુણ કોચ ઉપરથી ઉઠયો. વિચારમાંને વિચારમાં પાસેના મોટા દીવાનખાનામાં ગયો. ચા પીવાની જગાએ ખુરસી ઉપર બેઠો. તરુણની સ્ત્રીએ રકાબી સાથનો ચાનો પ્યાલો ટેબલ ઉપર મૂકયો. તરૂણે તે હાથમાં લીધો. તે ચા પીએ છે પણ તેનો જીવ ચામાં નથી. એટલામાં પ્રાણલાલ આવ્યો. પ્રાણુલાલ તો આ તરૂણની રગેરગનો ભોમીઓ હતો. કંઇ વાત તેનાથી છાની કે અજાણી નહિ હતી તો પણ ચાનો પ્યાલો લઇ.પીવા લાગ્યો. પ્રાણુલાલ ચંચળ હતો. તરૂણના મોંઢા ઉપર આંખ ફેરવીને જોતાં તેનું મન કળી ગયો. તે જાણતો હતો કે ખાડો પડેલો છે તે પૂરવો પડશે. નુકશાનનો આંકડો તેના નખમાં રમતો હતો. તેમ જ સોમવારે વલણ છે તે પણ તેનાથી અજાણ્યું નહીં હતું. તરૂણની સ્ત્રી જે ઉમ્મરે નાની હતી પણ બુદ્ધિમાં તીવ્ર હતી તે ભાવાર્થ સમજી ગઇ હતી; પણ પોતે નાની વયની હોવાથી તે બનાવે તેના મન ઉપર જેવી જોઇએ તેવી અસર કરી નહીં હતી.

પ્રાણુલાલ બાવીસ વર્ષની વયનો, ગરીબ માબાપને પેટે જન્મેલો પણ નિશાળમાંથી આ તરૂણની સોબત અને સંગતમાં પડેલો, રહેલો અને ઉછરેલો યુવાન હતો. અંગ્રેજી ચોથા ધોરણ સુધીનો અભ્યાસ આ બન્ને યુવાન જોડીઆઓએ કરી અભ્યાસને દેશવટો આપ્યો હતો. પ્રાણુલાલ ઇશ્કી હતો. પહેરવે ઓઢવે અને ખાવે પીવે ફાંકડો હતો. તેમજ દેખાવડો પણ હતો. ગુણમાં તો સર્વગુણસંપન્ન હતો, ચંચળ હતો, પણ તેની ચંચળતા આડે માર્ગે ચઢી ગઇ હતી. તરૂણમાં જે દોષ દેખાતા હતા તે માત્ર પ્રાણુલાલની સોબતનો જ પ્રતાપ હતો. તેના જ સંગનું તે ફળ હતું, "સોબતે અસર" અને "તુખમે તાસીર," એ કહેવતની કીમત લાખની નહિ પણ આવે પ્રસંગે કરોડની જ અંકાવી જોઇએ.

બન્ને મિત્રો ચા પીને ઉઠયા- એક બીજાનો હાથ પકડી ઓરડા તરફ ચાલ્યા, તરૂણને તરંગોમાં રમાડતી પેલી બારીએ બન્ને યુવાનો ઉભા અને ગંભીરપણે વાત કરવામાં રોકાયા.

"જગજીવન આવ્યો હતો." તરૂણે ધીમે સાદે કહ્યું.

"ક્યારે ?"

હમણાંજ ગયો, આંકડો પણ આપી ગયો છે. ચાર હજાર બસેં ને કંઇ ઉપર છે ખરા."

"રકમ જબરી છે. આ મહિનો ખરાબ ગયો. દરેક સોદામાં નુકશાનનું નુકશાન. એકમાં પણ જમા પાસું થયું નહિ."

"પણ હવે એનું કરવું કેમ ?"તરૂણે ભારે આતુરતાથી જરા ગભરાઇને પુછયું.

"શાનું ?"

"રૂપીઆનું"

"વલણુ સોમવારે વહેંચવાનું છે. આપવા તો પડશે."

"પણુ તે લાવવા કયાંથી. ?"

"શું આટલી બધી ચિંતા તેની છે ? મોં ઉતરી ગયું જણાય છે. આટલી બધી દિલગીરી એના માટે ?"

"શું મારા મોંઢા ઉપરથી માલમ પડે છે કે મારો જીવ ઉદાસ છે ?"

"હા તમારો ચહેરો જ બદલાઈ ગયો જણાય છે ને. પણ શા માટે ફીકર કરો છો. એનો ઘાટ ઉતારીશું."

"જગજીવન આવ્યા પહેલાંજ મને વિચાર થયો કે કંઇ ઘાટ ઉતાર્યા વિના ચાલવાનું નથી. નહિ તો પછી કોડીના બનીશું. વળી આજે બઇરીને પણ વાત ન થાય. તે ભવાડા કરે."

"હા ખરી વાત છે. એ નાની છે. વખતે એની માને વાત કરી દે તો ખોટું દેખાય."

"ત્રસ્ટીઓના કાન પર પણ વાત ગઇ છે. વાત તો વાની પેઠે પ્રસરે છે. તેમને ગુસ્સો લાગ્યો છે અને બબડે છે કે "ભાઇ સટ્ટો કરે છે." પણ તેમાં એમના બાપદાદાનું શું જાય છે ? કોણુ દરકાર કરે છે એવાંઓની ? બારેક મહિના ખૂટતા હશે. બે મહિના વત્તા કે ઓછા. એમનો ભાવ કોણ પૂછનાર છે ? પૈસા હાથમાં આવ્યા પછી."

"હા એતો હું કયાં નથી જાણુતો. સૌ ઠીક જ થશે. પણુ રૂ-પીઆનું શું કરવું ? કાલનો દિવસ વચ્ચે છે તે તો વાત કરતાં જતો રહેશે."

"તારે ગમે તેમ કર. મારાથી તો કોઇની પાસે મગાય નહિ. તું કહે તો હું એકની દસ સહીઓ કરી આપું."

"હા, હા, ઠીક છે. હું એક જનને મળી પૂછીશ. ટકાનું

વ્યાજ લેશે. ઓછું નહિ લે. આવતે મહિને પેદા કરી પાછા આપીશું, નહિ તો બાર મહિના પછી ઘણુએ અપાશે."

"ઠીક, તારા ધ્યાનમાં આવે તેમ કર. મને પૂછવાનું રાખીશ નહિ. કાલે ક્યારે આવશે ?"

"હું નક્કી કરીને તેડવા આવીશ. ફીકર નહિ કરો. તમારે તો ફક્ત સહીજ કરવાની છે."

"કહીશ તો એકની દસ કરીશ. મારે ક્યાં ના છે ?"

બન્ને મિત્રો બારી આગળથી ખસ્યા. પલંગ આગળ આવ્યા. બેઠા. પાનની રકાબી લીધી બીડીઓ બનાવી. ખાધી. ત્યાંથી ઉઠયા તરૂણે કપડાં પહેરવા માંડયાં. ઘોડાવાળાને વરધી પ્રથમથી આપેલી હોવાથી એક ઘોડાનો ખુલ્લો લેંડો તો બંગલાના દરવાજા પાસે ઉભેલો જ હતો. બન્ને જન બની ઠણી નીકળ્યા. ગાડીમાં બેઠા એટલે ગાડીવાને ગાડી પાલવાબંદર તરફ હાંકી.



## પ્રકરણ ૨ જું

મરવા સમયે રામદાસ શેઠ મોટા ધનાઢ્ય હતા. નાનપણમાં મુંબઈમાં આવેલા ત્યારે તો ગરીબ જ હતા. તેમના ભારે ઉદ્યોગ, દીર્ઘદ્રષ્ટિ અને પ્રારબ્ધના યોગે તેમને લક્ષ્મી દેવી વરી હતી. જે સમયે તેઓમુંબઈમાં આવ્યા તે સમય વેપારીઓને ઘણો અનુકૂળ હતો. વેપાર પૂર જોશમાં રહેતો હતો. લક્ષ્મીની લીલા લહેર થઇ રહી હેતી. વેપારીઓનો દહાડો સિકંદર હતો. માગ્યા મેહ વરસતા હતા અને ધાર્યા પોબાર પડતા હતા. ઈશ્વર સાનુકૂળ હોયતો રંકના રાય બનવું એ એક રમત જેવું હતું. રામદાસ શેઠ પ્રથમ ત્રણ રૂપીઆના મહિ-

નાથી નોકર રહ્યા હતા. દુકાન ઉઘાડે, દીવાબત્તી કરે, દુકાનમાં કાપડના તાકા આપે અને ગોઠવે. એવા જ પ્રકારનું કામ કરે. પણ નસીબ આગળનું પાંદડું ખસી જાય છે ત્યારે તેનું પરાક્રમ તે બતાવે છે. ત્રણના છ થયા અને છના બાર થયા. પાંચ વર્ષમાં પચીશનો મહિનો રામદાસ શેઠનો લખાયો. કરશનદાસ શેઠ જેમની દુકાને રામદાસ ચાકર હતા તે એક બહુ સમજુ, અનુભવી અને શાંત પ્રકૃતિના વૃદ્ધ ગૃહસ્થ હતા. રામદાસની ચંચળતા અને ચપળતા જોઇ તેમના મનમાં નિશ્ચય હતો કે આ છોકરો સારો નિવડશે. તેથી કરશનદાસ શેઠના ચારે હાથ રામદાસ ઉપર હતા. કરશનદાસ શેઠના આયુષ્યના છેલ્લા દિવસો જતા હતા. તેમજ તેમને પેટે કંઇ સંતાન નહિ હતું. તેથી સંસાર ઉપરથી તેમનું મન ઉઠી ગયું હતું. હાથમાં માળા લઇ અહરનિશ “ **શ્રી વલ્લભ શ્રી વલ્લભ** ” ના શુભ નામનો ઉચ્ચાર કર્યા કરતા હતા. ડોસાની ધર્મ ઉપર શ્રદ્ધા સારી હતી. પરમ ભગવદિ હતા. હાથના ટુંકા હતા અને કરકસરથી જ પૈસાનો સારો સંગ્રહ કર્યો હતો. લોકોના કહેવા પ્રમાણે પાંચ સાત લાખનો જીવ હતો. રામદાસ ઉપર આ ભગવદિજનની પ્રીતિ દિનપ્રતિદિન વધતી ચાલી. પોતાને સંતાન નહિ હોવાથી પોતાના છોકરાની પેઠે તેને ચાહતા હતા. આ વખતે રામદાસની વય વર્ષ પચીશને આશરે હશે.

હવે રામદાસનો દિવસ ફરવા વખત આવી. ભાગ્યોદય નિકટ દેખાવા લાગ્યો. લક્ષ્મીની કૃપાદ્રષ્ટિ તેના ઉપર પડી. કરશનદાસ શેઠે દુકાનમાં તેનો ચાર આની ભાગ કરી આપ્યો. ત્રણ વર્ષ વેપાર ખુબ ખેડયો. રૂપીઆ ત્રણ ચાર લાખનો નફો થઇ ગયો. રામદાસના ભાગમાં લાખ સવા લાખની રકમ આવી. આ વખતે કરશનદાસ શેઠની

વૃતિ કેવળ નિવૃતિમાર્ગ તરફ ઢળી હતી. શ્રી ગોકુલમાં વાસ કરવાની તેમને અભિલાષા થઇ હતી તેથી વેપારનું કામ નિવેડી નાંખ્યું પોતાની પુંજીની વ્યવસ્થા કરી અને પોતાની વૃદ્ધ સ્રી સાથ વાસ કરવાનો શ્રી ગોકુલ સિધાવ્યા. દુકાનનો તમામ વહીવટ રામદાસને સોંપ્યો.

મુંબઇમાં રત્નાગરસાગરની લહેર છે. "રત્નાગરસાગરની મહેર હજો" એવો કોઇ સુપાત્ર સિદ્ધ પુરૂષનો અંતઃકરણનો આશિર્વાદ રામદાસ શેઠને મળ્યો જણાય છે. દિવસની બધી વાત છે. "દિવસ પાંસરો હોય તો પાડા પણ દુજે અને વાંકો હોય તો ભેંસો પણ ન દુજે." તેમ રામદાસ શેઠ પણ ઘણા કુશળ હા. તર્ક બહુ સારા કરતા. દૃષ્ટિ દુર દોડાવતા. જે અનુમાન કરે તે ખરાં જ પડે. દાવ પાંસરા પડે. જ્યાં નાખે ત્યાં પોબાર. દુકાનનું કામ ધમધોકર ચાલ્યું. યુરોપીઅન પેઢીઓ ( ઑફીસો ) માં પણ સારી ઓળખાણ થઇ. વજન સારૂં બંધાયું. દસ વર્ષ એક સરખી રીતે વેપાર ચાલ્યો દસ બાર લાખનો કામ એમની પાસે થઇ ગયો. થોડી રકમ વેપારમાં રાખી બાકીની મીલકત મકાનો અને પ્રૉમેસરી નોટો વગેરેમાં રોકી.

પાંત્રીસ સાડત્રીસની વય સુધી રામદાસ શેઠને સંતાન ન થયું. એક વખતની સ્રી મરણ પામી હતી. બીજી વખતનું લગ્ન થયું. રામકોર બહુ સુશીળ અને સદ્દગુણી સ્રી હતી. એના બાપને ઘેર તો રાંકને મન રત્ન હતું લાડમાં ઉછરેલી હતી. રામદાસ શેઠ જેવાને ત્યાં પોતાની દીકરીનું સગપણ થયેલું તેથી રામકોરને તો તેનાં ગરીબ મા બાપ પાન ફૂલની પેઠે રાખતાં. જરા દુભવે નહિ અને મોં માગ્યું ખાવાપીવા આપે. પહેરવે ઓઢવે પ્રસન્ન રાખે. તેમજ રામદાસ શેઠને ઘેરથી પણ વસ્રાભૂષણો વારંવાર જતાં હતાં. રામકોર બહુ દેખાવડી

હતી, શરીરે પાતળી અને જરા ઊંચી હતી. મોઢાની આકૃતિ ગોળ હતી. કાળા ભમર જેવા વાળ અને પગના ઢોંચણે અડકે એવો ચોટલો તેની મોટામાં મોટી શોભા હતી આંખો મોટી અને ચળકતી હતી. હોઠ પાતળા અને રતાશ મારતા દેખાતા હતા. શરીરના અવયવો બહુ નાજુક હતા. ટુંકામાં રામકોર એક શ્રીમંતના ઘરને શોભા આપે એવી હતી. જેમ સ્વરૂપમાં તે શોહામણી હતી તેમ ગુણમાં પણ એવીજ ગંભીર હતી. રામકોર એક સ્ત્રીરત્ન હતું. રૂપ ગુણનું ઘર હતું. એમ કહેવાય છે કે રૂપ અને ગુણ બન્ને સાથે કોઇમાં જવલેજ હોય છે, પણ આ પ્રેમદાના સંબંધમાં તો સોનું અને સુગંધ બન્ને ભેળા મળ્યાં હતાં.

લગ્ન થયા પછી રામકોર સાસરામાં રહેતી હતી, ઘરનો ભોભો હમેશાં સ્ત્રીથી છે. સ્ત્રી ગુણીયલ હોય છે તોજ ઘર લાખનું નહી તો રાખનુંજ સમજવું. ભુંડી સ્ત્રીઓના ભવાડા કંઇ ઓછા ગવાય છે? તેમ ભલી ભારજાઓની ભલાઇના ભલા ગુણોના ગુણાનુવાદ ઓછા ગવાતા નથી! ભલી અને સદ્‌ગુણી સ્ત્રી તેના સ્વામીને સદાના સુખનું ધામ છે, તેની સંતતીને સન્માર્ગે દોરનાર એક ભલો ભોમીઓ છે, તેના કુટુંબને ભૂષણરૂપ એક કીર્તિ છે અને સ્ત્રીજાતિને અનુકરણ કરવા જોગ રુડું દ્રષ્ટાંત છે. રામકોર શેઠાણી રામદાસ શેઠના ઘરનો શણગાર હતાં. તે પોતાના મલાજા અને ભારમાં રહેતાં હતાં. બોલવામાં ઠાવકાપણું અને મીઠાશ એ તો તેમનામાં સ્વાભાવિકજ હતાં. દુશમનનું પણ દીલ ન દુખાય એવી તેમની વાણી હતી. જ્યારે ઉત્તમ શણગાર સજી બહાર નીકળતાં ત્યારે એમનાથી વધુ સ્વરૂપવાન સ્ત્રીઓને પણ એમની ઇર્ષા આવતી હતી. ત્રણેક વર્ષ લગ્નને થયાં હશે. એટલામાં રામકોર શેઠાણીને શ્રીમંત આવ્યું, સ્વામીની ઉમ્મર

પણ ચાલીસ બેતાલીસની થયેલી આ વખતમાં આ કંઇક મોટી ઉમ્મર ગણાય. તેમજ બીજું પરણેત હોવાથી રામદાસ શેઠને પણ આ રૂડો અવસર આવતાં આનંદ થયો. રામકોર શેઠાણીનાં માન વધ્યાં. પણ તેમનો સ્વભાવ ઉછાછળો નહીં હતો. ઉમ્મર તો નાની હતી પણ ઠરેલ અને ડાવકાપણાનું તે ઠામ હતું. શ્રીમંતના શુભ કાર્યનું મૂહુર્ત પૂછાવવામાં આવ્યું અને ન્યાતી રીત પ્રમાણે તે શુભ કામની સમાપ્તિ કરી. ન્યાતી ભોજન વગેરેમાં રામદાસ શેઠે ઠીક ખરચ કરી સારો યશ લીધો.

સમય થયો એટલે રામકોર શેઠાણીને પુત્ર પ્રસવ્યો. આથી આનંદ ઉત્સવ સર્વને મન વાધ્યો. સાકર મીઠાઇ વહેંચવામાં આવી. માણસોને શાલ, સેલાં, પાઘડીઓનો સરપાવ થયો. ગામડી નિશાળોના મહેતાજીઓને તથા તેમની નિશાળોના છોકરાઓને તેડયા. ચોપડીઓ, સ્લેટ, ખડીઆ વગેરેનું ઇનામ આપ્યું. વળી પત્તાસાં આપી તેઓનાં મોં મીઠાં કર્યાં. મહેતાજીઓને પાઘડીઓ બંધાવી. બ્રાહ્મણોને દાન દક્ષિણા આપી અને કેટલાંક ધર્મદા ખાતાઓમાં રામદાસ શેઠે સારી રકમ આપી. છોકરો બે ત્રણ મહિનાનો થયો. સહુ તેને રમાડે. લાડ લડાવે. પુત્ર વિનાનું ઘર નથી એ સત્ય છે. છોકરાં માટે અનેક જન જે વલખાં મારે છે તેજ સિદ્ધ કરી આપે છે કે આ માયીક જગતમાં માયામાં મગ્ન જનોને સંસારનું સત્ત્વ અને તત્વ કેવળ સંતાનજ જણાયું છે. જે ઘરમાં બાળક કલ્લોલ કરતું હોય, જે ઘરમાં બાળક પાલણે ઝુલતું હોય અને જે ઘરમાં માતપિતા બાળકને રમાડતાં, હાસ્યવિનોદ કરતાં, ગેલ કરતાં મલકાતાં હોય તો તે ઘર આનંદમય અને સુખી માનવામાં ખોટું કેમ કહેવાય ? રામદાસ શેઠનું ઘર આ એક પુત્રના પ્રતાપે અલૌકિક લીલાનું દર્શન કરાવતું હતું.

છોકરો ત્રણેક વર્ષનો થયો. રામકોર શેઠાણીને ફરીથી દિવસ રહ્યા. વળી એક પુત્રીનો જન્મ થયો. છોકરો અને છોકરી એ પ્રમાણે બન્ને સંતાનથી રામદાસ શેઠ પોતે ભાગ્યશાળી મનાવા લાગ્યા અને આ સંતાનોના સંબંધમાં ભવિષ્યને માટે તે અનેક તર્કો કરવા લાગ્યા. છોકરાંના વેવિશાળ તથા લગ્ન માટે વખતે વિચારો કરે. છોકરો રામદાસ શેઠને બહુ વહાલો હતો. હાથમાં લઈ રમાડે; ખેલાવે અને ગેલ કરાવે. પૈસામાં પૂર, ઘેરે સદ્‌ગુણી મીઠા બોલી નાર અને ઉજળાં સંતાન, એટલે રામદાસ શેઠના સુખનો પાર રહ્યો નહીં. તોપણ રામદાસ શેઠ ગર્વ કે અભિમાન શું છે તે બીલકુલ સમજતા નહીં. સદા સાદા અને નમ્ર હતા. તેમના તરફનું રામકોર શેઠાણીને સારૂ સુખ હતું. ઘરમાં માનથી બોલાવે, મોભો સાચવે અને કોઈ પણ વખતે મનને કલેશ થાય એવું કરણુ ન આપે. ચારે બાજુથી રામકોર શેઠાણી સુખી છતાં જેણે કદી પણ ગર્વ જાણ્યો નથી, જેણે કદી પણ અભિમાન આણ્યું નથી, જેણે કદી પણ મનમાં મોટાઇ માની નથી અને જે કદી પણ સુખથી ફૂલાઇ નથી એવી આ પ્રેમદા સ્ત્રીવર્ગને દીપાવે એવું એક ઉમદા ઝવાહીર હતું. તેમનો ગરીબો પ્રત્યેનો ભાવ, દીન પ્રત્યેની દયાની લાગણી, રાંડ પ્રત્યેની રહેમ નજર અને દુખીઆં પ્રત્યેની દીલસોજી એ તેમના અંતઃકરણમાં સદા વાસો કરી રહ્યાં હતાં. મર્યાદા પ્રમાણે વરતી દાનધર્મ યોગ્ય રીતે કરતાં. ન્યાત જાતમાં વિવેકથી વર્તતાં. આ પ્રમાણે એક સુખી ગૃહસ્થનું કુટુંબ સુખમાં સદા મહાલતું હતું.

પણ ઉદય અને અસ્ત આ જગતનો નિયમ સ્થાયી છે. ચડતી અને પડતીનું ચક્ર માણુસને આમ અને તેમ ફેરવે છે. દસી અને વીસીની રમત આ જગતના જનોને રમવી પડે છે. ઉજળું એટલું

દુખ હમેશાં હોતું નથી. સુખ પછવાડે દુઃખ અને દુઃખ પછવાડે સુખ એ જન માત્રથી કર્મરેખાની લીલા અલૌકિક રીતે રમણ કરે છે. ચાર દિન દુઃખના તો ચાર દિન સુખના આવેજ. જગતના અભિમાની જનોનું અભિમાન તોડવા કે પાપ પૂન્યનાં કૃત્યોનો બદલો આપવા ઇશ્વરે આ એક વિચિત્ર રચના રચી જણાય છે. માણસ ગર્વથી ફૂલાઇ ફાટી ન જાય માટે તેના ઉપર અંકુશરૂપે મનુષ્યની ચડતી પડતીના દ્રષ્ટાંતો કેવો બોધ કરી રહ્યાં છે ? રામદાસ શેઠ તથા તેમની ધર્મપત્નીના આ જન્મના તો નહીં પણ પૂર્વ જન્મના સંસ્કારે તેમના સુખ રૂપ સૂર્યના પ્રકાશમાં દુઃખરૂપી વાદળીએ છાયા કરવા માંડી. રામદાસ શેઠની તબીયતમાં બીગાડ થયો. તોપણ ધીમે ધીમે દુકાને જાય અને કામકાજ ઉપર જુજ લક્ષ આપે, રામદાસ શેઠ બહુ સમજુ હતા. તેઓ જાણતા હતા કે શરીરનો કંઇ ભરોસો નથી; મરણ પગલાંને હેઠ છે; આ દેહ કાચો કુંભ છે, જળનો પરપોટા છે અને આંખનો પલકારો છે. પળવાર પછી ખબર નથી કે શું થશે. વાત કરતાં કે બગાસુ ખાતાં ઘણા આ જગતને તજી ગયા છે. જો કે તેઓ વિદ્યામાં કાચા હતા. ગૂજરાતી સાધારણ રીતે લખી વાંચી જાણતા પણ બહુશ્રુત હતા. કથા પુરાણો સાંભળવા ઉપર લક્ષ ઘણું હતું. “ પંચોપાખ્યાન ” કે “ રામાયણ ” અને “ મહાભારત ” ની કથાઓ માંહેલી વારતા પ્રસંગોપાત વાંચતા અને તે વાંચીને તેનું રહસ્ય મનમાં ઠસાવતા, તેથી તેમનું મન ગંભીર બન્યું હતું. પોતાની દેહ લથડી ગયેલી જોઇ આ વેળાએ અનેક વિચારો મનમાં આવવા લાગ્યા કે સ્ત્રી સદ્‌ગુણી છે પણ તે યુવાન અવસ્થામાં છે, પુત્ર પુત્રી બાળ વયમાં છે; દેહ પછી પૈસાની ગતિ શી થશે ! પછી લાંબો વિચાર કરી પોતાની મિલકતનું એક વશિયતનામું કર્યું.

વશિયતનામું એક સારા અનુભવી વકીલ પાસે તૈયાર કરાવ્યું. પોતે સહી કરી કેટલાક સારા ગૃહસ્થો પાસે શાખ કરાવી. થોડા દિવસ ન વીત્યા એટલામાં રામદાસ શેઠની તબીયત વધારે બગડી. જીર્ણ જ્વર શરીરમાંથી ખસ્યો નહીં. શરીરના સાંધામાં દુઃખાવો વધુ અને વધુ થવા લાગ્યો. સાથે ખરચુનો આજાર પણ લાગુ પડયો. કેટલાક દિવસ એમ ચાલ્યું. પણ હવે રામદાસ શેઠ લાંબો વખત આ જગતની હવા ખાવાને માટે નિર્માણ થયેલા નહીં હતા. આ દુનિયા છોડી જવાનો સમય નિકટ અને નિકટ આવવા લાગ્યો. પવિત્ર, સદ્‌ગુણી અને સુશીલ પત્નિ તથા ગોદમાં લાડતાં અને કલ્લોલ કરતાં બાળકોનો વધારે વખત સમાગમ રહે એવી ઇશ્વર ઇચ્છા નહીં હતી. રામદાસ શેઠની આ દેહ રુપે આ જગતની મુસાફરી પૂરી થવા આવી હતી. હાડપિંજરમાં રહેલું પક્ષી ઉડી જવાને માટે ટમટમી રહ્યું હતું. હવે માત્ર તે શેઠ થોડાજ દિવસના પરોણા હતા. એક બે દિવસમાં મંદવાડ વધ્યો. સહેજ શ્વાસ ચાલ્યો. આંખો મીંચાઇ ગઇ. અને બોલતાં બોલતાં રામદાસ શેઠની ગરદન એકદમ ઢળી ગઇ. "લો લો" કરતાં બીછાના ઉપરથી ઉપાડી, છાણનું પોતણું કરી, નવડાવી, લાંબા સુવાડી " રામ રામ " ના પવિત્ર શબ્દોનો ઉચ્ચાર નિકટના સંબંધીઓ કરવા લાગ્યા. પણ એ તો માત્ર શબ જ હતું. જડ દેહ પડેલી હતી. ચૈતન્ય તો તેમાંથી અલોપ થઇ ગયું હતું. રામદાસ શેઠનો આત્મા તો તેમના દેહ ઉપર પાણી પડતાંની સાથે જ તેમની રૂડી કરણી પ્રમાણે પરમાત્માને શરણે ગયો હતો. થોડો સમય પવિત્ર રામોચ્ચાર થયા પછી વ્યવહારિક—લૌકિક—કામ શરૂ થયું. રડાકૂટ ચાલી, રામકોર શેઠાણી અતિશય કલ્પાંત કરવા લાગ્યાં. મનમાં ઘણું સમજે, જ્ઞાને લાવે, પણ પ્રેમિલું કોમળ અંતઃકરણ આવો કારી ઘા પડતાં

કેમ ટકી શકે ? પરિતાપ ઘણો કર્યો. રીતરિવાજ મુજબ શબને અ-ગ્નિદાહ કરવામાં આવ્યું. પછી સ્નાન કરવાને ગયાં. સ્ત્રીઓ સ્નાન કરીને આવી. પછવાડેથી પુરૂષો આવ્યા. રડાકુટ કરી સર્વ ઘેર ગયાં એસાણું કર્યું. ત્રીજે દિવસે ઉઠમણું કર્યું. અને ન્યાત રીવાજ મુજબ બ્રહ્મભોજન વગેરે ખરચ કર્યો.

રામદાસ શેઠ ભોળા હતા. તેમજ દયાળુ હતા. ધંધામાં કુશળ હતા પણ કપટમાં જાણતા નહી હતા. વ્યવહારમાં પૂરા તેમજ નિષ્ટાના પણ સાફ હતા. નીતિમાં શૂરા હતા. પોતાની સ્ત્રી તથા બાળકો ઉપર તેમનું ઘણું હેત હતું. તેમનો સ્નેહ ઘાડો હતો. પણ શું કરે? આયુષ્યની દોરી તૂટેલી તે કોણ સાંધી શકે ? આવરદા આવી રહેલો, વખત ભરાઇ ગયલો એટલે તેમાં પળ માત્ર પણ વધારવા કે ઘટાડવા કોણ સમર્થ ? જન્મ મરણ અને પરણ એ ત્રણ ઈશ્વરી નિયમમાં ફે-રફાર કરવાને કોઇ શક્તિ સબળ નથી. ભાવીની ગતિ વિ-ચિત્ર અને ગૂઢ છે.

રામદાસ શેઠના મરણથી રામકોર શેઠાણી બહુ દુઃખી થયાં. નાની વયમાં વિધવાવસ્થા પ્રાપ્ત થઇ, પોતાનું શિરછત્ર જતું રહ્યું. સ્નેહનો સાગર સૂકાઇ ગયો, પ્રેમિલો પતિ માયા તજી હમેશને માટે જતો રહ્યો, શરીરનો શણગાર ઉતરી ગયો ! આ કારી જખમ તેમના કાળજામાં ઉંડો વાગ્યો. આ દુઃખનો ડામ તેમના અંતઃકરણને બહુ ભેદવા લાગ્યો. તેમની આંખો પાણીથી ભરેલી ને ભરેલી રહે. અને કદાચ તે પાણી સૂકાયું તોપણ હૈયું તો સદા રડયાં જ કરતું. ગત પતિનો પોતા પ્રત્યેનો તથા બાળકો પ્રત્યેનો પ્રેમ અને ઉમળકો સાંભરી આવતો તથા અનેક પ્રસંગો યાદશક્તિ જાગૃત કરતી, તેથી તે સાધ્વી સ્ત્રી અતિશય કલ્પાંત કરતી, રડતી અને દેહ ગાળતી. તેમનું હૈયું

હાથ રહેતું નહીં. તે ઘણું મન મારત્તાં પણ મરતું નહીં તેમનું કાળજું ઊથલી જતું. તથાપિ એવા સમયમાં માત્ર મન ઠરવાનું ઠેકાણું તો આ નાનાં બાળકોના કોમળ મુખાર્વિંદ જ થઇ પડયાં હતાં. વખતે વખતે શેઠાણી મનને વૈરાગ્ય આણતાં પણ માયાનું આવરણ હોવાથી તેમનું હૃદય દુઃખી થતું. માત્ર આ બાળકો જ તેમને દિલાસાનું કારણ હતું. નિર્દોષ અને નિર્મળ હૃદયની રામકોર શેઠાણી પતિ વિનાની થઇ, વિધવા થઈ, રંડાઈ, ખૂણે બેઠી, પરાધીન થઇ, ઓ-શિયાળી બની, તેજહીન થઇ, ગરીબ ગાય થઇ ! ! આવી સદ્ગુણી, ભલી, ભક્તિમાન, નીતિમાન, દયાળુ અને માયાળુ સ્ત્રીને માથે આવાં વૈધવ્યપણાનું અગાધ દુઃખ ? જેણે કંઈ પણ પાપ કર્યું નથી, અ-નીતિને માર્ગે જે ચાલી નથી, દુસ્મનનું પણ દીલ જેણે દુખવ્યું નથી. કોઈનું ભૂંડું જેના હાથે થયું નથી, જન્મી ત્યારથી આ સમય સુધી કેવળ પવિત્ર અને નિર્દોષ છે, એવી પ્રેમદાપર આ પ્રમાણે વૈધવ્ય રૂપી દુઃખનો ડુંગર ટૂટી પડયો એ શું ? પૂર્વ જન્મના કર્મનું ફળ હશે એમાં શો સંદેહ ?

રામદાસ શેઠના મરણ પછી તરતજ વશિયતનામાના ત્રસ્ટીઓએ નોંધ કરી સઘળી મિલકતનો કબજો લીધો, રામકોર શેઠાણી અને તેમનાં બાળકોને રહેવા માટે શહેરમાં એક ઘરનો ત્રીજો ચોથો માળ આપવામાં આવ્યો. તથા વાલકેશ્વરનો બંગલો વશિયતનામામાં જણાવ્યા પ્રમાણે વપરાસને માટે શેઠાણીને સ્વાધિન કર્યો. ત્રસ્ટીઓ હાઈકોર્ટમાં ગયા. ધારા પ્રમાણે પ્રોબેટ લીધો. થોડા મહિના રામકોર શેઠાણી શહેરમાં રહ્યાં. પણ નાના અને લાડકવાયા કાકુની તબિયત જરા નરમ હોવાથી ઘણું ખરૂં વાલકેશ્વર રહેવાનું રાખ્યું.



## પ્રકરણ ૩ જું

વશિયતનામામાં દર્શાવ્યા મુજબ ટ્રસ્ટીઓએ રામદાસ શેઠની પછવાડે યોગ્ય ખરચ કર્યો. રામદાસ શેઠને તો પીસ્તાળીસ વર્ષ થયેલાં પણ રામકોર શેઠાણીની ઉમ્મર નાની હોવાથી સગાંવહાલાંને શોક સંતાપ વધારે લાગ્યો. વશિયતનામામાં લખ્યા મુજબ રામકોર શેઠાણીને દર માસે પાંચસો રૂપીઆ ખરચ માટે મળવા લાગ્યા. પોતાના એ બચ્ચાંને પાંખમાં ઘાલી વાંચવામાં કે ભરવામાં રામકોર શેઠાણી પોતાનો કાળ ગાળતાં હતાં. ભણેલાં હતાં, એટલે નહિ કે ઉછાંછળી કેળવણીવાળાં હતાં. અભ્યાસ થોડો કરેલો પણ સ્વાભાવિક જ્ઞાન વિશેષ હતું. આ જ્ઞાન ઇશ્વર પ્રેરણાથી જ તેમને પ્રાપ્ત થયેલું હેતું. નહિ તેમને કોઇનો કુસંગ કે નહિ કોઇ સાથે કદી કુથલીમાં પડવું. સાધારણ વાંચવા શીખેલાં તેમાંથી વાંચવાનો મહાવરો વધ્યો અને સાંસારિક,વ્યવહારિક તથા નીતિધર્મનાં ગીતા, ભાગવત અને સુંદરી-ગુણમંદિર આદિ સુધર્મવર્ધક સારાં સારાં પુસ્તકો વાંચવાને તે શક્તિવાન થયાં. તેમનું મન સુમાર્ગે ચઢી ગયલું હતું. તેમનું અંતઃકરણ સદા દોષરહિત હતું. તેમની વૃત્તિ સારી હતી. ધર્મમાં સુદઢ હતાં. મન વશ રાખવામાં પ્રબળ હતાં. પોતાનાં કોમળ અને મધુર બાળકો પ્રત્યે પૂર્ણ પ્રેમ તે ધરાવતાં હતાં, તોપણ તે સાથે તેમના અંતઃકરણમાં વૈરાગ્યની છાયા ઠીક છવાઇ રહી હતી. આ પ્રતાપ તેમનામાં ઇશ્વરપ્રેરિત જ્ઞાનનો હતો. દયારામ કવિએ ભક્તિપોષણ ગ્રંથમાં કહ્યું છે કે "સંસારસુ સરસો રહે ને મન મારી પાસ; સંસારમાં લુબ્ધે નહિ, તે જાણુ મારો દાસ." આ વાકયનું ખરૂં રહસ્ય આ યુવાન પણ વૈધવ્યપણાથી દુઃખી થયલાં રામકોર શેઠાણી બરાબર સમજતાં હોય એવું તેમનાં આચરણ અને નીતિ રીતિ ઉપ-

રથી પ્રત્યક્ષ દેખાઇ આવતું હતું. પોતાને ઘેર ઠાકોર સેવા હતી. ઠાકોરજીમાં તેમનો ભાવ ઉત્તમ હતો. વિધવાવસ્થા પ્રાપ્ત થતાં પહેલાં પ્રસંગોપાત મંદિરોમાં દર્શન માટે જતાં. તેમજ નાત જાતમાં સારા નરસા અવસરે જવું આવવું અને આપ લે વગેરે વિવેકથી કરતાં હતાં. નાતજાતમાં કે ઓળખાણ પીછાણવાળાઓમાં ગરીબ કે શ્રીમંત, બધા તરફ તે સરખી નજરથી જોતાં હતાં. મનમાં મોટા નાનાનો તેમને કંઇ ભેદ હતો નહિ. કેટલાક શેઠીઆઓ ગરીબો પ્રત્યે તુચ્છકાર બતાવે છે તેવી પ્રકૃતિનો ભાસ પણ આ ગુણીયલ સ્ત્રીમાં નહિ હતો. દર મહિને મળતા પાંચસો રૂપીઆમાંથી રીતસર જોઇતો ખરચ કરતાં રસોઇઓ, ઘાટી, એક ઘાટણ, ભૈયો, બે ઘોડા, બે ગાડી, ગાય, ભેંસ વગેરે રાખ્યાં હતાં બાળકોને ખાવાપીવાથી તથા કપડાં લતાંથી રામકોર શેઠાણી બહુ સારી રીતે રાખતાં હતાં. સાંજના ભૈયો તથા ઘાટણ બાળકોને ગાડીમાં બેસાડી પાલવે કે એકબે ઉપર હવા ખાવાને લેઇ જતાં. એ પ્રમાણે સ્વર્ગવાસી રામદાસ શેઠનું કુટુંબ પોતાના દિવસ નિર્ગમન કરતું હતું.

રામદાસ શેઠે કરેલા વશિયતનામાના ત્રસ્ટીઓમાં હરગોવિંદદાસ એક ખરો ખટપટીઓ અને ચંચળ પુરુષ હતો. ઉમ્મર તો ચાળીસ પીસ્તાળીસની હશે. શરીરે બેઠી દડીનો, મજબૂત બાંધાનો અને ભરેલા આકારનો હતો. પૈસે સારો સુખી હતો. બે ત્રણ લાખનો આસામી હતો. તે સમજુ હતો, પણ મનનો દૃઢ નહિ હતો. દૃષ્ટિમાં જરા વિકાર હતો, તેના સઘળા ગુણો ઢંકાઇ જતા હતા. સ્ત્રીની સૌંદર્યપર દૃષ્ટિ પડતાં તેનું ચિત્ત સહેલથી ચળે એવું હતું.

કેશવદાસ જે બીજા ત્રસ્ટી હતા, તે બહુ ગંભીર હતા. સ્વર્ગવાસી રામદાસ શેઠના મિત્ર થતા. તેઓનો અરસપરસનો સ્નેહ ઘણો

વર્ષનો હતો. રામદાસ શેઠ ઘણાખરા કામોમાં કેશવદાસની સલાહ લેતા હતા. કેશવદાસ વિવેકી હતા. પોતાના મિત્રના મરણથી તેમને બહુ લાગતું હતું અને તેમની યુવાન વિધવા પત્ની અને તેમનાં બાળકોને પોતાના પેટનાં બાળકો સમાન તેઓ ગણતાં હતા. પૈસો પાસે ઠીક હતો. સ્વભાવે ઘણા સાદા હતા. રીત રીવાજને સખ્તપણે વળગી ચાલનારા હતા.

ત્રસ્ટીઓમાં ત્રીજા ગૃહસ્થ રંગીલદાસ હતા. તે એક ભલા આદમી હતા. નામના ત્રસ્ટી હતા. પ્રકૃતિમાં "મહેતો મારે નહિ અને ભણાવે પણ નહિ" એવા હતા. મિલ્કતનો વહીવટ કેમ ચાલે છે તેની રંગીલદાસને ખબર પણ નહિ હતી. ખબર રાખે પણ શું કરવા ? એટલી જંજાળ શું કરવા માથે વહોરી લે ? ખાવું પીવું અને વાતોચીતોમાં દિવસ ગાળવાનું તેમનું કામ હતું. તેમ જ રંગીલદાસ ભણેલા પણ એવા એક્કા હતા કે પોતાની સહી મુજતે હાથે કરી શક્તા હતા. વિદ્યા અને લક્ષ્મીને આદિકાળથી વેર ચાલતું આવેલું છે, તો આ વિદ્યાના વૈરી ઉપર લક્ષ્મીની મહેર હોય એમાં કાંઈ નવાઇ નથી.

આવી પ્રકૃતિવાળા ત્રસ્ટીઓએ મરનાર રામદાસ શેઠની સ્થાવર જંગમ મિલકતનો કબજો લીધો. આ માલમિલકત આશરે પંદર લાખની હશે. એક મહેતો રાખ્યો અને તે મિલકતનો સઘળો વહિવટ તેને સોંપવામાં આવ્યો. ત્રસ્ટીઓ તો માત્ર સહીજ કરવાનું શીખેલા, લુચ્ચા, મલિન બુદ્ધિના કે હરામની દાનતવાળા ત્રસ્ટીઓ હોય તો મિલકતની અનેક પ્રકારની વારફેર કરી–વેચ લે કરી–કે આડું અવળું કરી લાથ મારવાનું કે હોઇયાં કરવાનું નીચ કામ કરે. આ ત્રસ્ટીઓમાં એવો એક પણ નહીં હતો કે જે રામદાસ

શેઠના પૈસાનો ગેરઉપયોગ કરે કે તેમાં નજર ઘાલે. આ મિલકતની વ્યવસ્થા રીતસર અને એક હોશીઆર માણસથી થતી હતી.

કાનદાસ મહેતાને ચાળીશ વર્ષ થયાં હશે. એક ગૃહસ્થને ત્યાં પંદર વરસની ઉમ્મરથી નોકરીમાં તે રહ્યો હતો. જ્યાં પચીસ વર્ષ સુધી એક એઠકે, પ્રમાણિકપણે અને ખરી નિષ્ઠાની તેણે નોકરી કરી હતી. ને ગૃહસ્થ પ્રારબ્ધ રૂપી સુદર્શન ચક્રના ઝપાટામાં આવ્યો. તેને દુર્દશાએ ઘેર્યો, વેપાર ધંધો આટોપી નાંખવો પડયો અને "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી, અને નષ્ટ ભીખ, અને તે માગતાં ન આવડે તો દલાલી શીખ" એ કહેવત પ્રમાણે નીચમાં નીચ જે દલાલી કહેલી છે તે કરી પોતાનું પાપી પેટ ભરવાની તેને ફરજ પડી. કાનદાસ મહેતો આ નોકરીએથી છુટયો એટલે હરગોવિંદદાસે આ ટ્રસ્ટખાતાનું કામ તેને સોપ્યું.

કાનદાસ મહેતો એક ખરો ગુણીઅલ માણસ હતો. સમજુ અને વિવેકી હતો. નજરનો કેવળ ચોખ્ખો અને દાનતનો પાક હતો. અસત્ય અને અધર્મ ઉપર તેને ભારે ધિક્કાર હતો. તેમ સ્વભાવે પણ ઘણો તીખો હતો. સારૂં અગર નરસું મોંઢા ઉપર તડ અને ફડ કરવામાં તે પાછું વાળી જોતોજ નહિ. પણ પોતાના કામકાજમાં કુશળ અને પૂર્ણ પ્રમાણિક હતો રામકોર શેઠાણી સાથે બહુ રૂડી રીતે વર્તતો. તેમનાં બે બાળકો પ્રત્યે પોતાના પ્રિય બાળકો કરતાં પણ વધુ પ્રેમ રાખતો. રામકોર શેઠાણીનો સારો સ્વભાવ અને રૂડા ગુણો તથા તેમનું ધર્મનીતિસહ વર્તન બહુજ બારીકીથી અવલોકતો. તેમજ આવી તરૂણ અબળા યુવાવસ્થામાં વૈધવ્ય અવસ્થા પ્રાપ્ત થવા છતાં, કેવી રૂડી નીતિ રીતિ પાળે છે તે જોઇ તે અજાયબ થતો; એટલું જ નહીં પણ રામકોર શેઠાણીને એક અલૌકિક સાધ્વી સ્ત્રી તરીકે લેખતો અને તેમના

પ્રત્યે પૂજ્યભાવ ધરાવતો. તેમનો શબ્દ તે કદીપણુ ઉથાપતો નહીં. તેમજ તે પવિત્ર સ્ત્રીના મુખમાંથી કોઇ પળે પણુ અયોગ્ય શબ્દ નીકળતો નહીં, કાનદાસ મહેતાને મહિને પંચોતરનો પગાર મળતો. એનું પ્રમાણિકપણું સંદેહ વિનાનું હતું. પંદર લાખનો સર્વ વહિવટ એના હાથમાં હતો. દસ બાર મોટાં ઘરોનું ભાડું ઉઘરાવવું. તેનું મરામત વગેરેનું કામ કરાવવું. બીલો લેવાં અને ચુકવવાં, હજારોની આપ લે કરવી. નાનાં અને મોટાં સમજુ અને અણુસજુ સઘળા સાથે કામ લેવું, એવાં અનેક કામ તેને કરવાનાં હતાં.

આવો વહિવટ હાથમાં આવતાં સ્વાર્થે આંધળા થઇ પોતાનો ધર્મ ચૂકી, કમીશનની લાલચે કેટલાક ત્રસ્ટીઓ ગજવું ભરવાનું કરે છે અને પોતાને સોંપેલા વિશ્વાસનો ઘાત કરે છે, તેમ આ ત્રસ્ટીઓની બાબતમાં નહીં હતું, તેમ કેટલાક નોકરો, મહેતાઓ અને મુત્સદીઓ જેઓના ઉપર તેઓના શેઠો, માલિકો કે ઉપરીઓ વિશ્વાસ મૂકે છે, તેઓમાંના કેટલાક દુષ્ટ બની, નજર બગાડી, મૂકેલા ભરોસાનો ભોગ આપી જે નીચ વર્તણુક ચલાવે છે અને હક ઉપરાંત હરામની દાનતથી ગેરવાજબી પૈસા લેવાની વાંચ્છાના કરી તે લે છે, તેવો કાનદાસ મહેતો નહીં હતો, તેની નિષ્ટા પૂર્ણ પવિત્ર હતી. તેની દાનત સાફ હતી. તેનું મન ચોખ્ખું હતું તેનું અંતઃકરણુ સ્વચ્છ હતું. પોતાના પગાર ઉપરાંત એક પૈ પણુ તેને કામની નહીં હતી. તે સંતોષી હતો. ધર્મિષ્ટ હતો. પાપ પુન્યનું તેને ગ્નાન હતું. કર્યાં કર્મ ભોગવવાં પડશે એવું તે સમજતો હતો. પૈસા માટે તેને બીલકુલ મોહ નહીં હતો. તે પૈસાવાળો નહીં હતો. કમાવું અને ખાવું એજ તેના નિવાહનો માર્ગ હતો. પણુ પારકા પૈસાને તે માટી સમજતો હતો. શ્રીમંત કે ગરીબ સહુ મૂડી વાળી

આવ્યા છે પણ ઉઘાડે હાથે જવાના છે, એ જ્ઞાન તેના મનમાં સારી રીતે ઠસેલું હતું. રાય અને રંક સર્વ માત્ર સવાશેર અનાજના અને ત્રણ હાથ ભોંયના જ માલિક છે અને તે પણ થોડો કાળ આ જીવન છે ત્યાં સુધી જ—એમ તે સારી રીતે સમજતો હતો. પૈસા કોઈના સાથે ગયા નથી અને જતા નથી. એ સાદી અને સ્પષ્ટ બાબત તેના મનમાં દૃઢ હતી. પૈસાને તે પીડા તરીકે માનતો હતો, કારણ કે તેણે જગતમાં જોયું હતું કે મનુષ્યના ષડ રીપુઓ કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને મત્સર એ સઘળાને ઉત્પન્ન કરનાર વધુ ને વધુ પ્રદીપ્ત કરનાર, ઉત્તજન આપનાર અને તેને સાધનો અનુકૂળ કરી આપનાર પૈસોજ છે. વળી વધુ તેના મનમાં તો એમ દૃઢ થયું હતું કે ખરી મહેનતનો પ્રમાણિકપણે મેળવેલો પૈસો પણ વખતે પૂર્વજન્મના સંસ્કારે સુખથી ભોગવતો નથી. તો અધર્મ અને અન્યાયના માર્ગે ચોરી અને કુડાં કર્મ કરી બીન હક્કે અને ગેરવાજબી રીતે મેળવેલો કે ખરાબ દાનતથી દાબી રાખેલો પૈસો કદી ભોગવવાનો નથી; એટલું જ નહિ પણ આ કહેવત પ્રમાણે બને છેઃ—"જો મૂળસે આવે ઓ મૂળસે જાવે અને નફામાં દો જુતીઆં રહેવે." એવાં ઘણાં દૃષ્ટાંતો તેણે નજરે જોયલાં હોવાથી તેનું દૃઢ મન કદી પણ ડગે કે ચળે તેમ હતું નહિ આવા તેના જ્ઞાને કરી કાનદાસ મહેતાજી પ્રમાણિકપણે અને નીતિથી નોકરી કરતો હતો. પોતાનાં માલિકનું સદા સારૂંજ થાય—લાભ થાય તેમ કરવું એજ તેની રીતિ હતી. કેવળ પવિત્ર મનથી કાર્યભાર તે કરતો હતો.

પણ ભાવિ પોતાનું કામ કર્યા જાય છે. ન્યાય અન્યાયની તુલના કરવાનું કામ તે પોતાને માથે રાખતો નથી, તે તો પોતાનું બળ આંખો મીચીને અજમાવ્યા જાય છે, તે શું કરે? તે તો માત્ર

અનુચર છે. તેને થયેલી આજ્ઞા પ્રમાણે કામ કરવું જ જોઇએ. ભાવીની પ્રબળતાથી એવાં ઘણાં કામો થાય છે કે જેને માટે દયા ઉત્પન્ન થયા વિના રહેતી નથી. નિર્દોષ માણસો દુષ્ટ ગ્રહોના પ્રતાપે વિનાકારણે ઘણી વખતે કલંકિત થાય છે. પણ સારાનું ફળ હમેશાં સારૂંજ હોય છે. અંતે સત્યનોજ જય છે. ભાવિના ચક્રમાં સપડાતાં કદાપિ દુઃખ સહન કરવું પડે, ન્યાયને બદલે અન્યાય થતો દેખાય, સત્ય ઉંધું વળતું અને અસત્ય જય પામતું જણાય, નિર્દોષ માણસો માર્યાં જતાં અને દોષવાન્ છટકી જતાં માલમ પડે, તોપણ અંતે સત્યનો પ્રકાશ થયા વિના રહેવાનોજ નહીં. ન્યાય નિર્મળ સ્વચ્છ અને પવિત્ર રીતે સદા દૃષ્ટિએ પડવાનોજ. અને દુઃખ તરીકે સમયને માટે માની લેવું પડેલું તેનો અંત સુખમાંજ આવેલો દેખાવાનો.

ભલે દુષ્ટ માણસો પોતાનો સ્વાર્થ સાધવા માટે સારા માણસોનું ભુંડું બોલવા અને કરવા કદી પાછું વાળી ના જુએ. તોપણ "ભલા કર ભલા હોયગા અને ભુંડા કર ભુંડા હોયગા" એ કહેવત સદા સત્ય ઠરે છેજ. "ખાડો ખોદે તેજ પડે," "સામાનું ભુંડું ઇચ્છવાથી પોતાનુંજ ભુંડું થાય છે" એવી સોનેરી શિખામણો જો ભુંડા માણસો ધ્યાનમાં લે તો જગતના જનોના મોટા ભાગનું કલ્યાણ થવાને વિલંબજ નલાગે. પણ "ભુંડું ભુંડાનો ભાવ ભજવ્યા વગર રહેજ નહિ." રામદાસ શેઠનાં જે મકાનો હતાં; તેમાંના ત્રણ મકાનો ભાડું ઉઘરાવનારને દરમાસે ઉચક રકમ મુકરર કરી ભાડે આપેલાં હતાં. આ ત્રણ મકાનનું ભાડું દર મહિને સાડીસાતસો રૂપીઆનું આવતું હતું. જૂવાની મુદત પૂરી થવા આવી હતી. થોડોજ વખત બાકી હતો. એટલે છબીલદાસ નામનો એક વાણીઓ કાનદાસ મહેતા પાસે આવ્યો અને તેણે ત્રણ ઘરોનું ભાડું ઉઘરાવવાનો કંટ્રાક્ટ મેળવવની

ઇચ્છા જણાવી. મુંબઇમાં સંકડાસ વધતી જાય છે, વસ્તીના વધારાને લીધે રહેવાને જગા મળવી મુશ્કેલ થઇ પડી છે. છેલ્લા વીસ વરસમાં ભાડાના આંકડામાં જે ભારે વધારો થયો છે તેને માટે જરૂર ગરીબ લોકોનો કકળાટ ઘણો છે અને તેથીજ ગરીબોને સસતા ભાડે રહેવાને બની આવે, માટે ધર્માદા ફંડો ઉભાં કરી મકાનો બાંધવાની સૂચનાઓ અને યોજનાઓ થતી આવી છે.

પણ કાનદાસ મહેતાને તો પોતાનો ધર્મ બજાવવાનો હતો. પોતાના શેઠના ઘરમાં ગેરવાજબી રીતે નહીં પણ વાજબી રીતે જે લાભ થાય તે કરવાને તે બંધાયલો હતો. અને તેમ તેણે કરવું જ જોઇએ. સમય પ્રમાણે વધારે ભાડું મેળવવાને તે યત્ન કરે એમાં એણે કંઇ પણ ખોટું કર્યું એમ કહેવાય જ નહીં.

કાનદાસ મહેતો લુણહરામી નહીં હતો. સાડી સાતસો રૂપીઆમાં તે ત્રણ ઘર કંટ્રાક્ટથી આપેલાં એ વાત ખરી. પણ તે ઘરનું ભાડું સમય બદલાતાં નવસો ઉપજે એવો રંગ તેને દેખાયો. માટે મહેનત કરી જેટલા વધારે ઉપજે તેટલા ઉપજાવવાનો તેણે ઠરાવ કરેલો. મનુષ્ય પોતાની પ્રકૃતિ પ્રમાણે સામાને જુએ છે અને પોતાના જેવો લેખે છે. આ જગતમાં ભોળાજનો ભૂલથી ભોળવાઇ ઠગાય છે અને લુચ્ચા અને કપટી જનો ફાવે છે, તેનું કારણ ભોળા જનોની ભલાઇજ છે. તે પોતાની ભલાઇ, સામા માણસમાં હોય એમ માની કામ કરે છે. અને તેનો ગેરવાજબી લાભ ભુંડા માણસો લેઇ જાય છે. છબીલદાસ લુચ્ચો અને દગલબાજ હોવાથી કાનદાસ મહેતાને પણ તે તેવો જ સમજતો હતો. પોતે જેમ પૈસાને માટે દગલબાજીના કે વિશ્વાસઘાતનાં કામો કરવામાં પાછું વાળી ન જુએ તેમ કાનદાસ મહેતો પણ તેની પંક્તિમાં બેસનારો હશે, પૈસાનો લોભી હશે, અને એવો જ

કામોથી પૈસાનો સંગ્રહ કરતો હશે એમ તે માનતો હતો. તેથી કાનદાસ મહેતાને લોભ દેખાડી અને લાલચ આપી પોતાનું કામ કઢાડી લેવાની છબીલદાસે રમત રમવા માંડી.

"કેમ કાનદાસભાઇ, હવે મહેરબાની કરશો ?" છબીલદાસે ઘણી નમ્રતાપૂર્વક મીઠી વાણીથી પૂછ્યું.

"શાની મહેરબાની ? ભાઇ," કાનદાસ મહેતાએ પણ ગંભીરતાથી જવાબ આપ્યો.

"પેલાં ત્રણ ઘર માટે, સાડીસાતસોમાં બીજાને આપેલાં છે તેજ પ્રમાણે હું માગું છું. કંઇ ઓછું કરવાને હું કહેતો નથી."

"હા, પણ હું કેમ આપી શકું ? તમે કહોછો એ વાત સાચી પણ વખત જૂઓછોને ? ભાડાની કીંમતનું કંઇ ઠેકાણું છે ? એકના બે તો થઇ ગયા. તમારાથી શું અજાણ્યું છે ?"

"ત્યારે એક વાત હું કહું તેમ કરશો ? વાત મનમાં રાખવાની છે. હું કોઇને નહીં કહું અને તે બાબતની તમારી પાસે કહો તેવી પ્રતિજ્ઞા કરૂં. આ વાત તમારૂં અને મારૂં એનું જ મન જાણે. આ ભાડાના કંટ્રાક્ટમાં તમારો ચાર આની ભાગ રાખું તો કેમ ? દર મહિને તમારો ભાગ ઘેર પહોંચાડીશ."

"મારે ભાગ લાગ કંઈ જોઇતો નથી. ઇશ્વર અડધી રોટલી આપે છે તેમાંજ સંતોષ માની રહેવામાં લાભ છે. માટે એ વાત તો કરવી નહીં."

"ત્યારે એમ કરો. સાડીસાતસો પ્રમાણે મને કબાલો એક વરસને માટે કરી આપો. તમે નવસો તો કહોછો તો દોઢસોના વધારામાંથી પોણોસો મારા અને પોણોસો તમારા, તે તમારા પોણોસો પ્રમાણે બાર મહિનાના નવસો આગળથી હું આપું તો કેમ ? પછી

કંઈ વાંચ્યો છે? આમાં તો કંઇ ખોટું નથી."

ભાઈ છબીલદાસ, ખરું કે ખોટું હું ક્યાં કહું છું? મારે તો આગળથીએ જોઇતા નથી અને પાછળથીએ જોઇતા નથી. બીન હકનું ખાનાર હું નથી. ઇશ્વર હકનું ખાવા દે તો ઘણું છે. તમે તો ભલા માણસ છો, તમને વધારે શું કહીએ? હવેથી એ વાત કરશો નહીં. મહિને નવસો હોય તોજ વાત કરવી."

"આપો, શેઠ! નવસો રોકડા ઘરમાં આવી પડે છે તે ખોટા લાગતા હશે નહીં?

"હા, ખોટા તો શું પણ મારે મન તો ઝેર બરાબર છે. હું ભીખારી રહું તો ભલે, પણ એવી લાલચમાં લપટાઉં એવો માણસ નથી. તમે તો ગાંડા થયા જણાઓ છો. હજુ તમે માણસ ઓળખતા નથી. પાંચ આંગળી સરખી નથી. જવાદો, માફ કરો, દયા કરો."

છબીલદાસ નીચ અને પાજી હતો. કાનદાસ મહેતાના "દયા કરો અને માફ કરો" શબ્દોથી તેને ઘણું લાગી આવ્યું. કાનદાસ મહેતો લાલચથી લપટાયો નહીં. લોભથી ચળ્યો નહીં. તેણે ચોખ્ખી ના પાડી તેથી છબીલદાસનો મીજાજ હાથ ન રહ્યો. ખોટું લાગ્યું એટલુંજ નહીં પણ આંખમાં વેર વસ્યું. ગુસ્સો ઘણો આવ્યો. તે મનમાં સમાવી ન શક્યો, તેથી બકી પણ ગયો કે "બચ્ચા, જોજે. તારો ઘાટ કેવો ઘડું છું તે. જાણ્યું! જાણ્યું તારૂં પ્રમાણિકપણું. "સો ઉંદર મારકે બીલ્લી હજકુ ચલી. પણ યાદ રાખજે કે નોકરી ઉપરથી ગડગડીયું ન અપાવું તો મારૂં નામ છબીલદાસ નહીં." આ શબ્દો બોલી તે જોસમાં ને જોસમાં દાદર ઉતરી ચાલ્યો ગયો. પણ કાનદાસ મહેતો ડરે તેમ નહીં હતો. પ્રમાણિકપણા કરતાં પ્રાણને પણ વહાલો ગણતો નહીં. આવી નીચ ધમકીઓની તે બીલકુલ પરવા

કરતો નહીં હતો. તે નોકરી નિમકહલાલીથી શિરસાટે બજાવતો. અને ધર્મ તથા સત્યને માર્ગેજ ચાલતો.

છબીલદાસને કંટ્રાકટ ન મળ્યું તેથી નિરાશ થયો. તે સદા કાનદાસ મહેતા પ્રત્યે વધુ અને વધુ શત્રુવટ ધરાવવા લાગ્યો. છબીલદાસ ખાવા પીવામાં અને પહેરવા ઓઢવામાં બહુ બહાદુર હતો. છક્કા પંજા ખેલવામાં પાછો પડે એવો ન હતો. અપલક્ષણમાં પૂરો હતો. કમાવાની શક્તિ નહીં, આવડત નહીં. ખરચવા જોઇએ, ઉડાવવા જોઇએ અને મૂકવા પણ જોઇએ. તેથી આ ભાડું કિલ્લરાવવાનું કામ લેવા ઘણો વખત થયો તે ટાંપી રહ્યો હતો. પણ ધારી સોકટી નહીં વાગવાથી તે રાતો પીળો બન્યો હતો. હલકો માણસ પોતાની હલકાઇ કદી છોડતો નથી. છબીલદાસ, કાનદાસ મહેતાનો પાકો શત્રુ થઇ તેની પછવાડે પડયો, તેનાં મૂળીઆં ખોદવા લાગ્યો અને તેને ખરાબ કરવાનો ઠરાવ કરી બેઠો. આ વાતને આઠેક દિવસ વિત્યા નથી એટલામાં તો છબીલદાસે ગામમાં એવી વાત ચલાવી કે "કાનદાસ મહેતાને શામકોર શેઠાણી સાથે આડો વ્યવહાર છે !" કેવું ઘાતકી, કેવું પાપી, કેવું નીચ કામ ? હડહડતું જુઠું ! પણ છબીલદાસના મોંમાંથી બાણ છૂટયું તે પાછું હાથમાં શાનું રહે ! કેવું ત્રાસદાયક કામ ! રામચંદ્રજીની પવિત્ર સાધ્વી પત્નિ સીતા સમાન નીતિવાળી અને સદ્ગુણથી ભરેલી ધર્મમૂર્તિ શામકોર શેઠાણી ઉપર આ કેવું જુઠું કલંક ! અને નિર્દોષ, સત્યવાદી અને પ્રમાણિક કાનદાસ મહેતા ઉપર કેવું કમકમાટ ભરેલું આળ ! કેવળ દોષ રહિત અને ભાઇ બહેનની અન્યોઅન્યની ભક્તિનું અનુકરણ કરનાર આ સદ્ગુણી શેઠાણી અને ગુણીયલ મહેતા ઉપર કેવું તહોમત !

પણ "વાત વાયે ઉડી જાય" તેમ એક કાનેથી બીજે કાને

અને બીજેથી ત્રીજે કાને આ વાત ચાલી. દુનિયા દોરંગી છે. આમ બી બોલે ને તેમ બી બોલે. જગતના મોઢે કંઇ ઢાંકણું નથી. કોઈ કંઈ કહે તો કોઇ કંઈ કહે. કાને આવેલી વાતને સાચી કે જુઠી સિદ્ધ કરવાને કોઇને પડી નથી હોતી. જગતનો નિયમ છે કે જે વાત કાને આવી તે મુખ બહાર પડવાની જ. તેમ કરતાં નથી કરતાં લોક વિચાર કે તેઓ દોષવાનને નિર્દોષી ઠરાવે છે કે નિર્દોષીનો ઘાત કરે છે.

શત્રુ સહુને શિરે હોય છે, રામકોર શેઠાણીની ઈર્ષા કરવાવાળી ઘણી સ્ત્રીઓ હશે. સ્ત્રીઓમાં ઇર્ષાનો સ્વાભાવિક અવગુણ વિશેષ પ્રબળ હોય છે. નિર્જીવ કારણથી પણ "કાગનો વાઘ" બનાવવામાં અને "રજનું ગજ" કરવામાં અજ્ઞાન ભોળી તેમજ દ્વેષી અને કપટી સ્ત્રીઓ લાંબો પહોળો વિચાર કરતી નથી. રામકોર શેઠાણી જેવી એક શ્રીમંત ઘરની અને કુટુંબ કબીલાવાળી સ્ત્રીના સંબંધમાં તેની જાણમાં કે અજાણમાં એવા પ્રસંગો બન્યા હોય, કે જેથી કેટલીક સ્ત્રીઓને દુઃખ લેવાને કારણ મળ્યું હોય તો તે અસંવિત નથી. તેમજ કાનદાસ મહેતાના સંબંધમાં પણ બન્યું હોય. પ્રમાણિકપણે પંદર લાખની મિલકતનો વહિવટ કરવો, તેમાં કોઇનું મન સચવાય અને કોઇનું ન સચવાય, કોઈનું ધાર્યું થાય અને કોઇનું ધાર્યું ન થાય, કોઈ રાજી રહે અને કોઈની ઇતરાજી પણ મેળવવી પડે, કોઇને લાભ થાય અને કોઇને નુકશાન થાય. અને વ્યવહારિક કાર્ય કરવાનું એટલે ભાવ અભાવથી જોનારા ઘણા હોય તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. અને તેમ હોવાથી કાનદાસ મહેતા પ્રત્યે અપ્રસન્ન થયલાને આવું એક હથીઆર હાથમાં આવતાં તેનો તેઓ, ઓછો કે વધતો, પોતાની બુદ્ધિ અને મનની વૃત્તિ પ્રમાણે ઉપયોગ કરે તો તે બનવું કેવળ સ્વાભાવિક છે.

વાત તો વિજળીના વેગે ચાલી. મંડળોમાં ચરચા થવા લાગી.

મંદિરોમાં પણ કૂથળી કરનારાઓને આ એક કુથળીનું કારણ મળ્યું. વધારી વધારીને લોકો વાત કરે, ધર્મનીતિની સારી વાતો સાંભળવાને લોકોને કંટાળો આવે છે, પણ આવી સાચી જુઠી કથાઓ તરફ તો ભારે રસથી કાન આપે છે. ઉડતી વાત રામકોર શેઠાણીને કાને ગઈ અને તેમના કાન સાથે એવી તો અથડાઇ કે તેઓ એકદમ ચમકી ઉઠયાં. તેની અગ્નિ રગેરગમાં પસરી ગઇ. રૂવેરૂવાં શરીરમાં ઉભાં થયાં. વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. મનને પરિતાપ ઘણો થયો, જીવને અતિ ક્લેશ વ્યાપ્યો. આ સમયે પોતાનો પતિ સાંભળી આવ્યો. પતિ વિનાની થઇ તો આવી પળ આવી, એમ મનમાં ઓછું આવી જતાં આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. મુઝવણનો પાર રહ્યો નહીં. ગભરામણ પણ થઇ. પોતે કેવળ નિર્દોષ, પાપ રહિત, સ્વચ્છ અંતઃકરણવાળી અને પવિત્ર વિચાર ધરાવનારી હોવા છતાં, આવું કલંક માથે ચડયું આવું આળ માથે આવ્યું, આવી વાત થઈ તેથી રામકોર શેઠાણીના મનને કેટલો ક્લેશ અને કંકાસ થયો હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. નાક જવા વખત આવ્યો જોઇ અને આબરૂને ડાઘ લાગવાનો સમય તથા પોતાની પવિત્રતાપર પાણી ફરી જવા જેવું થતું સમજી, પ્રાણ જવા કરતાં પણ તેમને વિશેષ લાગ્યું. થોડાવખત પછી જરા મનને મારી જીવને જંપલાવી શાંતિથી વિચાર કરવા માંડયો. મનમાં બોલ્યાં "નર્યાને વેદ શું કરનાર છે? મારૂં અંતઃકરણ સાફ છે તો પછી શા માટે ડરવું? શોચ કરે શું વળશે? સાચને કદી આંચ લાગનાર નથી. અસત્ય કદી ટકી શકવાનું નથી. સદા સત્યનોજ જય છે. પ્રભુ મારા સાક્ષી છે. એ સર્વજ્ઞ છે એ સચરાચર સર્વવ્યાપક છે. સ્થળે સ્થળ એ જુએ છે. હરેક કાર્ય એ જાણે છે. મનુષ્ય પાપ પુણ્યનાં જે કર્મ કરે છે તે અંતરજામીથી કંઇ અજાણ્યું નથી. સર્વના

અંતઃકરણનો એ ભોમિયો છે. એના સમક્ષ સર્વનું હૃદય સદા ખુલ્લું જ છે, તો મારા અંતઃકરણમાં એનાથી શું છુપું છે ? મારા પળેપળના કર્મનો એ સાક્ષીભૂત છે. હું નિર્દોષ છું. મેં પાપકર્મ કર્યું નથી એટલું જ નહીં, પણ તેની કલ્પના પણ કદી કરી નથી. હું અનીતિના માર્ગે ચાલી નથી તો મારે શા માટે ડરવું જોઇએ ? આમ શોક કરે, કલ્પાંત કરે કે ડરેથી શું લોક એમ માનશે કે હું નિર્દોષ છું ? એ તો લાજ રાખવી શ્રીહરિને હાથ છે. મારી ભક્તિ સાચી હશે. પાપ કર્મથી દૂર હઇશ અને કાનદાસને મેં ભાઇ સમાન લેખ્યો છે તથા તેવાજ પ્રકારનું અમારૂં અન્યોઅન્યનું વર્તન છે એ વાત જો સત્ય હશે તો મારૂં રક્ષણ તેજ કરશે અને મારી લજ્જા પણ તેજ રાખશે. દ્રૌપદાની ભર સભા વચ્ચે નવસો નવાણું વસ્ત્ર પૂરી લજ્જા રાખનાર અને દમયંતી ઉપર માસીનો હાર ચોર્યાના આવેલા જુઠા તહોમતમાંથી દોષ રહિત ઠરાવનાર એજ ઇશ્વરના ખોળે મારૂં માથું છે માટે તેજ મને તારશે " એમ વિચાર કરી, મનને વાળી, દિલને દિલાસો આપી, હૈયે હિમ્મત આણી ઉઠી, પછી પાણીથી મોં ધોઇ, સાફ કરી, આરતોદયનો ગ્રંથ હાથમાં લેઈ વાંચવા બેઠાં. રામકોર શેઠાણી આરતોદયનું ચડતી–પડતીનું સુખ દુઃખરૂપી ચક્ર કેવી રીતે ફર્યાં કરે છે અને ઘંટીમાં જેમ અનાજના દાણા દળાય છે અને આટો થાય છે, તથા જેમ ઘાણીમાં તેલ કહાડતી વખતે કચરાય છે તેમ આ ફરતી ચક્રિમાં મનુષ્ય માત્રને કેવી રીતે દબાવાનું અને પીલાવાનું છે તે વાંચતાં અને વિચારતાં શેઠાણીના ઉદવેગી મનને કંઇક ધીરજ આવી. પણ જ્યારે નળદમયંતીના રસીલા આખ્યાનનો ભાગ આવ્યો અને તેમાં દમયંતીની માસીએ તેના ઉપર મુકેલા હારની ચોરીના ખોટા આળનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાના ઉપર આવેલા આળનું તેમને વિશેષ

સ્મરણ થયું. તેમજ ધોબીના મહેણાથી સતી સીતા ઉપર રામચંદ્રજીએ મૂકેલા આળની વાત યાદ આવતાં તેમના મનને વધુ શાન્તિ વળી. રામકોર શેઠાણીના મનમાં સારી રીતે ઠસ્યું કે અંતે સત્યનોજ પ્રકાશ છે અને નિર્દોષી જનોને પ્રભુ ન્યાય આપી તેમને શિર આવેલા કલંકથી મુક્ત કરે છે. આથી તેમના મનને ધીરજ આવી, હિંમત આવી અને પરમાત્માની આ અલૌકિક લીલાનું અને ભાવિ પરાક્રમનું સ્વરૂપ તેમની નજર આગળ આવીને ઉભું. "રંકનો બેલી રામજ" છે એમ ભરૂસો લાવી મનને શાંત કર્યું.

પણ રામકોર શેઠાણીના નસીબમાં સુખ દુઃખ ભોગવવાનો જે લેખ લખાઈ ચુકેલો તે કંઈ મિથ્યા થવાનો હતો? "સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં; ટાળ્યા તે કોઇના નવ ટળે રે, રઘુનાથનાં જડીયાં." એ પેલા ભક્ત કવિની પ્રસાદીનું સ્મરણ મનુષ્યને પળે પળ કરવું ઉચિત છે.

રામકોર શેઠાણીની સ્થિતિ દયાને પાત્ર થઇ, પણ હજુ એવો પ્રસંગ આવવો બાકી હતો કે જેમાં તે શેઠાણીને ખરી કસોટીએ ચઢાવાનું હતું. તથા તે કસોટીએ ચઢવાથીજ તેમની ખરી કીંમત અંકાવાની હતી. તોપણ કસોટીએ ચઢતાં એક નવી વિપતિનો ભોગ થઇ પડયાં. દુષ્ટ માણસો, ઘણી વખતે પોતાની દુષ્ટતાને ઘણી હદ સુધી લઈ જાય છે અને પોતાની નીચ પ્રકૃતિને અનુસાર માની લીધેલા વાજબી કે ગેરવાજબી શત્રુને સતાવવા મંડેલાજ રહે છે. પાપી છબીલદાસે તો ઓઢણનો ગોળો ફેંકયો, ગપાટો ગગડાવ્યો એટલુંજ નહીં પણ કાનદાસ મહેતા ઉપર તે પૂરેપૂરૂં વેર લેવાને આગળ ધસ્યો ઇશ્વર જાણે કે કાનદાસ મહેતા સાથે તેને પેલા ભવનું વેર હશે! પ્રપંચથી છબીલદાસ પાકો પ્રપંચ લડાવી કાનદાસનું કાશળ કહાડવાને

મંડયો. રામદાસ શેઠના વહિવટનામાના એક ત્રસ્ટી હરગોવિંદદાસને તે મળ્યો. કાનદાસ મહેતાની વાત કહાડી ગામ ગપાટો જણાવી પોતાનાજ પાપી હૃદયનું કૃત્ય તેણે એવા આકારમાં હરગોવિંદદાસ આગળ મૂક્યું કે તેની તેને તો ખાતરી થઇ ગઈ. કાન પૂરેસરા ભંભેર્યા વાતમાં મરી મસાલો પણ ખૂબ નાખ્યો. અને સાથે રામકોર શેઠાણીના સૌંદર્યની વાત પણ છેડી. સૌંદર્યની વાત કરતાં રસ પૂરેપૂરો પૂર્યો અને તેમની ચાલ એક હલકામાં હલકી સ્ત્રીની ચાલ માફક ચિતરી બતાવી. આ વાત સાંભળી દ્રષ્ટીમાં વિકારવાળા ત્રસ્ટીનું મન ચલિત થયું. ભ્રમણા લાગી. ભુત ભરાયું. બુદ્ધિ બગડી ભ્રષ્ટ થઇ. દુષ્ટ વાસના જન્મ પામી. નીચ વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. પાપી તર્ક વિતર્કથી મન ઘેરાવા લાગ્યું અને પોતાનો દીવસ ભરાઇ આવવાથી અને પોતાના વિનાશનો સમય નજદીક આવવાથી "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" પ્રમાણે બન્યું કાનદાસ મહેતા બાબતની વાત સત્ય માની રામકોર શેઠાણીને ત્યાં જઇ વાત કરવાનો એકાદ પ્રસંગ લેવાને નિશ્ચય કર્યો. હરગોવિંદદાસ એકપ્રતિષ્ટાવાળા ગૃહસ્થ છતાં તેમની બુદ્ધિમાં કેવો વિકાર? તેમના મનમાં કેવો બીગાડ દાખલ થયો? દિવસે તેમને કેવા ઘેર્યા? ન આવ્યો પોતાની આબરૂ કે પ્રતિષ્ઠાનો વિચાર, તેમજ ન આવ્યો નીતિના માર્ગથી ચળતાં થતા પાપનો વિચાર, ન આવ્યો પોતાના મિત્રની પોતાનાજ શરણાંગત અને છાયામાં રહેલી વિધવા બહેનની લાજ લૂટવાના ઘાતકી કામનો વિચાર કે ન લાગ્યો તે પરમાત્માનો ડર કે જે મનુષ્ય માત્રનાં કર્મો તો શું પણ મનના ક્ષણેક્ષણના વિકારોની પોતાની પોથીમાં નોંધ કરી સત્ય ન્યાય કરે છે અને પાપી અધર્મિઓને યોગ્ય શાસન કરાવી જગતના જનોને બોધે છે. વિધિના લેખે આ પાપી

કર્મ કરવા હરગોવિંદદાસની વૃત્તિ વળી કર્મ લીલાની કથાની શું અવધિ છે ! નહીં.



## પ્રકરણ ૪ થું.

સાંજના સાડાપાંચ થયા હશે. રામકોર શેઠાણીના બંગલાના દરવાજા પાસે એક ગાડી ઉભી હતી. બંગલાની પગથી પરથી બે કોમળ બાળકો ઉતરતાં હતાં. એક બાળક લૈયાની આંગળીએ વળગી ચાલતું હતું ત્યારે બીજું તેના હાથ ઉપર તેડેલું હતું બન્ને બાળકો સારાં કાંતિવાળાં, દેખાવડાં અને મોહક ચહેરાનાં હતાં. તેમની સ્વચ્છતા અને વિનયથી તેઓની માયાળુ માતુશ્રીના આચાર વિચારનો ભાસ થતો હતો. તેઓના માથા ઉપર તપખીરીઆ રંગની ઊંચી મખમલની અને તે ઉપર આછા ભરતની ટોપીઓ ગુચ્છાવાળા રેશમના જેવા ઝીણા સુંવાળા બાળો ઉપર ખૂબ દીપી રહી હતી. વળી તે ટોપીઓની કાળી પટીઓ તે કોમળ બાળકોના ગુલાબના ફુલ જેવા ગુલાબી ગાલો ઉપર થઇ હડપચીની નીચેથી વળેલી બહુ શોભતી હતી. શરીર ઉપર ઝીકની બારીક પટ્ટી સાથેના મખમલના કોટ તથા પાટલૂનો ઊંચી સીવણના અને બરોબર બંધ બેસતાં પહેરેલાં હતાં. પગમાં કાળા વિલાયતી આખા બુટ પહેરેલા હોવાથી મોજાં દેખાતાં નહી હતાં. આ ફુલ સમાન બાળકો દેખી તેઓના ઉપર ગમે તેવા પારકા માણસની પણ અમિદૃષ્ટિ ઠરી રહેતી હતી. બાળકો સાથે લૈયો ગાડીમાં બેઠો અને ગાડીવાળાએ ગાડી ચરનીરોડના સ્ટેશન તરફ હાંકી.

રામકોર શેઠાણી પોતાના બંગલાના માળ ઉપરની બારીએથી

પોતાના બાળકોની પૂઠ નિહાળતાં ઉભાં હતાં. આ બાળકો તેમને પરમ સંતોષનું કારણ હતું. પતિદુઃખ તેમને વિસ્મૃત કરાવતાં હતાં. ઘરમાં આનંદપુરી અને કલ્લોલપુરી થઈ રહી હતી. ગૃહસ્થની ગૃહસ્થાઇ નહીં તેની શ્રીમંતાઈમાં પણ તેની સંતતીમાં છે. સંતાનથીજ ઘરની શોભા છે. સંતાનજ સંસારનો શણગાર છે. સંતાન જ જગતમાં અનેક સ્ત્રી પુરૂષોનું જીવન છે. તેમાં આવાં બે કોમળ બાળકોની પૂંઠ નિહાળતાં તેમની માતાને કેટલો આનંદ થયો હશે ! અને તે માતાની આંખમાંથી હર્ષનાં આંસુ ખર્યાં હોય તો તે સ્વાભાવિક છે. આ સમયે રામકોર શેઠાણીના આનંદની હદ હતી. પણ જગતનો નિયમ વિચિત્ર છે. આ આનંદ તેમના મનને વધારે વખત રમાડી શકયો નહીં. "રંગમાં ભંગ" થવાનાં દર્શન થયાં. બાળકોની ગાડી ચાલે થોડો સમય વિત્યો નથી અને શેઠાણી હજુ તો બારીએ ઉભેલાંજ છે, એટલામાં એક સફેત ઘોડાની જોડી ઉપર તેમની નજર પડી, તે ખડખડાટ કરતી તેમના બંગલા તરફ આવી દરવાજા પાસે અટકી. રામકોર શેઠાણી વિચારમાં પડયાં. હરગોવિંદદાસ આજે કેમ આવે છે, તે બાબત તર્ક કરવા લાગ્યાં. પણ મન વાળ્યું. "હશે. કોઇ કામ પ્રસંગે કંઇ પૂછવું હશે માટે આવતા હશે." પોતેજ પૂછેલા પ્રશ્નનો પોતાના મનથીજ ઉત્તર આપી પોતે તરત દીવાનખાનામાં ગયાં. દીવાનખાનાની પાસે એક ઓરડો હતો. તે ઓરડામાં પોતાને બેસવાનું રાખી અડધું બારણું બંધ કરી દીવાનખાનાની અંદર તે બારણાની એક બાજુએ ખુરસી મુકાવી. હરગોવિંદદાસ ઉપર આવ્યા ખુરસી ઉપર બેઠા અને ધીમે રહીને પૂછ્યું.

"કેમ, છોકરાંઓ સારી પેઠે છે ?'

"હા ભાઇ, હમણાં જ બહાર ફરવા ગયાં.

"તમને કોઇ વાતે અડચણ તો નથીને ?"

"ના"

"કાંઇ પણ કહેવું હોય તો બેલાશક કહેજો. શરમાશો નહીં અને કોઇ વાતે મનમાં ઓછું લાવશો નહીં. ખરચને માટે રૂપીઆ તો બરોબર વખતસર મળે છેને ?"

"હા આપે છે."

કાનદાસ મહેતાને સખત તાકીદ આપી છે કે તમને કોઈ વાતે મુંઝવણ ન પડે. તે આજે નથી આવ્યો ?"

"ના."

"હમેશાં આવી બરોબર કામકાજ કરે છે કે ?"

"કોઇ કોઇ દિવસે આવે છે."

"માણસ તો સારો છે ?"

"હા ભલો આદમી છે."

"એનો પગાર કંઇ વધારી આપીશું ?"

"જેમ તમો ટ્રસ્ટીઓની ધ્યાનમાં આવે તેમ કરો."

"પણ, મારે તમને એક ખાનગી વાત પૂછવાની છે કે એને માટે ગામમાં શું વાત ચાલી રહી છે ?" રામકોર શેઠાણી ઉત્તર નથી આપતાં.

"હું ધારૂં છું કે એ વાત ખોટી હશે. અને ખરી હોય તો એ સારૂં ન કહેવાય ?" જરા મોઢું ઠાવકું રાખી આમતેમ હલાવી ધીમે સાદે હરગોવિંદદાસે કહ્યું.

રામકોર શેઠાણી નીચું ધાલી રહ્યાં છે અને જવાબ નથી આપતાં.

"કેમ બોલતાં નથી ? તમારા કાને પણ એ વાત આવેલી હોવી જોઇએ."

જવાબ નહીં આપતાં આંખમાંથી આંસુ ભોંયપર ટપકે છે.

"મનને ખેદ શું કરવા કરો છો? હોય, માણસ જાત છે ભૂલે, તેમાં શું થઇ ગયું?"

જવાબ નથી આપતાં, પણ શેઠાણી મનમાં સમજી ગયાં કે હરગોવિંદદાસનું મન પાપથી અપવિત્ર થયેલું છે.

"શા માટે જવાબ નથી આપતાં? મારે કહેવાનું એટલુંજ કે એક નોકર માણસ સાથે આવી રીતે વર્ત્તવું તમને શોભતું નથી. સરખી સ્થિતિના માણસ સાથે જુદી વાત છે. કેમ?"

આ શબ્દો સાંભળી શેઠાણીને ક્રોધ ચઢયો. રૂંવેરૂંવાં ઉભાં થયાં દીવાનખાનામાં કોઇ માણસ નહીં, નોકર પછવાડાની બાજુએ કામમાં રોકાયલો અને ભટ રસોઇની ઓરડીમાં હતો. એટલે ગુસ્સો સમાવી ધીમે સાદે ઉત્તર વાળ્યો.

"ભાઇ, આ તમે શું બોલો છો? તમારા જેવા સારા સમજુ માણસના મોંઢામાંથી આ શબ્દો નીકળે એ શું કહેવાય?"

"શું મારા કહેવાથી ખોટું લાગ્યું! એમાં ખોટું લગાડવા જેવું કંઇ નથી. દુનિયાં એમજ ચાલે છે?" હરગોવિંદદાસે જરા હસીને કહ્યું.

"એ વાત જવા દો. જે કામ પ્રસંગે આવ્યા હો તે કહો. મને પૂછવું હો તે પૂછો. એવી વાતથી શું સાર નીકળે છે તેનો વિચાર કરો."

"હું બધું સમજું છું વધારે બોલવામાં કંઇ ફાયદો છે! ચતુર માણસ ઇસારામાં સમજે છે."

"ભાઇ, હું હાથ જોડીને કહું છું કે એ વાત જવા દો, નાના મોઢે વધારે કહેતાં મારી જીભ નથી ઉપડતી." ગદ્ગદિત કંઠે અતિ નમ્રતાભરેલી દીનવાણીથી સદ્ગુણી શેઠાણીએ જવાબ આપ્યો.

"આ બધું ડહાપણ મારીજ પાસે? કાનદાસ મહેતા માટે તો આખું ગામ વાત કરે છે." જરાક ગુસ્સાનાં ચિન્હ દેખાડી હરગોવિંદદાસે કહ્યું.

" કહેશે તેના મોંઢે ધૂળ પડશે. હાથી પછવાડે કુતરાં ઘણાં ભસે છે. સૂર્ય સામે ધૂળ નાંખે સૂર્ય ઝાંખા પડી જવાનો નથી. જરા તો વિચાર કરો! આ તમે શો વિચાર કીધો છે?" આંખ ફેરવી તેમજ સહજ તપીને રામકોર શેઠાણીએ ઉત્તર આપ્યો.

"ત્યારે તમારે મનતો હું કાંઇ ગણત્રીમાંજ નહીં. નહીં વારૂ?"

"નહીં, હું એમ સમજતી નથી. હું તમને મારા પિતા તુલ્ય લેખું છું. હું તમારી પુત્રી છું, અને તે સાથે મારા સ્વામીએ તમારા આશ્રયે અમને સોંપ્યાં છે તો બચ્ચાંની પેઠે અમારી ઉપર માયા અને દયા રાખી અમારૂં રક્ષણ તમારે કરવું જોઇએ, અને તેમ તમે કરો છો."

"કેમ ડહાપણ તો બધું તમારામાંજ છે નહીં? રામકોર શેઠાણીના "પિતા" અને "પુત્રીના" શબ્દોથી ગુસ્સે થઇ હરગોવિંદદાસ બોલ્યા.

"ભાઇ, મારૂં ડહાપણ તો મારા શિરછત્રના ગયા પછી ધૂળમાંજ મળી ગયું છે. અમારામાં ડહાપણ હોય તો મારો પતિ અમને છતે પૈસે બીજાના ગુલામ બનાવે ખરા?" એવાજ ગુસ્સામાં રામકોર શેઠાણીએ ઉત્તર દેંક્યો.

"તમે આવી રીતે સુખમાં રહો છો, અમારી તરફથી તમને કોઇ વાતે દુભવાનું કારણ નથી મળતું, છતાં શા માટે કહો છો કે તમારા ધણીએ તમને ગુલામ બનાવ્યાં છે?" નરમ થઇ હરગોવિંદદાસે કહ્યું.

"ભાઇ, તમે અમારા માટે જે કાળજી રાખો છો અને ત્રસ્ટી તરીકે જે કામકાજ કરવામાં મહેનત લોછો, તેને માટે તમારો અમારી ઉપર ઘણો ઉપકાર છે અને તે ઉપકાર અમે કદી ભૂલવાનાં નથી. અમે તમારાં ઓશિંગણુ છીએ. તમારા મોંમાંથી જે શબ્દો નીકળ્યા તે મને ડામ જેવા લાગ્યા, તેથી મારે કહેવું પડ્યું. દુઃખ લગાડશો નહીં. અમે તમારાં છોકરાં છીએ, તમે સમજુ છો તો વિચાર કરો કે અમે તમારા ગુલામ નહીં હોઇએ તો તમો આવું બોલો ખરા ? બીજો કોઇ બોલે તો જીભ ખેંચી ના નાંખીએ ?"

"કાનદાસ મહેતાને કંઇ કહેવાય છે ?"

"આ તમે શું બોલો છો? ભાઇ, વ્યર્થ શંકા લાવી મને કલ્પાંત શું કરવા કરાવો છો ? એ બિચારાને શું કહેવું ? એના ભલા માણસ માટે જુંડું બોલનારાઓની જીભ કેમ કપાઇ પડતી નથી ! મારો તો એ માના જાયા ભાઇ જેવો છે. એના તરફ હું ભાઇની દૃષ્ટિથી જોઉ છું અને તે મને બ્હેન તરીકે ગણે છે. "પેટના બળ્યા ભલે ગામ બાળે." તેથી શું થનાર છે ? એવી વાત કરવાની તમારે જરૂર નથી," ગુસ્સો કરી રામકોર શેઠાણી આંખ ફેરવીને બોલ્યાં.

"ઠીક છે, ત્યારે માલમ પડશે."

"શું માલમ પડવાનું છે ? ઇશ્વર સહુ રૂડુંજ કરશે. સારાને સારો અને નરતાને નરતો બદલો આપવાને તે ન્યાયી પ્રભુ સદા શક્તિવાન અને સમર્થ છે. તમારે બીજી વાત પૂછવી હોય તો પૂછો. જવાદો એ વાત ! પરિણામ સારૂં નહીં આવે."

"જો જો, પસ્તાવું પડશે ?"

"ભાઇ; સુખદુખ નસીબમાં લખાવી લાવ્યાં હઇશું તે કંઇ મિથ્યા થવાનાં છે ? તે મિથ્યા કરવા કોઇ શક્તિવાન નથી. અને હું

આવા કર્મ કરીશ તોજ મને પસ્તાવું પડશે. નેકીનો બદલો નેકીજ બદલો નેકીજ છે. અને પૂર્વ જન્મનાં મારાં કૃત્યો હશે તો તે ભોગવવા હું દઢતાથી તૈયાર છું. પણ તમારૂં આવું બોલવું વધારે વખત સાંભળી કે સહન કરી શકવાની નથી. માટે કૃપા કરો. એ વાત પડતી મૂકો. તમે મારા વડીલ છો; પિતા સમાન તમારા તરફ હું ભાવ રાખતી આવી છું. માટે કાલાવાલા કરી કહું છું કે દયા કરી એવી વાત ન કરો. વિશેષ તમને હું શું કહું ? તમારી જગાએ બીજો માણસ હોત તો ભૈયા પાસે લાત મરાવી નીચે ઉતરાવત. પણ તમે તો મારા પૂજ્ય છો. એ વાત જવાદો. કેમ ? ભાઇ, છોકરાં સારી છોકરાં સારી પેઠે છે ? " પ્રથમ ગુસ્સામાં પણ પછવાડેથી છેકજ નરમ થઇ રામકોર શેઠાણી દયા આવે એવી વાણીથી બોલ્યાં.

"હા છે." મોઢું ઉતરી ગયું છે અને નીચું જોઇ રહ્યા છે એવી સ્થિતિમાં, અંતરમાં ગુસ્સો આવ્યા છતાં બહારથી મોં ઠાવકુ રાખી હરગોવિંદદાસે ઉત્તર આપ્યો.

હરગોવિંદદાસ સમજ્યા કે શેઠાણી ક્રોધાવેશમાં આવી ગયાં છે. વધારે વાત કરતાં અપમાન કરી બેસશે, માટે જવું સારૂં છે. એમ વિચારી ઉઠયા અને ચાલવા માંડયું. વિવેકને ખાંતર રામકોર શેઠાણીએ "ભાઇ આવજો." ધીમેથી શબ્દ કહ્યો હરગોવિંદદાસ નીચે ઉતર્યા, ગાડીમાં બેઠા અને ચાલ્યા.

રામકોર શેઠાણીના મનમાં તેલ રેડાયું હતું. ચોધાર આંસુએ રમવા માંડયું. એક તો પ્રાણ જવા કરતાં અધિક દુઃખ દેનારૂં કલંક માથે આવેલું હતું તેમાં દાઝયા ઉપર દામ, બળતામાં ઘી અને પડયા ઉપર પાટું જેવું હરગોવિંદદાસે કર્યું. થોડીવારે શાંત થઇ રામકોર શેઠાણીએ પોતાના મન સાથે એટલું બોલી સંતોષ લીધો કે "અણી

ચુકયો સો વર્ષ જીવે." આબરૂનું આ પળે રક્ષણ થયું તેથી તે ભાગ્યશાળી માનવા લાગ્યાં, ભવિષ્યમાં ભાવિના બનાવ ગમે તેવા બને તેની તેમને પરવા નહીં હતી. દુઃખથી તે ડરતાં નહીં પણ નીતિનો ભંગ થાય તેનો તેમને ભારે ભય હતો. સાડાસાત વાગે બાળકો ફરીને પાછાં આવ્યાં. તેમને વાળું કરાવી સુવાડયાં; પોતે વાળું ન કર્યું અને આખી રાત નિદ્રા શું ચીજ છે તે વાત તેમના લક્ષમાં પણ ન આવી. તેમના પેટમાં ફાળ તો પડેલીજ હતી, કે જેની પાસે કામ લેવાનું તે તો શત્રુ થઇ પડયો છે. પણ પ્રભુ ઇચ્છા બળવાન ગણી, પોતાના સ્ત્રીધર્મ વિષે દૃઢ રહી, ભાવિના યોગે જે બને તે સહન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

હરગોવિંદદાસ ઘેર ગયા. વિચારમાં ને વિચારમાં રસ્તો ઝટ કપાઈ ગયો તેની ખબર તેમને ન રહી. પોતે જે દુષ્ટ વિચારો કરે છે, અને પાપિષ્ટ ધારણાઓ પાર પાડવાને જે નીચ રસ્તે ચઢી ગયા છે તેને માટે તેમનું અંતઃકરણ તેમને બોધવા લાગ્યું. કામ ખરાબ છે, પાપનું છે, ભારે અપરાધનું છે, પ્રતિષ્ઠા ગુમાવવાનું છે, ધર્મનો નાશ કરનારૂં છે, લક્ષ્મીની હાનીનું છે, ઇશ્વરને અપ્રિય છે, જનમંડળમાં અપયશ અને તુચ્છકારને પાત્ર થવાનું છે, કુટુંબ કલેશનું મૂળ છે અને સંસાર સુખમાં ભડકો સળગાવનાર દારૂ અને દેવતા છે, એમ અંતઃકરણમાંથી ઉપદેશની ઉર્મિઓ ઉઠવા લાગી. પણ મનનો વેગ આ સમયે વિશેષ પ્રબળ હતો. અંતઃકરણ અને મનની વૃત્તિ વચ્ચે ભારે યુદ્ધ જામ્યું હતું. આ વાકયની મતલબ સમજાતી નથી. પરિણામ આવવાનું છે માટે કાર્ય એવુંજ થવું છે. મનની પ્રબળતા વિશેષ થવાથી અંતઃકરણના બોધને ફાવવા ન દીધો. મનનો વેગ જોશથી આગળ વધ્યો. તેણે વિશેષ બળ કરી જય મેળવ્યો. અંતઃ-

કરણને હઠાવ્યું. આથી હરગોવિંદદાસના જીવને નિરાંત ન વળી. રામકોર શેઠાણીએ કહેલા શબ્દો પણ બાણ જેવા લાગ્યા હતા. મોઘમમાં કરેલું અપમાન સાલવા લાગ્યું અને કાનદાસ મહેતાને એકદમ બોલાવવાને માણસ મોકલ્યું.

કાનદાસ મહેતાના કાને પોતાના હાથે આવેલા આળ વિષેની અફવા આવી હતી. તે કેવળ નિર્દોષ હતો તેથી તે નિસ્પૃહાથી રહેતો તેમજ રામકોર શેઠાણી તથા હરગોવિંદદાસ વચ્ચે થયેલી વાતચીતથી તે કેવળ અજાણ હતો. માણસ તેડવા આવતાં તે ઉઠ્યો, કપડાં પહેર્યાં અને હરગોવિંદદાસના ઘર તરફ ચાલ્યો.

હરગોવિંદદાસ વાળુ કરીને દીવાનખાનામાં આવ્યા. એક આરામ ખુરશી ઉપર અઢેલ્યા. વિચાર તો તેજ મનમાં ઘોળાતા હતા. કાનદાસ મહેતો આવીને ઉભો. સલામ કરે છે એટલામાં હરગોવિંદદાસ આંખનાં ભવાં ચઢાવી બોલ્યા:—

"મહેતાજી, કેમ તમને સારા માણસ સમજી રાખ્યા અને આવી રીતે કરતાં શરમ ન આવી ?"

"શું ? શેઠ, હું કંઇ સમજ્યો નહીં." ધીમે સ્વરે શાંત પ્રકૃતિ રાખી વિનય સાથે ઉત્તર વાળ્યો.

"શાના સમજો! આખા શહેરમાં ભવાડા થાય છે ને! એ સ્ત્રી પણ એવી વહી ગએલી જણાય છે. હું તમને વધારે કહેતો નથી. પણ જાઓ તમને એકદમ રજા આપવામાં આવે છે. તમારા કામનો ચાર્જ મને સોંપી દો, કાલને કાલ. રામકોરે પણ પોતાના ધણી અને બાપનું નામ બોળ્યું."

"પણ શેઠ, વાત શું છે ?

"બસ તમારે વધારે બોલવું નહીં. ચાલ્યા જાઓ. વધારે વાત કર્યામાં સાર નથી."

"આપનું કહેવું ઠીક છે, શેઠ, મારે નોકરી નથી કરવી! પણ મારો વાંક શો? રજા આપો તો ભલે પણ કારણ તો કહેશો!"

"વાંકની વાત ન કરો, એમાં તમારી આબરૂના કાંકરા થશે. માટે લાંબી ટુંકી કર્યામાં ફાયદો નથી."

"પણ સાહેબ! નિર્દોષને વિના કારણે દોષવાન ગણવો અને તેનું કહેવું ન સાંભળવું એ કંઇ ન્યાય નથી."

"ન્યાય અન્યાયની વાત કરવાની તમારે જરૂર નથી. અહીં કંઈ કોર્ટ લેઇને બેઠા નથી. ઝાઝી ટેંપેં ન કરો ચાલ્યા જાઓ."

"હા, શેઠ, ખરી વાત છે પણ—"

"પણ પણ કરી ટક ટક કરવાનું શું કારણ છે? એક વખત કહ્યું તે ન સમજ્યા?"

"શેઠ, શાસ્ત્રમાં કહ્યું છે કે સો દોષવાન ભલે સજામાંથી છટકી જાઓ પણ એક નિર્દોષ માર્યો ન જવો જોઇએ."

"જાણી તમારી શાસ્ત્રની વાત, જાઓ, તમને કહ્યું તેમ કરો. ભૈયો આવી હાથ પકડી બહાર કહાડશે તેમાં તમારી આબરૂ વધશે?"

"ના શેઠ, આ ચાલ્યો,"

કાનદાસ મહેતો સમજ્યો કે 'હરગોવિંદદાસને કોઇએ કંઇ ભરાવ્યું લાગે છે. કંઇ કારણ તો છે નહીં. હશે! અગર તેમની બુદ્ધિમાં વિકાર થયો હોય! ગમે તેમ હો. "ખોદશે તે પડશે" સત્ય તરી આવશે. "સત્યનો બેલી રામ છે." સત્ય જય પામે છે. તેનો પ્રકાશ સદા તેજોમય છે. અને તેજ દેવ દેવતાઇ છે.'

કાનદાસ મહેતો ઘેર ગયો. રાતના થોડો વિચાર થયો ખરો પણ તેનું અંતઃકરણ સ્વચ્છ, નિઃષ્કપટી અને દોષરહિત હોવાથી

નિરંતે નિદ્રા આવી, પ્રભાતમાં ઉઠી, નાહી, સ્નાન સંધ્યા પાઠ પૂજા કરી, સ્વચ્છ કપડાં પહેરી હરગોવિંદદાસને ત્યાં ગયો, અને એક શબ્દ પણ બોલ્યા વિના મુગા મોંઢે પોતાના કામનો ચાર્જ સોંપી દીધો. ચઢેલો પગાર લેવાની પણ દરકાર ન કરી. વિવેકને ખાતર શેઠને સલામ કરી ચાલ્યો. ત્યાંથી નીકળી કાનદાસ મહેતો રામકાર શેઠાણી પાસે આવ્યો. બેઠા. પ્રથમ રામકાર શેઠાણીનો આંખો પાણીથી ભરાઇ આવી. ભરમમાં કાનદાસ મહેતાને બધી વાત કહી. કાનદાસ મહેતાએ પણ હરગોવિંદદાસ સાથે થયેલી સર્વ વાતચીત વર્ણવી બતાવી. રામકાર શેઠાણીને મન ઘણો ખેદ થયો. કાનદાસ મહેતો પ્રમાણિક, સદ્‌વૃત્તિવાળો અને સદગુણી છતાં તેને આ પ્રમાણે અન્યાય થયો અને વિના પ્રયોજને નિર્દોષ છતાં આટલું બધું સહન કરવું પડયું તેથી તેને ઘણું લાગ્યું. પણ શું કરે ? નિરૂપાય ! અબળા જાત, વિધવાવસ્થા અને વશિઅતનામાની રૂએ ટ્રસ્ટીઓની ગુલામ થઇ પડેલી એટલે લાચાર ! તોપણ કાનદાસ મહેતાએ ધીરજ આપી અને સમય વિચારી ઇશ્વર ઇચ્છાને આધિન થઇ રહેવું એવો નિશ્ચય કરી બન્ને ભાઇ બહેન વિખુટાં પડયાં. ત્રણ ટ્રસ્ટીઓમાં હરગોવિંદદાસ કરતા કારવતા હતા. બીજા બેતો હાજી હા કરનારા હતા. તેથી તેમની પાસે કંઈ પણ વાત કરવી, રાવ ગાવી કે રડવું એ માત્ર પાણી વલોવવા જેવું હતું. માટે મનમાં સમજી રામકાર શેઠાણી ભવિષ્યમાં શું બને છે તેને શરણ થવાને તૈયાર થઇ બેઠાં.

હરગોવિંદદાસે હવે રામકોર શેઠાણીને સતાવવાની પેરવી કરવા માંડી. કાનદાસ મહેતાને નોકરીથી દૂર કરવામાં આવ્યો તથા રામકારની ચાલચલણ સારી નથી એવી વાતો ચલાવી તેને દર મહિને પાંચસો રૂપીઆ ખરચના આપવામાં આવતા હતા તે બંધ કર્યા.

તેમના ભૈયા વગેરેને બોલાવી ધમકાવવા ને રંજાડવા માંડયા. આમ કેટલાક મહિના ચાલ્યું. રામકોર શેઠાણીને ખરચની તાણુ પડવા લાગી. દાગીના વેચી ઘરખરચ ચલાવવા વેળા આવી, ભારે આપદા આવી પડી. આમ કરતાં વરસ એક વિત્યું. પરમેશ્વરને ત્યાં ન્યાયનો કાંટો અદલ છે, રતિભાર પણ તેમાં તફાવત પડેજ નહીં. ઘણાઓ કહે છે કે હાલ કલજુગ નથી પણ "કલજુગ" છે, એટલે પરમેશ્વર કર્મ પ્રમાણે સુખ દુઃખ આજ જન્મમાં ભોગવાવે છે, રામકોર શેઠાણીનાં પૂર્વ જન્મનાં કૃત્યોનાં ફળ ભોગવવાનો છેડો આવ્યો હતો, પણ હરગોવિંદદાસને તો પોતાના કૃત્યનાં ફળ નજરે જોવાનો જોગ આવી લાગ્યો હતો. તેમના દિવસ આ સંસારમાં ભરાઇ રહ્યા. તેમણે સાત આઠ દિવસનો સખત મંદવાડ ભોગવી, ત્રણ દિવસ સુધી કેવળ અવાચક રહી, કંઠે પ્રાણ લટકતા, ભારે ત્રફડીઆં મારી, કર્યા કર્મનો પસ્તાવો કરતા હોય તેવી સ્થિતિમાં પ્રાણ છોડયો. આશરે બેતાળીસ વર્ષની જુવાન વયમાં, પછવાડે યુવાન વિધવાને કંઇપણ સંતાન વગર ટળવળતી અને કકળતી મૂકી ગયા, પૈસો પૈસાને ઠેકાણે રહ્યો. અને જાણે જન્મજ ધર્યો નહીં હતો એવી રીતે હરગોવિંદદાસ થોડા વખતમાં હતા ન હતા થઇ ગયા!

રામદાસ શેઠના ટ્રસ્ટીઓમાં હરગોવિંદદાસના મરણથી વહિવટ કરનાર કોઈ રહ્યું નહીં. કાનદાસ મહેતાના જવાની સાથેજ અવ્યવસ્થાનો આરંભ થયો હતો. અને બાર મહિનાના સમયમાં તો તે મિલકતના વહિવટમાં ઘણી અંધાધુની ચાલી રહી હતી, છબીલદાસ પોતાની યુક્તિમાં ફાવ્યો હતો. નવા મહેતાને સમજાવી ત્રણ ઘરનો કંત્રાકટ મેળવી શકયો હતો, એટલુંજ નહીં પણ બાર મહિના સુધી તે ઘરોનું ભાડું ઉઘરાવવાનું કામ કર્યું હતું. પણ આ ત્રણસોને સાઠ

દિવસમાં છબીલદાસની પ્રકૃતિમાં કંઇ આસમાન જમીનનો ફેર પડી ગયો હતો. જે ઘર ભાડું ઉઘરાવવા રાખેલાં તેમાં એક ઓરડીમાં એક સંત રહેતો હતો. સુભાગ્યે આ સંતનો છબીલદાસને સમાગમ થયો. બે બે ઘડી તે સંતની પાસે બેસે બોધ કરે તે સાંભળે અને વાતોચીતોમાં પણ અનેક પ્રકારની સંસારીક વ્યવહારિક બાબતોનું જ્ઞાન મેળવે. લાગટ છ મહિના સુધી આ સમાગમ ચાલ્યો, અને તે સંતના રૂડા બોધે છબીલદાસના મન ઉપર એવી તો રૂડી અસર કરી કે તેની પાછલી પ્રકૃતિ અને ચાલચલણનો પડછાયો પણ તેનામાં જોવામાં ન આવે ? છબીલદાસે જાણે નવોજ અવતાર ધારણ ન કર્યો હોય તેમ તેના આચારવિચાર ઉપરથી જણાતું હતું" સતસંગ શું ન કરી શકે ? સંતસમાગમ ગમે તેવા પથ્થર જેવા હૈયાને પણ પાણીથી પાતળુ કરવાની શક્તિ ધરાવે છે, સતસંગ અજ્ઞાનીને જ્ઞાની, અધર્મિને ધર્મિ અને અવિચારીને વિચારવંત બનાવવાની જાદુઇ શક્તિ ધરાવે છે. સતસંગની શક્તિ અદ્દભુત છે. છબીલદાસ સત્‌-સંગના પ્રતાપે સુધરી ગયો. તેનું મન નિર્મળ બન્યું, તેનું અંત-ઃકરણ કોમળ થયું, તેનું ચિત પવિત્ર થયું, તેની નિષ્ટા પાક થઇ, તેના નેત્રોમાં અમિ આવી, તેના દીલમાં દયા દાખલ થઇ, તેનું હૃદય સ્વચ્છ થયું અને સર્વ આડા માર્ગ તજી સિધે માર્ગે ચાલી આ કંત્રાકટના કામમાંથી બરોબર નિયમસર ભામના રૂપીઆ ભરી તેમાંથી જે લાભ રહેતો તેમાંજ પ્રમાણિકપણે પોતાનો નિર્વાહ ચલાવતો હતો. કંત્રાકટ લેતી વખતે જે પાપી કર્મ કરેલું અને જે ભાગ કાનદાસ મહેતાએ ન લીધો તે નવા મહેતાને આપી જે પ્રપંચ ખેલેલો તેને માટે તેનું અંતઃકરણ બળતું હતું વરસ દિવસનું કંત્રાકટ લેવાને હરગોવિંદદાસના મરણ પામવાથી બીજા ત્રસ્ટીઓને ત્યાં

અવારનવાર જતો હતો.

હરગોવિંદદાસ જગતનો ત્યાગ કરી જવાથી રામકોર શેઠાણી બાકીના બે ત્રસ્ટીઓને મળ્યાં, એક દિવસે સાંજના સાત વાગ્યાને સમયે રામકોર શેઠાણી કેશવદાસને ત્યાં ગયાં હતાં. પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ બીજા ત્રસ્ટી રંગીલદાસ પણ ત્યાં આવેલા હતા.

રામકોર શેઠાણી સમજુ અને ગંભીર હોવાથી મર્યાદા પૂર્વક સઘળી વાત તેમણે બન્ને ત્રસ્ટીઓને કહી. પોતાનો ખરચ બાર બાર મહિના સુધી નહીં મળવા માટે ગદગદિત કંઠે, પાણી ભરી આંખે દિલગીરી દેખાડી તથા કાનદાસ મહેતાને નોકરી ઉપરથી દૂર કરવા બાબત વિવેકથી સઘળી હકીકત જણાવી. રામકોર શેઠાણીનું ધીમે ધીમે રીતસરનું અને મુદ્દાસરનું બોલવું બન્ને ત્રસ્ટીઓના ધ્યાનમાં ઉતર્યું અને તેઓની ખાતરી થઇ કે જે કલંક નિર્મળ અંતઃકરણવાળા કાનદાસ મહેતા અને પવિત્ર હૃદયની રામકોર શેઠાણી ઉપર મૂકવામાં આવ્યું હતું તે કેવળ કલ્પિત હતું અને દ્વેશ બુદ્ધિનું પરિણામ હતું. ઈશ્વરની લીલા અપરંપાર છે. તેની કળા કોણ કળી શકે તેમ છે ? તે અંતઃકરણનો સાક્ષિ, જગતમાં પણ પરોક્ષ કે અપરોક્ષ રીતે સાક્ષિરૂપે દર્શન આપી, પોતાના ભકતો ઉપર, કસી જોવા માટે મૂકાયલાં કલંકોમાંથી મુકત કરી તેઓનું રક્ષણ કરે છે. એટલુંજ નહી. પણ તેઓનો યશ ગવડાવે છે. હરિશ્ચંદ્ર રાજાનું દ્દષ્ટાંત એ લીલાનું પ્રગટ દર્શન કરાવે છે. તેમજ આ પ્રભુની વહાલી અને લાડકવાઇ રામકોર શેઠાણીને પણ એવીજ અદ્દભુત રીતે તે કલંકમાંથી તે પરમાત્માએ મૂકત કરી. વાંચનાર જોઇ આશ્ચર્ય પામ્યા વિના રહેશેજ નહીં કે જે સમયે બે ત્રસ્ટીઓ અને રામકોર શેઠાણી વાત કરતાં હતાં તે વખતે કેશવદાસને ત્યાં મળવા માટે આવી ચઢેલો લુચ્ચો અને પ્રપંચી પણ

સંતસમાગમે સુધરી કરેલાં કર્મનો પશ્ચાતાપ કરનાર છબીલદાસ થોડેક દૂર બેસી સઘળી વાત એક ચિત્તે સાંભળતો હતો. રામકોર શેઠાણીની વિમળ વાણીથી વર્ણન થયેલી દુ:ખદ વાતો સાંભળી તેનાથી મુંગા રહી શકાયું નહીં. પોતે એક સમયે જે ઘાતકી કામ કર્યું હતું તે સર્વ આ પળે તેની દષ્ટિ આગળ રમવા લાગ્યું. બારીક બારીક વાત આ કાળે તેની સ્મરણશક્તિએ તાજી કરી. અજ્ઞાનરૂપી તિમીર પામતાં તે કર્મનો પસ્તાવો તો થતો હતો, પણ આ સમયે તો તે પશ્ચાતાપની કંઇ હદ રહીજ નહીં. તેનું હૈયું બળવા લાગ્યું. વિના કારણે કાનદાસ મહેતાના પેટ ઉપર પગ મૂક્યો, એટલુંજ નહીં પણ ધર્મિષ્ટ અને ભગવદિ જનના માથે ખોટું કલંક મૂકી જન મંડળમાં હલકા પાડયા. તેમજ ગંગોદક સમાન પવિત્ર રામકોરના માથે ખોટું આળ લાવી તેના નિર્મળ અને કોમળ અંત:કરણમાં બળતા અંગારા ધમણથી સળગાવ્યા એ શું ઓછું દયાહિન કામ કહેવાય? તેની તુલના બરાબર તે આ પ્રસંગે કરી શકયો. અને તેનું હૈયું એટલું તો ભરાઇ ગયું કે તેનાથી તે દબાવી શકાયું નહીં. એકદમ તે ઉઠયો. રામકોર શેઠાણી પાસે ગયો. હાથ જોડી ઉભો રહ્યો. પછી તરતજ પોતાની પાઘડી માથા ઉપરથી ઉતારી રામકોર શેઠાણીના પગ આગળ મૂકી, પાણી ભરી આંખે ગગળો થઇ બોલ્યો:—

"બહેન, મને ક્ષમા કરો."

"ભાઇ, શાની ક્ષમા માગો છો? તમે કોણ છો? હું ઓળખતી નથી."

"બહેન, હું પાપીનો પાપી છું, મેં તમારો મહા અપરાધ કર્યો છે. હું ક્ષમાને પાત્ર નથી પણ માગું છું."

"શો અપરાધ? હું કાંઇ જાણતી નથી. તમે મારો શો અપરાધ કરી શકો?"

"બહેન, શું કહું ! મારી જીભ નથી ઉપડતી. નિર્દોષને દોષિત કરવાનો અને પવિત્રને અપવિત્ર મનાવવાનો મેં દુષ્ટ પ્રયત્ન કર્યો છે અને તેથી અનેક પાપ કર્મનો ભોકતા હું થયો છું તેમાંથી ઓ બહેન, હું ક્યારે છૂટીશ ? દયા કરો."

ભાઇ, તમે વાત તો કરો ! છે શું ? હું કંઈ નથી જાણુતી. આટલા બધા ગળગળા શાને માટે થાઓ છો ?"

"પવિત્ર દેવિ, મેં એવું કૃત્ય કર્યું છે કે અંતઃકરણથી પશ્ચાતાપ કરી તમારી પાસેથી ક્ષમા માગું છું, તે મને દયા કરીને આપો તો મારા ઉપરના પાપના બોજામાં કંઇક ઘટાડો થાય."

"પણુ ભાઇ, કહોતો ખરા કે છે શું ? મારો તમે કંઇ અપરાધ નથી કર્યો અને જે કંઇ ભૂલથી થયો હોય તો બેલાશક કહો. હું વિસરી જઇશ."

"વિસરી જઇશ" એ તમારી નમ્ર ક્ષમા માથે ચઢાવું છું, પણ બહેન મેં જે અઘોર કર્મ કર્યાં છે તેને માટે આવી નમ્ર ક્ષમા પૂરતી નથી. માટે વધુ દયા બતાવી ક્ષમાનું વચન આપો."

"ભાઈ કહો, હું ક્ષમા કરૂં છું."

"બહેન, એક નહીં પણ અનેક અપરાધો મેં કર્યા છે, એમ કહી ઉભો હતો તે છબીલદાસ નીચે બેઠો અને બે ત્રસ્ટીઓ તથા રામકોર શેઠાણી તરફ વારંવાર નજર ફેરવી પોતાનું અંતઃકરણ ખોલવા લાગ્યો. તે બોલ્યો;—સાંભળો, તમારા ઘરોના ભાડાના કંત્રાકટ લેવા હું કાનદાસ મહેતા પાસે ગયો પણ તે કેવળ નિમકહલાલ માણસ ! હાથનો અને દિલનો ચોખ્ખો ! એવા નિમકહલાલ માણસને નિમકહરામ બનાવવાનો મેં યત્ન કર્યો, લાંચો આપવા માંડી, કંત્રાકટમાં ભાગ રાખવાની અને ઘેર બેઠાં ભાગના પૈસા પહોંચતા કરવાની લાલચો બતાવી પણ

તે લલચાયો નહીં. શામ, દામ, દંડ અને ભેદ એ ચારે દ્વારા મેં એને ચલિત કરવાનું કર્યું, પણ એક મહાત્મા—યોગીના અચલિત દૃઢ મનમાં મને દર્શન થયાં. તેમનું મન ડગ્યું નહીં. લાલચથી લોભાયું નહીં. ધમકીઓથી ડર્યું નહીં. પણ ધર્મ અને નીતિને વળગી રહ્યું. કાનદાસ મહેતાએ પોતાના માલિકના હકમાં બનતો લાભ કરવાને યત્ન કર્યો. એક સત્ય માર્ગે ચાલનાર માણસને આડે માર્ગે દોરવાનું કામ મેં કર્યું એ શું ઓછું પાપીષ્ઠ છે! આટલેથી પત્યું નહીં, પણ બહેન, મને કહેતાં લાજ આવે છે, મારૂં હૈયું ભરાઇ આવે છે, મારૂં કાળજું કપાઇ જાય છે અને કહેતાં મારી જીભે કાંટા વાગે છે કે તમારી અને કાનદાસ મહેતાની ઉપર જે હડહડતું જુઠું કલંક મૂકવામાં આવ્યું હતું તેનું મૂળ હું આ પાપી સમક્ષ ઉભેલો તેજ છે. કાનદાસ મહેતો આડે માર્ગે ન ચઢ્યો. મારૂં કહ્યું ન માન્યું, તેથી ગુસ્સે થઇ વેર લેવાને માટે આ નીચ પ્રપંચ અને પાપી યુક્તિ મેં કરી, ખોટી ગપ ઉડાવી અને તમે બન્ને પવિત્ર જનોને અપવિત્ર મનાવવાનું જે ઘાતકી કામ કર્યું છે તથા તેના પરિણામમાં જે ખેદ અને ક્લેશ તમને થયો છે તે સઘળાને માટે હું દોષવાન છું. બહેન સાંભળો. આટલું કરીને પણ હું પાપી અટક્યો નહીં. હરગોવિંદદાસને આડું સમજાવનાર અને ભમાવનાર પણ હુંજ દુષ્ટ! અને તેના પરિણામમાં તમારી ઉપર કરેલી પાપી નજર છે. પણ તમે તમારૂં સત્ય રાખ્યું. તમે તમારૂં શિળ સાચવ્યું, તમે તમારૂં પતિવ્રત પાળ્યું, તમે તમારી કાયા દુષ્ટના હાથે અપવિત્ર થતી બચાવી, અને સીતા, તારામતી કે દ્રોપદી સમાન પવિત્રતા દાખવી. તમારૂં અંતઃકરણ કેવું પવિત્ર છે તે તમે સિદ્ધ કરી આપ્યું તેથી હરગોવિંદદાસ નિરાશ થયા તેનું વેર કાનદાસ મહેતા ઉપર લીધું. નોકરીથી દૂર કર્યો તથા તેમને અને તમારા બચ્ચાંઓને

ભારે દુઃખ સહન કરવું પડયું. બહેન, આ સર્વનું કારણ હુંજ છું. કેવળ હુંજ દોષિત, ગુન્હેગાર અને અપરાધી છું. હરગોવિંદદાસને પોતાના પાપ કર્મનો બદલો મળ્યો. જુવાન વયમાં ચાલ્યા ગયા. પણ મારી શી ગતિ થશે? હું કયાં છુટીશ? મારી શી વલે થશે? ઇશ્વરને ત્યાં શો ઉત્તર આપીશ? તે ન્યાયી પ્રભુના દરબારમાં મારો ન્યાય થતી વેળા સવાલો પૂછાતાં શું જવાબ દઇશ? મને કંઇ સુજતું નથી, તેથી હું ગભરાઉં છું, હું માફી માગુ છું. મને ક્ષમા આપી મારું રક્ષણ કરો. અને મને પાપના બોજામાંથી કંઇક ઉગારો."

રામકોર શેઠાણી તથા બે ત્રસ્ટીઓ આ સર્વ વાત એક મનથી સાંભળતાં હતાં. રામકોર શેઠાણી આ વાતથી અજાયબ થયાં. હૈયું તો ભરાઇ આવ્યું પણ ગંભીર બની ધીમેથી કહ્યું:—

"ભાઇ, શું કરવા આટલો બધો પસ્તાવો કરો છો? બનનાકાળ તેજ બને છે. અમારા પ્રારબ્ધમાં લખેલું તે બન્યું. તમે શું કરો અને કોઇ શું કરે? તમે દોષ નથી કર્યો. તમે તો માત્ર સાધનભૂત બન્યા છો માટે તમે અપરાધી નથી, પણ ખરા અપરાધી તો અમે છીએ. અમારાં કર્મ અમારે ભોગવવાંજ જોઇએ. ભાઇ, મનમાં કંઇ ન લાવો. ભૂલી જાઓ. તમારી પાઘડી માથે મૂકો."

"બહેન શું ભૂલી જઉં? સત્કર્મ સહેલથી ભુલાય અને કરેલા ઉપકારો વિસરી જવાય, પણ પાપકર્મ, તેમાં અઘોર પાપકર્મ તો મરતી વેળાએ સન્મુખ આવી ઉભાં રહેવાનાંજ, તેના પસ્તાવના કોલસા ચેહમાં પણ જુદા બળવાનાજ અને ફરીથી મનુષ્યની, પશુઓની, કે ભુતપ્રેતની યોનીદ્વારા પુનઃ જન્મ ધારણ કરી તેનાં ફળ ભોગવવાનાંજ."

"નહીં ભાઇ, કંઇ નહીં, હશે. સત્ય આખરે તરી આવે છે. તમે આ પ્રમાણે હકીકત કહી અમોને નિર્દોષ જણાવ્યાં એ કંઇ અમારી

ઉપર થોડો ઉપકાર નથી કર્યો. તમે કંઇ મનમાં લાવશો નહીં. આ તમારો પસ્તાવોજ તમારા હૃદયની કોમળતા દેખાડે છે અને તમે જો એમ સમજતા હો કે તમે અપરાધી છો તો તે પસ્તાવો તમારા અપરાધની ક્ષમા આપે છે."

"બહેન, મેં જે સત્ય હકીકત જણાવી તેથી જો કે મારૂં હૃદય બહુ હલકું થઇ ગયું છે તોપણ જ્યાંસુધી તમે, દેવી, મને ક્ષમાનો આશિર્વાદ ન આપો ત્યાંસુધી મારૂં બળતું અંતઃકરણ હોલવાય નહીં. માટે દયા કરી "ક્ષમા આપું છું" એટલા પવિત્ર અને કીમતી શબ્દોનો ઉચ્ચાર કરો. તમારો જન્મોજન્મ આશિંગણ રહીશ."

"ભાઇ, તમે તમારા આત્માને અપરાધી માનતા હો તો હું તમને ક્ષમા કરૂં છું. પણ મને આશ્ચર્ય એ લાગે છે કે બાર મહિનામાં તમે આવા કેમ બદલાઇ ગયા ?"

"સંત પુરૂષોના સમાગમનોજ પ્રતાપ છે. તેમાં આજે મારા પાપની ક્ષમા યાચવાની જે આ સંધી મળી તેજ મારા જન્મનું ખરૂં સાફલ્ય છે. તમે ક્ષમા આપી મારી ઉપર અગાધ ઉપકાર કર્યો છે. બહેન, વધુ હું બોલી શકતો નથી."

કેશવદાસ તથા રંગીલદાસ આ સઘળી વાત સાંભળી આભા બની ગયા. મનને ખેદ થયો અને કેશવદાસે છબીલદાસ પ્રત્યે કહ્યું:—

"છબીલદાસ તમે કામ બહુ નીચ કર્યું."

"હાજી, એથી બીજું નીચ શું હોય ? મને પસ્તાવો ઘણો થાય છે. પણ રામકોર શેઠાણીએ ક્ષમા આપી મારો કંઇક ઉદ્ધાર કર્યો છે. મને માફ કરો."

"હવે વધુ કહેવાનું રહ્યું નથી. રંગીલદાસ, જોયું ? દુનીઆ કેવી ચાલે છે ? કંઇપણ વાત સાંભળેલી સાચી માનવાનો વખત છે ?

નજરે જોયલી વાત ખોટી પડે તો સાંભળેલીનું શું કહેવું ?"

"ખરી વાત છે." રંગીલદાસે કહ્યું "હું તો પ્રથમથીજ માનતો ન હતો કારણ કે કાનદાસ મહેતા વિષે મે ઘણું સારૂં સાંભળ્યું હતું, તેમજ શેઠાણી માટે પણ સારૂંજ કહેવાતું હતું. પણ જ્યારે ઘણે ઠેકાણેથી વાત કાને આવી એટલે"—

"હશે," રામકોર શેઠાણીએ ધીમે સાદે કહ્યું "એ વાત હવે ભૂલી જાઓ. ફરીથી યાદ કર્યામાં પાછી મનને દુખ્ખ થાય. બનવાની તે બની, ભાવિ મિથ્યા કેમ થાય ? હવે હું જાઉંછું."

"જરા બેસો" કેશવદાસે કહ્યું "હું કાનદાસ મહેતાને બોલાવવા મોકલુંછું. એ આવેથી સઘળું કામ તેમને સોંપી દઇએ. તમે કોઇ વાતે ચિંતા રાખશો નહીં."

કાનદાસ મહેતાને બોલાવવા માણસ મોકલ્યું. તેટલા સમયમાં છબીલદાસ પોતાનાં કર્મોનો પશ્ચાતાપ ખરા અંતઃકરણથી કરતો જણાતો હતો. દશેક મિનિટ વીતી એટલામાં કાનદાસ મહેતો આવ્યો. બે ટ્રસ્ટીઓ, રામકોર શેઠાણી અને છબીલદાસને જોઇ વિચારમાં પડયા, દીવાનખાનામાં દાખલ થયો એટલામાં તો છબીલદાસ તેના પગમાં માથુ મૂકી રડવા લાગ્યો. અને બનેલી હકીકત ટુંકમાં જણાવી પસ્તાવો કરતો માફી માગવા લાગ્યો. કાનદાસ મહેતાએ ધીરજ આપી સમજાવ્યો, અને રામકોર શેઠાણીના કહ્યા પ્રમાણેજ જણાવ્યું કે "બનવાકાળ તે બને છે. અમારા પ્રારબ્ધમાં લખેલું તે મિથ્યા કેમ થાય ? અમે કર્મ કર્યાં હશે તે ભોગવ્યાં. તમે શું કરો ?" વગેરે કહી એ વાતનો છેડો આણ્યો. હરગોવિંદદાસની જગાએ ઇશ્વરદાસને ટ્રસ્ટી બનાવ્યા, ઇશ્વરદાસ બહુ સુજ્ઞ અને વિદ્યાનો કોડીલો ગૃહસ્થ હતો, બહુ ભલો હતો. પણ કોઇનો ગાંજ્યો ન જાય એવો હતો,

તેમને સઘળો વહિવટ સોંપી કાનદાસ મહેતાને પગાર વધારી તેમની અસલની જગાએ કાયમ કરી સઘળાં ઘેર ગયાં.

આ પ્રમાણે રામકોર શેઠાણી અને કાનદાસ મહેતાના અનેક સદ્દગુણોથી પ્રભુ પ્રસન્ન થયા અને લાજ પણ તે પરમદયાળુ પ્રભુએ રાખી કે જેની ઇચ્છા વિના એક પાન પણ હાલી શકતું નથી અને જેની કૃપા વિના એક તૃણ તૂટી શકતું નથી. રામકોર શેઠાણીના આનંદની હદ ન રહી. બીજા કોઇ માટે નહીં પણ કેવળ પોતે તથા કાનદાસ જેવાં નિર્દોષ હતાં તેવાં તે પ્રભુએ દયા કરી જગતને સત્ય સ્વરૂપે દેખાડયાં. તેટલા જ માટે છબીલદાસે પણ સત્સંગ અને સંત સમાગમનો ઉદ્દેશ લેઇ તેનું મહત્વ અને ગૌરવ જનમંડળને સિદ્ધ કરી આપી તેનો ઉજ્જળો જય ઝગઝગાવ્યો.



## પ્રકરણ ૫ મું.



આ બનાવને લગભગ પાંચ વર્ષ વીતી ગયાં. આ સમયમાં રામકોર શેઠાણી અને તેનાં બાળકોને કોઇ વાતે દુભવાનું કારણ મળ્યું નહીં હતું. કાનદાસ મહેતો પ્રમાણિકપણે પોતાનું કામ કર્યા કરતો. ખરચને માટે રામકોર શેઠાણીને વશિયતનામાં લખ્યા પ્રમાણે નિયમસર અપાયાં જતું હતું. એક પૈનો પણ બીગાડ થયો નહીં. ઉપજના પ્રમાણમાં ખરચ રાખ્યો હતો. નાનો કાકૂ પ્રથમ ગૂજરાતી નિશાળે જતો હતો. પણ ભણવામાં જોઇએ તેવું લક્ષ તેનું નહીં હતું. રમત ગમત તરફ તે વધારે ઢળેલો હતો પણ આ પાંચ વર્ષમાં રામકોર શેઠાણીની સ્થિતિમાં કંઇ વિચિત્ર ફેરફાર થયો જણાતો હતો.

કેવળ તેમનું મન ધર્મ માર્ગેજ વળ્યું હતું. સામાન્ય અભ્યાસથી બાળબોધ લિપિ સારી રીતે વાંચી શકતાં હતાં, તેથી ધર્મને લગતાં પુસ્તકો વાંચવા ઉપર વિશેષ લક્ષ આપવા માંડયું હતું. એમ કરતાં સંસ્કૃત ભાષાના અભ્યાસ ઉપર ચિત્ત ચોંટયું. ત્રણ વર્ષ સુધી કેવળ એકજ વૃત્તિથી અને અથાક મહેનતથી તે ભાષાના અભ્યાસમાં મન પરોવ્યું. શૃંગાર બાબતનો એક શબ્દ પણ નહીં વાંચવાને દૃઢ નિશ્ચય કરેલો. ભર્તુહરિના "નીતિ" અને "વૈરાગ શતકો" નો અભ્યાસ કર્યો. પછી ધીમે ધીમે "શ્રીમદ્‌ભગવદ્‌ગીતા" વાંચવા માંડી. વાંચવા સાથે સારી રીતે અધ્યયન કરવામાં પણ મનને રોક્યું. એટલુંજ નહીં પણ તેનું રહસ્ય હૃદયમાં રમતું કર્યું. બારીકીથી. ધ્યાનથી અને ગુઢ ભાવથી તેનો અભ્યાસ કર્યો. "પંચદશી" અને "યોગવાસિષ્ટ" ના મોટા ગ્રંથો હાથ ધર્યા. વેદાંતનું જ્ઞાન સારૂં મેળવ્યું, ચિત્ત ચૈતન્યમાં ચોંટયું. પરમાત્મા સાથે પ્રિતમાં પડયું. માયાથી મન પાછું હટયું. મમતાથી દૂર ખસ્યું. આ જુઠી–ક્ષણિક માયા ઉપરથી જીવ ઉઠી ગયો. જો કે બાળકો ઉપરનો નિર્મળ પ્રેમ કેવળ જતો રહ્યો નહીં હતો, તોપણ એટલું તો ખરૂં કે જગતની સઘળી વસ્તુઓ પ્રત્યે તેમને અભાવ ઉત્પન્ન થયો. માત્ર ભક્તિના ભાવમાં વધારે ને વધારે મન પલોટાતું ગયું. મીરાંબાઇની ભક્તિના પંથે તે ચઢયાં. તનમાં માત્ર શ્રીમોવનની તાન લાગી અને પરમ ભક્ત મીરાંબાઇનું નીચેના પદનું વારંવાર રટન કરવા લાગ્યાં—

રાગ પ્રભાત.

મુજ અબળાને મોટી મીરાત*બાઇ શામળો ઘરેણું મારે સાચું રે.—ટેક.
વાળી ઘડાઉ વિઠ્ઠલ વર કેરી, હાર હરિનો મારે હઇયેરે;

* મીલકત.

ચીતમાળા ચતુરભૂજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએ રે.—મુજ૦
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાંને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામ નારાયણ, અણવટ અંતરજામીરે.—મુજ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે.—મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધરનાગર, હરિને ચરણે જાચું રે.—મુજ૦

એવી રીતે કેટલાક દિવસ ચાલ્યું દિનપ્રતિદિન ભક્તિમાં તેમની દ્રઢતા વધતી ચાલી. એટલામાં એક દિવસે અંચિતો અદ્ભુત બનાવ બન્યો.

સવારના નવ સાડાનવ આશરે થયા હશે. એક ઓરડામાં બાજટના એક આસન ઉપર રામકોર શેઠાણી બેઠેલાં હતાં. નાહીધોઇ સ્વચ્છ બની, ધોએલાં કપડાં પહેરી, હાથમાં પ્રભુના નામની માળા લેઇ ભક્તિમાં લીન થયાં હતાં. પલાંઠી વાળેલી હતી, આંખો બંધ હતી અને પ્રભુ નામનો ઉચ્ચાર કરતાં કરતાં માયાનું આવરણ, જેમ સાપ કાંચળી ઉતારી નાંખે તેમ ઉતરી ગયેલું હતું. પાસેના દીવાનખાનામાં એક બાજુ ટેબલની પાસે ખુરશી ઉપર બેશી કાકુ વિદ્યાભ્યાસ કરતો. હતો. તેની સામા શિક્ષક બેશી પાઠ કરાવતા હતા. છોકરી રમતી હતી. ચાકરો કામકાજમાં રોકાયા હતા ભટ રસોઇની ઓરડીમાં ભાત ઓસાવતો હતો. એટલામાં કાનદાસ મહેતો દીવાનખાનામાં દાખલ થયો. દીવાનખાનું અને ઓરડા વચ્ચે બારણું હોવાથી ઓરડાના સઘળા ભાગમાં દીવાનખાનામાંથી નજર પડતી હતી. કાનદાસ મહેતો ઓરડામાં નજર નાંખે છે એટલામાં તે ચમકયો. ભટને બુમ પાડી, એકદમ દોડયો, ઓરડામાં ગયો અને જુવે છે તો રામકોર શેઠાણી આ

જગતનો હમેશને માટે ત્યાગ કરી પરમાત્માને વિષે પામ્યાં છે. તેમનો પવિત્ર આત્મા દેહને છોડી ગયો છે. જડરૂપી પાંજરામાંથી ચૈતન્ય રૂપ પક્ષી ઉડી ગયું છે. જે પ્રભુને વિષે તેમનું ચિત્ત ચોટેલું હતું તે પ્રભુને વિષે પામ્યાં છે. માત્ર હાડપીંજર પડી રહ્યું છે. જ્યોતી હોલવાઈ ગઈ છે. પલાંઠી એમને એમ વાળેલી છે. હાથમાં માળા એમને એમ રહેલી છે. નેત્ર મીચાયલાં છે. મુખ સહેજ ઉઘાડું છે. બાકી નિદ્રામાં હોય તેમ હમેશની નિદ્રાને સ્વાધિન થયાં છે. સમાધીને શરણ ગયાં છે. સ્વાસ ચાલતો નથી. કાનદાસ મહેતાએ ઝટ દોડી જઈ શબ હાથમાં લીધું ભટ આવ્યો. છોકરાં આવી પહોચ્યાં ત્યારે ગભરાટ મચી રહ્યો. રડારોળ થઇ રહી. પોતણું કરી શબને લાંબુ કરી સુવાડયું. પછી સગાવહાલાંને ખબર આપી, વરટીઓને તેડું મોકલ્યું. ન્યાત જાતવાલા ભેળા થયા. ધારા પ્રમાણે સ્મશાન ભૂમિમાં લેઈ ગયા અને અગ્નિદાહની ક્રિયા કરી.

એક દશીના દિવશે સવારના વખતમાં શ્રી ઠાકોરજીની સેવા કરતાં આ મોત ઘણું ઉત્તમ આવ્યું એમ અનેક જનોના મુખમાંથી નીકળતું હતું. આવું મોત ભાગ્યશાળી કે ધર્મિષ્ટ જનોનેજ આવે છે એમ સમજુ લોકો કહેવા લાગ્યા. રામકોર શેઠાણીની પૂઠ સારી વખણાઈ. તેમના ગુણો ગવાવા લાગ્યા. દોષ તેમનામાં હતાજ નહીં. દૃઢ ભક્તિએ, તેમના અંતઃકરણની પવિત્રતાએ અને તેમના ચિત્તની શુદ્ધિએ તેમના આત્માને શાંતી આપી. પૂર્વ જન્મના શુભ સંસ્કારે અને આ જન્મના તેમના ધર્મનીતિના શુભ વિચારો તથા આચારોએ તેમને પુનઃજન્મથી મુક્ત કર્યા. તે તો મોક્ષ ગતિને પામ્યાં. તેમનાં રૂડાં કૃત્યો, તેમની રૂડી નીતિ અને ભલાં આચરણોનો આ શુભ બદલો મળ્યો.

રામકોર શેઠાણીનું દષ્ટાંત સ્ત્રીમંડળને બોધક છે. તેમના સદ્‌ગુણો, તેમની દઢતા અને ગંભીરતા, તેમની સદ્‌વૃત્તિ અને તેમનાં સદ્‌આચરણ, તેમની સ્ત્રીધર્મરક્ષણ માટેની કાળજી અને હીંમત અને પવિત્ર અંતઃકરણે પ્રાપ્ત થયલી ઊંચ ભક્તિનાં વખાણ એ સઘળું જન માત્રને લક્ષમાં લેવા જોગ છે, એટલુંજ નહીં પણ અધ્યયન કરવા જોગ કે અનુકરણ કરવા જોગ છે. આવી સગુણી પ્રેમદાના પગલે ચાલવાથી કોણ સુખી ન થાય ?

રામકોર શેઠાણી પૂર્ણ ભાગ્યશાળી હતાં. નાની વયમાં સ્વર્ગવાસ કર્યો. બે બાળકોને નમાયાં કરી મૂક્યાં. ખોટું થયું. શેઠાણીના આત્માનું તો કલ્યાણ થઇ ગયું. જો કે પાછલી અવસ્થામાં જીવતાં હતાં. તોપણ જ્ઞાનના પ્રતાપે મરણ સનમુખ જોતાં હતાં. સમય, પળ ને વિપળ પણ જાણતાં હતાં. પ્રથમથી જાણાવી વ્યર્થ ઘોંઘાટ કરવાને યોગ્ય સમજતાં નહીં હતાં. પોતે તો તત્પર થઇ રહ્યાં હતાં અને તે પ્રમાણે સમય આવતાં ચાલ્યાં ગયાં એમના મરણથી ખોટું થયું એમ કહેવાય પણ " ખોટું થાય તે સદા સારાનેજ માટે " સમજવું જોઇયે વાંચનાર, આગળ જોશે કે તેમનું વધુ જીવવું લાભકારી નહીં હતું. જે બાળકના રૂડા ભવિષ્યને માટે પૂરતો પ્રયત્ન કર્યા છતાં તે રમત ગમતમાંથી ખસ્યું નહીં, અભ્યાસમાં પડયું નહીં અને વિદ્યાધ્યયન તરફ વળ્યું નહીં, તે પાનફુલની પેઠે ઉછેરેલા વહાલા બાળકોનાં ભવિષ્યનાં કર્મો, જે વાંચનાર ભારે શોકથી વાંચશે, તે જોવાને અને તે જોઇ પોતાના આત્માનું અકલ્યાણ કરવાને તે જીવ્યાં નહીં એ તેમનું મોટું સુભાગ્ય સમજવું. તેમના મરણ સમયે રણછોડદાસની ઉમ્મર ચૌદ પંદર વર્ષની હતી. માતાના વિયોગે તેને ક્લેશ થયો પણ તેની ઉંડી અસર તેના અંતઃકરણમાં રહી નહીં. ગસ્ત્રીઓએ

રણછોડદાસ અને દેવકોર બે બાળકોને તેજ બંગલામાં રાખવાની વ્યવસ્થા કરી શિક્ષક ભણાવવા આવે. રસોઇઆ અને ચાકર વગેરેની પૂર્વના જેવી વ્યવસ્થા કાયમ રાખી.

દેવકોરની ઉમ્મર બાર તેર વર્ષની થઇ. ત્રસ્ટીઓએ સારૂં ઘર જોઇ તેનું લગ્ન કર્યું. પરણી એટલે સાસરે રહેવા લાગી. ત્રસ્ટીઓની સારી સમજથી દેવકોરને સારો, કેળવણી પામેલો, સુધરેલા વિચારનો અને નમ્ર સ્વભાવનો ધણી મળ્યો, આ જોડું શોભે એવું હતું. માતાના ગુણોની છાયા આ સુશીલ બાળકીના અંતઃકરણ ઉપર પડી હતી. લાયક સ્વામી મળવાથી આ સુજ્ઞ બાળકીના સુવિચારોને પુષ્ટી મળી. દેવકોરે થોડો અભ્યાસ કર્યો હતો, તેને સ્વામિને ઘેર ગયા પછી પોતાની માતા રામકોરની પેઠે ફુરસદે સુંદરી ગુણમંદિર અને સ્ત્રી વિનોદ જેવાં પુસ્તકોના અભ્યાસથી ધર્મનીતિ અને સાંસારિક તથા વ્યવહારિક જ્ઞાન વધારવાને સમય અને અનુકૂળતા બન્ને મળ્યાં. ભણીગણી ગુણવાન બની માતાની માફક પોતાનું સદન શોભાવ્યું, પતિને ભાગ્યશાળી બનાવ્યો અને પતિ પત્નિના અન્યો અન્યના ધર્મો જાણી, સમજી અને પાળી બન્ને સુખી થયાં. પોતાની પ્રિય બાળકીનું આ સુખ જોઇ રામકોર શેઠાણી જો જીવતાં હોત તો જરૂર સંતોષ પામત, એટલુંજ નહીં પણ પરમ આનંદ માનત.

પણ રણછોડદાસ શેઠના સંબંધમાં કેવળ ઉલટો બનાવ બન્યો. માયાળુ અને ગુણિયલ માતાજીના જીવતાં સુધી તો રણછોડદાસ ઉપર સારો અંકુશ રહ્યો. ભણવા ઉપર લક્ષ ઓછું આપે તોપણ માતાની ધાકથી નિશાળે જાય તથા શિક્ષક પાસે પાઠ કરે; તેમજ માતાનો પ્રેમ અલૌકીક તથા આંધળાની આંખની પેઠે એકજ બાળક—હોવાથી

વિશેષ દબાણ કરવામાં નહોતું આવતું. પણ રામકોર શેઠાણીના મરણ પછી કોઇનો અંકુશ માથે રહ્યો નહીં. અંકુશ વિના બાળક જરૂર બગડે. એટલુંજ નહીં પણ મનુષ્ય કે જનાવર સર્વને માથે અંકુશની જરૂર તો ખરીજ હાથી જેવું બળવાન જનાવર અંકુશથી વશ થઇ જાય છે. સ્ત્રીઓ માટે કહ્યું છે કે બાળપણમાં માતપિતાના અંકુશ તળે તેઓએ રહેવું, યુવાવસ્થામાં પતિના અંકુશ તળે રહેવું અને વૃદ્ધાવસ્થામાં પુત્રોના અંકુશ તળે રહેવું. તે સિદ્ધાંત બારીક નજરે જોતાં અતિ ઉપયોગી લાગે છે. સ્વચ્છંદી રીતે નિરંકુશિતપણે વર્ત્તવાથી કદી પણ સારૂ પરિણામ આવેલું જોવામાં આવતું નથી. તેમજ રણછોડદાસ વિષે બન્યું. માતાના મરણથી અને ટ્રસ્ટીઓ દૂર હોવાથી તેણે સ્વચ્છંદી રીતે ચાલવા માંડયું. શાળામાં જાય પણ ભણવા ઉપર ધ્યાન નહીં. શિક્ષક શિખવવા આવે પણ શીખવા ઉપર લક્ષ નહીં. પ્રાણલાલ કરીને એક પોતાના વર્ગના છોકરા સાથે હમેશાં રહે. સારાં સારાં કપડાં પહેરે, ઇસ્કી બની ફરે અને ખાવા પીવા તથા રમત ગમતમાં દિવસ કહાડે.

પૈસાવાળાને સહુ કોઇ છોકરી આપવા જાય. હાલની રૂઢી પ્રમાણે વિવાહ કરતી વેળા ભણ્યા ગણ્યાનું કોઇ પૂછતું નથી. છોકરાંના સારાનરતા ગુણો અવગુણો જાણવાની કે જોવાની પરવા કરનારા થોડા હોય છે. "પંદર લાખની મિલકતની મારી છોકરી માલિક થશે, રાજ્યસાહ્યબી ભોગવશે, પહેરશે ઓઢશે, ખાશે પીશે, ગાડી ઘોડે હરશે ફરશે, બેસશે ઉઠશે" એવી જાતનો ઉમળકો છોકરીનાં માબાપને આ શેઠના સંબંધમાં થાય એ બનવું અશક્ય નથી. સુપ્રસિદ્ધ કવિ દલપતરામ ડાહ્યાભાઇના નીચેના કીમતી દોહરા ઉપર લક્ષ આપવાને કોણ દરકાર કરે છે ?

સદ્‌વિદ્યા સદ્‌ગુણ ધન, સદાચાર સુવિચાર;
ઉત્તમ ફૂળ તો એજ કે, જે ઘેર સુખી નરનાર.

રણછોડદાસ શેઠને ઘણાં માગાં આવ્યાં હતાં, તેમાંથી સારી કન્યા જોઇ તેમનાં મરનાર માતુશ્રીએ તેમનું સગપણ કરી મૂક્યું હતું પણ તે માતુશ્રી પોતાના એકના એક પુત્રને પરણાવવાનો લહાવો લેવાને જીવ્યાં નહીં. ટ્રસ્ટીઓએ યોગ્ય ખરચ કરી લગ્ન કર્યું. ધામધુમ ઠીક કરી. ન્યાતવરા વગેરે જમણ પણ કર્યું. રણછોડદાસ શેઠ પરણ્યા એટલે ભણવાનું ભણવાને ઠેકાણે રહ્યું. શિક્ષક આવે તેવો પાછો જાય. નિશાળમાં નામ માત્ર નામનું જ હતું. ધારા પ્રમાણે પગાર મોકલાવે. પણ મહિનામાં આઠ દિવસ ભાગ્યે હાજરી આપે. એમ કરતાં એક વરસ તો ચાલ્યું. શિક્ષક આવતો બંધ કર્યો. નિશાળમાંથી પણ નામ કઢાડી નખાવ્યું. પ્રાણલાલ સાથે આખો દિવસ હરે ફરે, ટોળટપ્પા ચલાવે, ગપ્પાં મારે, બજારમાંથી ચાવણું લાવી ચાવે, સાંજે ફરવા જાય અને લૂગડાંલત્તાંની સફાઈમાં તથા અત્તરોની લહેજતમાં આખો દિવસ પૂરો કરે.

પ્રાણલાલ સાથે એનો જીવ બહુ હળી ગયો. બન્ને જન મિત્રો બન્યા. અને તે પણ જીવજાન દોસ્ત થયા, પ્રાણલાલ કહે તેમ રણછોડદાસ શેઠ કરે. ટ્રસ્ટીઓની પણ પરવા ન કરે. ટ્રસ્ટીઓમાં ઈશ્વરદાસ બહુ અનુભવી, સમજુ અને ડાહ્યા હતા. તેઓ વારંવાર રણછોડદાસ શેઠને સમજાવે, શિખામણ આપે. અનુભવની વાતો કરે, દાખલા દૃષ્ટાંતો આપી બોધ કરે, પણ સઘળું ધુળ ઉપર લીંપણ. જગતનો નિયમ છે કે, જે આડે માર્ગે ચઢ્યો હોય, જે અભિમાનમાં છાકી ગયો અને જે કુંપદમાં ડુબી ગયો હોય તેને બોધ રૂચતો નથી, વખતે કડવો ઝેર જેવો પણ લાગે છે. તેમ ઇશ્વરદાસનો બોધ રણ-

છોડદાસ શેઠને કડવી દવા જેવો લાગ્યો, પણ તેમનાથી તે દવા પીવાઇ નહીં. પીધી હોતતો ઘણો ફાયદો થાત. રણછોડદાસ શેઠનું મન તેના મિત્ર પ્રાણલાલની સંગતથી અને સોબતથી આડે માર્ગે દોરાઇ ગયું હતું. તે તો પ્રાણલાલનેજ દેખે. તેના વિના તે આંધળો બને. પ્રાણલાલનું વચન એ ઇશ્વરનું વચન માને. થોડા મહિના પછી રણછોડદાસ શેઠને સત્તરમું વર્ષ બેઠું. કોટકુલાએ વગેરે ઠેકાણે બન્ને મિત્રો સાથે ફરે. પ્રાણલાલના ઓળખીતા દલાલ ઘણા હતા. તેમાંના એકાદ સાથે પ્રાણલાલ શેઠનો પ્રસંગ પડાવ્યો, અને નોટના સટ્ટાનો સ્વાદ ધીમે ધીમે ચખાડયો, શરૂઆતમાં થોડું થોડું કરવા માંડયું. બસેં ચારસોની હારજીત થાય. વખતે કમાય અને વખતે ખુવે. મળે કે જાય. એક વખત રૂપીઆ પંદરસો મળ્યા એટલે મન લોભાયું. કહેવત છે કે ("લોભે લક્ષણ જાય") જેમ લોભ વધતો ગયો તેમ વધુ ખેડવા માંડયું. પંદરસો તો ચપટીમાં ઉડી ગયા. પણ ટાંટીઆમાં જોર આવ્યું. બીજે મહિને ફટકો માર્યો. વધુ ખેડવા માંડયું. પણ સટ્ટો એ સનેપાત છે કોઇનો સગો નથી. પાંચ લાવે ને પચાસ લઇ જાય. રણછોડદાસ શેઠની વતી પ્રાણલાલે નોટોની આપ લે બહુ કરી, અને મહિનાની આખરે તપાસતાં ખોટનો સરવાળો મોટો આવ્યો. એ રૂપીઆ કયાંથી લાવીને આપવા તે વિચારમાં પડયા. અને તે વિચારમાં બુડેલા, બારીએ ઊભેલા તથા પશ્ચાતાપથી પોતાના મિત્ર પ્રાણલાલને રૂપીઆની સગવડ કરવા મોકલતા રણછોડદાસ શેઠને વાંચનારે પહેલાજ પ્રકરણમાં જોયા.

—[:]—

# પ્રકરણુ ૬ ઠું

રવિવાર છે. સાંજના પાંચ વાગ્યા છે. શ્રીમંતોને બે ઘડી હરવા ફરવા જવાનો વખત છે. પાલવા બંદરની શી બલિહારી ગાવી ! સાગરની અદ્દભુત રચના, આગબોટો, વહાણો અને મછવાઓનો રળીઆમણો દેખાવ, ધક્કાની સુંદર બાંધણી, યાચકલ્પ વગેરે આસપાસની સુશોભિત ઇમારતો એ સઘળુ ગમે તેવા માણુસને પણ બે ઘડી ચકિત બનાવે એમાં શો શક ? તેમજ જરા લાંબી નજર કરતાં ડુંગરોના આનંદદાયક દેખાવ તથા ફરતી દિવાદાંડીનો સ્થંભ જોનારની આંખને ઠાર્યા વિના કેમ રહે ? બંદર ઉપર ગાડીઓની હાર ઉપર હાર ઉભી છે. કોઇ ગાડીમાં બેઠેલા છે તો વળી કોઇ હાથમાં લાકડી કે છત્રી લેઈ આમ તેમ ચક્કર મારી રહ્યા છે. કોઇક કિનારે બનાવેલા મંડપમાં બાંકડા ઉપર અઢેલી બેઠા છે તો કોઇ મછવામાં બેસી રત્નાકરની સહેલગા કરી આનંદ પામતા જોવામાં આવે છે. પારસી અને ઇંગ્રેજ સ્ત્રીઓની પણ મેદની સારી મળી છે. તે વખતે એક બાજુ ઉપર બે જુવાનો વાતચીત કરવામાં રોકાયા હતા. વખતે વાતો કરતા, વખતે વિચાર કરતા.

“પાછા વળતાં એની દુકાને જઇએ તો કેમ ?” પ્રાણુલાલે કહ્યું.

“હવે વખત રહ્યો નથી.” રણછોડદાસ શેઠે ઉત્તર આપ્યો.

“હા, એમજ કરીએ, ચાલો, કાલે સવારના બહાર નિકળાશે નહીં અને બપોરના બાર વાગે ચાલે તેમ નથી. બધી ગોઠવણુ મેં કરી છે. માત્ર સહીજ કરવાની છે.”

“હા, ચાલો જલદીથી જઇએ. રાત પડી ગઈ છે. કોઇ નહીં

દેખે " એ શબ્દો બોલી રણછોડદાસ શેઠે ગાડીવાળાને ગાડી ફેરવી ચલાવવાનો હુકમ કર્યો.

ગીરગામ તરફના રસ્તા ઉપર એ નાનું ઘર હતું. તેની ઉપર માત્ર એકજ માળ હતો. નીચે મોટી દુકાન હતી. દુકાનની અંદરની દીવાલો ઉપર રાતો રંગ કરેલો હતો. તથા બારણા ઉપર લીલો રંગ કરી ખોટા વરખના શુકલાનાં ફુલો ચોટાડયાં હતાં. દુકાનમાં એક બાજુએ બે મોટા પેટારા ગોઠવ્યા હતા. અને એક બાંકડો તથા બે-ત્રણ ખુરસીઓ બેસવાને મૂકી હતી. કેટલાક આરસા અને હાંડીઓ લટકાવી હતી એક બાજુ ખૂણામાં દેવની સ્થાપના કરેલી હતી. એ પટારા વચ્ચે એક મોટો બાજઠ હતો. તેના ઉપર ગાદી નાંખી ઉપર જુની શેતરંજી બીછાવી, તકીઆ મૂકી પેઢીની બેઠક બનાવી હતી. તે દુકાનથી પચાસેક ડગલાં દૂર એક ગાડી આવીને ઉભી અને તેમાંથી બે તરૂણ મિત્રો નીચે ઉતરી, ધીમે ધીમે ડગલે છુપાતા છુપાતા ચાલી દુકાનમાં ગુપચુપ દાખલ થયા.

"પધારો, શેઠ પધારો" પન્નાએ ઉઠી સલામ કરી કહ્યું. બન્ને મિત્રો એક ખૂણામાં ખુરસી ઉપર બેઠા. પ્રાણલાલે પહેલેથીજ પ્રકરણ ગોઠવી રાખ્યું હતું એટલે લાંબી વાતચીત કરવાની રહી ન હતી.સઘળું રાંધી મૂકેલું હતું, માત્ર જમવાનીજ ખોટી હતી, પન્ના ખીમાએ ઉઠી ઉતાવળથી પેટી ઉઘાડી, અને શેઠની સહીઓ કરાવવા તૈયાર રાખેલી ચીઠીઓ શેઠ સન્મુખ રજુ કરી.

શેઠે તે વાંચવાનો પરિશ્રમ લીધો નહીં. તેમજ તે ચીઠીઓમાં રૂપીઆના આંકડા લખ્યા છે કે નહીં તે જોવાને પણ રણછોડદાસ શેઠે વાજબી વિચાર્યું નહીં. પાંચ ચીઠીઓ ઉપર સહી કરી પ્રાણલાલના હાથમાં આપી અને કહ્યું. "પ્રાણલાલ ચાલો."

પ્રાણલાલે ચીઠીઓ મારવાડીને આપી અને જણાવ્યું કે "રૂપીઆ કાલે સવારે આવીને લઇ જઇશ."

"વારૂ ! શેઠજી, તૈયાર છે." પન્નાએ નરમાસથી ઉત્તર આપ્યો. બન્ને મિત્રો ઉઠ્યા, ચાલ્યા, પાછા ગાડીમાં બેઠા અને વાલકેશ્વર તરફનો રસ્તો લીધો.

મારવાડીએ ચીઠીઓ ઉપરની સહીઓ, ફરી ફરીને કાગળને આડો અવળો કરી કેટલોક વખત સુધી જોયાં કરી, પછી પેટીમાં મૂકી. આ પાંચ ચીઠીઓમાં બે બારસો પચાસની દરેક હતી, એક સાડી સાતસોની હતી અને બે સાડા સતરસોની દરેક હતી, જુમલે રૂપીઆ ૬૭૫૦ ની ચીઠીએ ઉપર ચાર હજાર પાંચસો રણછોડદાસ શેઠને ધીર્યા. વ્યાજ વધારે નહીં હતું, ઘણા લોકો મહિને દશ, સાત કે પાંચ ટકા આપે છે. પણ શેઠનું કામ માટે વ્યાજ માત્ર ત્રણ ટકા દર મહિને દર સેંકડે ચઢવા લાગ્યું. રૂપીઆ ૬૭૫૦ ની જુદી જુદી ચીઠીઓ લેવાનું કારણ કે મુંબઇની સ્માલકાજ કોર્ટમાં બે હજારની ઉપરના દાવા સાંભળવામાં આવતા નથી તેથી હાઇકોર્ટમાં જઇ ખરચના ભારે ખાડામાં ઉતરવું પડે. તેમજ આ ચીઠીઓમાં બીજી એક કરામત એ હતી કે પેલે પાને મતુ હતું. તારીખ માસ કે વરસ મળેજ નહીં. ફક્ત કાગળના નીચેના ભાગમાં ટીકીટ લગાડી સહીઓ લીધી હતી. કારણકે રણછોડદાસ શેઠની ઉમ્મર તે વેળાએ નાની હોવાથી કાયદાનો બાધ આવતો હતો. ટુંકમાં રણછોડદાસ શેઠે પેલે પાને મતુ કર્યું. મારવાડી જેવી પહોંચેલી જાત બીજી ભાગ્યેજ હશે. યુરોપના યાહુદીઓની ઉપમા તેઓને આપવામાં આવે છે તે ખોટું નથી. કરકસરમાં પૂરા તે સાથે છાતીના પણ જબરા છે. દીવાળીઆ માણસોને અડધી રાતે રૂપીઆ આપવાને હિંમત કરે તો રણછોડદાસ શેઠ જેવાને ધીરે એમાં શું મોટી વાત છે?

બીજે દિવસે સવારના પ્રાણુલાલ મારવાડીની દુકાને ગયો. પીસ્તાળીસો લેવાની ગોઠવણ કરેલી અને દોઢી ચીઠીઓ લખાવી આપવાને કહેલું તે પ્રમાણે ૭ હજાર સાતસો પચાસની ચીઠીઓ લખાઇ. પીસ્તાળીસો લેવાના મધ્યેથી મારવાડીએ એક વરસનું વ્યાજ આગળથી કાપી લેઇ રૂપીઆ આપવાને જણાવ્યું. એટલે પીસ્તાળીસોમાંથી તેના વ્યાજના એક વરસ દિવસના રૂપીઆ ૧૬૨૦ કાપી બાકીના રૂપીઆ ૨૮૮૦ પ્રાણુલાલના હાથમાં મૂકયા. પ્રાણુલાલ વિચારમાં પડયો. પછી હા ના કરી ૭ મહિનાનું વ્યાજ રૂપીઆ ૮૧૦ કાપી આપી રૂપીઆ ૩૬૯૦ રોકડા લીધા. આમાંથી પ્રાણુલાલે કંઇક ગજવામાં મૂકવાનો વિચાર તો કર્યો પણ આ વખત નહતો. દલાલને આપવાની રકમ વધારે હતી. તેમાં ઉમેરવું પડે એમ હતું. જો મારવાડીએ વ્યાજ ન કાપ્યું હોય તો પાંચસો ગજવામાં મુકત પણ વખત વિચારી ગયો. રૂપીઆ લેઇ રણછોડદાસ શેઠ પાસે ગયો, આપ્યા અને બાકીના પૂરતા શેઠે પોતાની પાસેથી ઉમેર્યા.

સાડાઅગીઆરનો શુમાર થયો. જગજીવન આવ્યો. સલામ કરી ઉભો.

"શેઠ, મહેરબાની કરશો ?"—ધીમે સાદે કહ્યું.

"કેમ. જગજીવનદાસ કાલે આપીશું તો નહીં ચાલે !" પ્રાણુલાલે જરા હસીને કહ્યું.

"નારે સાહેબ ત્રણ વાગ્યા કે તાળાં દેવાયાં. અમારી આબરૂના કાંકરા થઇ જાય. બજારમાં ઉભા રહેવું અમને ભારે થઈ પડે." દલાલ નરમાસથી હાથ જોડીને બોલ્યો.

"ત્યારે, આજે તમે આપો, કાલે મારી પાસેથી લેઇ જજો" રણછોડદાસ શેઠે જરા ઠાવકું મોં કરી કહ્યું.

"શેઠ મશ્કરી ના કરો" જગજીવન હસીને બોલ્યો "હું સો

રૂપીઆ માંડમાંડ મહિને પેદા કરૂં, કે મારા ઘરખરચમાં વાત કરતાં વટાઇ જાય તે ચાર હજારની મોટી રકમ આપવાનું અમારૂં ગજું ? સો બસોની જુદી વાત છે. નરેણી નખ કાપે કાંઇ માથું ન બોડે. સાહેબ, કંઇ છરીથી કુવાડાના ઘા સરતા હશે ?"

"માણસ લેવા મોકલ્યો છે. હજુ આવ્યો નથી. સાંજના આપુ તો કેમ ? એટલું તો નભાવી લો ?" રણછોડદાસે હસતાં હસતાં કહ્યું.

"ના શેઠ, નીભે તેમ નથી ત્રણ વાગે વલણ ન વહેચાયું તો પછી મારો જન્મનો રોટલો જાય. ગણાઇ જઇએ તો કોઇ સોદો હાથ ન ઝીલે"

જગજીવન જરા ગભરાયો તેના બરોબર કળ્યામાં ન આવ્યું કે શેઠ ખરૂં કહે છે કે મશ્કરી કરે છે. બાર તો વાગી ગયા. એક મિનિટ જાય ને તેને મન એક દિવસ જેવી લાગે. રણછોડદાસ શેઠ પાસે રૂપીઆ તો હતા પણ જગજીવનનું મન જોતા હતા, તે સમજ્યા કે જગજીવન મુંઝાયો. તેનું મોઢું ઉતરી ગયલું દેખાયું, તથા ચિંતાએ તેના મનમાં પ્રવેશ કરેલો નજરે પડયો. એટલે હસીને કહ્યું:—

"જગજીવનદાસ, ચિંતા શા માટે કરો છો ? રૂપીઆ તૈયાર છે, સહેજ તમારૂં મન જોતા હતા. ગણી લો."

"લાવો સાહેબ. હું તો જાણતો હતો. પણ શેઠ આપ તો મોટા છો, પણ હમારી તો હાડીઆને મન હસવું થાય ને દેડકાનો પ્રાણ જાય, એવી વલે થાય."

એમ કહેતો કહેતો જગજીવન રૂપીઆ ગણવા લાગ્યો. બેતાળીસો ગણ્યા અને કહ્યું.

"બાકીનો હિસાબ પછી નિરાંતે લેઇ જઇશ. શેઠ, માફ કરજો."

"વારૂ જગજીવનદાસ, હવે જાઓ. આજે ખોટી થવું કામનું

નથી. તમારે બહુ કામ હશે. સાડાબાર તો થઇ ગયા.” પ્રાણલાલે ઉત્તર વાળ્યો.

જગજીવન રૂપીઆ ગજવામાં મુકી સલામ કરી ચાલ્યો.

કોઇ વાત દુનિયામાં છાની રહેતી નથી. ભીંતો અને દીવાલો તોડીને પણ બહાર જાય છે એ કહેવામાં કંઈ અતિશયોક્તિ નથી. વાતને આકાર નથી પણ તેને પગતો છેજ. પગ છે એટલુંજ નહીં પણ તે બળવાન છે. કોઇ માણસ એમ સમજતો હોય કે પોતાની કોઈ વાત સારી કે નરતી ગુપ્ત છે તો તે માણસ ઠગાય છે. માણસ પોતાના દોષ જોવામાં સદા આંધળો છે, પણ તે દોષ સામા માણસની નજર આગળ ઉભાજ રહે છે. જગત્માં કંઇ છુપું નથી. તેમાં પુન્ય છુપું રહે પણ પાપતો નજ રહે. સારૂં કામ વખતે જાહેર થતાં વાર લાગે પણ નરતું કામ તો તરતજ ઉઘાડું પડવાનું. રણછોડદાસે નાની ઉમ્મરમાં આડે માર્ગે ચઢી સટ્ટામાં પડી ખોટ ખાધી અને તે રૂપીઆ આપવા ત્રણ ટકે મારવાડીના કઢાડ્યા એ સારૂં કેમ કહેવાય ? પોતાના બાપની આટલી પુંજી અને આબરૂ છતાં આ પ્રમાણે તે કરે એ અવશ્ય શોકમય અને હાંસીને પાત્ર તો ખરૂંજ. રણછોડદાસ શેઠે તથા પ્રાણલાલે મારવાડીને ત્યાં ગમે તેટલું છુપી રીતે કામ લીધું પણ તે છુપુ ન રહ્યું. કોઇએ પણ દીઠું, વાત બહાર ગઇ અને ટ્રસ્ટીઓને કાને પહોંચી. ઇશ્વરદાસ નવા નિમાયલા પણ એક કુશળ, સમજુ અને નીતિમાન ગૃહસ્થ હતા. તેમને કાને વાત પ્રથમ ગઇ, તેમને વિચાર થયો કે “આ ખોટું થાય છે. આમ થશે તો રામદાસ શેઠનું નામ વગોવાશે. આવી લતમાં પડ્યો, તો આગળ કેમ થશે ? ઉમ્મર લાયક થવાને થોડા મહિના ખૂટતા હશે એ કામ પ્રાણલાલનાં હશે ! મજ એતે છે એનેગે ।કરશે।ખ ખએનીર

સંગત સારી નથી."

એમ વિચારી રણછોડદાસને તેડવા માણસ મોકલ્યું. અને પોતાની પરેલની વાડીમાં રવિવારે સાંજના મળવાને કહેવડાવ્યું. રણછોડદાસ પ્રથમ તો ન સમજ્યા પણ પ્રાણલાલ સાથેની વાતચીતમાં પામી ગયા કે વાત કાને ગઇ હશે તે ઠપકો આપવાને બોલાવે છે. આ અનુમાન સાચું હતું. તેમજ પ્રાણલાલે સલાહ પણ આપી કે જવું અને શું કહે છે તે સાંભળવું. રણછોડદાસે માણસને જવાબમાં કહેલું કે "આવીશ"

બે દિવસ વચલા વીતી ગયા. રવિવાર આવીને ઉભો રહ્યો. ચારના ચેમારે ગાડી જોડાવી; રણછોડદાસે એકલા બેસી પરેલ તરફ કુચ કરી. વાડી શોધવી પડે એમ હતી નહીં ઘણીવાર જવું આવવું થયલું. વાડી પણ સારી હતી. એક મોટા કુટુંબને રહેવા લાયક હતી. તેમ ઝાડ પાનની રચના પણ ઠીક કરી હતી. બંગલાના પહેલા માળપર આગલા ભાગમાં મોટો ઝરૂખો હતો. તેમાં તરૂણ અને વૃદ્ધ વાતે વળગ્યા. જગા એવી એકાંત હતી કે ચાર કાનેથી પાંચમા કાને વાત જવા ન પામે.

"કેમ ભાઇ, હમણાં કંઇ દેખાતા નથી ? બહેન તો પરમ દિવસે ઘેર આવ્યાં હતાં." ઇશ્વરદાસે કહ્યું.

"હા અહીં ને અહીંજ છુ."

"ભણવાનો અભ્યાસ કેમ ચાલે છે ?"

"હા, થોડું થોડું ઘેર વાંચું છું."

"પણ તમે આ પ્રમાણે ભણવાનું છોડી દીધું એ સારૂં ન કર્યું. તમને બધી વાતની સગવડ છે. કોઇ વાતની બીજી કાળજી નથી તથા શિક્ષક વગેરે સર્વ સાધન અનુકૂળ છતાં તમે જ્યારે ન ભણો ત્યારે ભવિષ્યમાં તમને કેટલું નિમાસણ કરવું પડશે ? તેનો તમે વિચાર કરો."

"હજુ મેં મૂકી દીધું નથી. અભ્યાસ ચાલે છે."

"પણ મેં સાંભળ્યું છે કે તમે નોટનો સટ્ટો કરો છો. શું એ ખરી વાત છે?"

"ના હું નથી કરતો."

"સાચું કહેવાને તમને કંઇ હરકત છે? અને હરકત હોય તો પણ સાચું કહેવામાંજ ફાયદો છે. માટે ખરેખરૂં કહો."

રણછોડદાસે જવાબ ન આપ્યો.

"વળી એમ પણ મેં સાંભળ્યું છે" ઇશ્વરદાસે કહ્યું "કે તમે સટ્ટો કરો છો એટલુંજ નહીં પણ ગયા મહિનામાં તમને મોટી રકમની ખોટ આવી તેના રૂપીઆ આપવા તમે એક મારવાડીના રૂપીઆ ભારે વ્યાજે કહાડયા છે, અને તેની ચીઠીઓ લખી આપી છે."

"આ બધી વાત ખરી નથી." જરા શરમાઇને રણછોડદાસે ઉત્તર આપ્યો.

"હજુ પણ શું કરવાને જુઠું બોલો છો અને વાત છુપાવો છો? સાચું કહી દો. તમે રામદાસ શેઠના દીકરા! તમારી આબરૂ કેવી? તમારૂં ખાનદાન કેવું? તમારા બાપે જે આબરૂ અને પ્રતિષ્ઠા મેળવી છે તે તમારે જાળવી રાખવી જોઇએ. વાત ઘણે ઠેકાણેથી મારા કાને આવી અને તમે ખોટી કહો છો એ કેમ મનાય?

"પણ તમને એ વાત કોણે કહી?"

"ગમે તેણે કહી હોય, મેં સાંભળી એટલે તમારા હિતને માટે તમને કહેવું વાજબી લાગ્યું. માટે મેં તમને બોલાવ્યા છે. તમે ઉમ્મર લાયક થયા એટલે તમને વધુ દબાવીને કહેવું ઠીક ન લાગે. પણ તમારે પોતાને એ વાતનો વિચાર કરવો જોઇએ. સંગત પણ સારી રાખવી જોઇએ. સારા માણસના તમે પુત્ર છો, અને આ પ્ર-

માણે આજથી આડે માર્ગે ઉતરવા જેવું કરો તો ભવિષ્યમાં પરિણામ કેવું આવે તેની તૂલના તમેજ કરો."

"પણ મારે કોઈની ખરાબ સંગત નથી."

"હું એમ કહેતો નથી કે તમારો ફલાણો સોબતી સારો છે કે ખરાબ છે, હું તો સાધારણ વાત કરૂં છું કે તમારા જેવાએ તો હમેશાં સારીજ સંગતમાં રહેવું જોઇએ, કે પોતાના વડીલની આબરૂને હાની ન પહોંચે. થોડા દિવસ પછી તમારા હાથમાં નાણાંની મોટી રકમ આવશે. એની સારી રીતે સાચવીને વ્યવસ્થા કરવી એ તમારૂં કામ છે. અમારો સંબંધ હવે થોડા વખતનો છે. તમારે માથે નથી કે બાપ કે નથી મા. તમારી ઉપર કોઇનો અંકુશ નથી માટે તમારે બહુજ ડહાપણથી ડગલું ભરવું જોઇએ. વખત આજનો ખરાબ છે. મધ ઉપર ઘણા ભમરા તુટી પડે છે, ઘણાઓ તમારી મિત્રાચારી કરવા આવશે, ઘણાઓ ખુશામત કરવા આવશે અને 'હાજી' 'હાજી' કરશે પણ દરેક માણસ સાથે કામ પાડતાં લાંબો વિચાર કરજો તમે સમજુ છો. વધારે શું કહેવું!"

ઈશ્વરદાસે આ પ્રમાણે નરમ શબ્દોમાં કામ દેવાનું ડહાપણભર્યું વિચાર્યું. રણછોડદાસ આ શિખામણ સાંભળતી વખતે ઉત્તર ન આપતાં જમીન સામુંજ જોઈ રહ્યા. મનમાં તો કહેતા હતા કે, "આ શું કરવા ડહાપણ કરે છે? મારા ખાનગી કામમાં વચ્ચે પડવાનો એમનો શો હક્ક છે? હું મારે ચાહેસો કરીશ. એ મને કોણ પૂછનાર?" પણ મોં ફાડીને ઉત્તર આપવાની હિંમત ન ચાલી. તેથી મોંઢું બંધ રાખી સાંભળ્યાજ કર્યું. છેવટે જોયું કે પાણીથી પથ્થર ભીંજે તેમ નથી. એટલે ઈશ્વરદાસે વાત ટુંકી કરી. અને બીજા થોડા

શબ્દો શિખામણના કહ્યા. પછી તરૂણ અને વૃદ્ધ છુટા પડયા. રણુછોડદાસ ગાડીમાં બેઠા અને ચાલ્યા. પણ ઇશ્વરદાસ થોડી મિનિટ બારીએ ઉભા રહ્યા અને વિચારવા લાગ્યા કે "રણુછોડદાસ કણુસ નથી થતો પણ સટ્ટો કરે છે. રૂપિયા મારવાડીના કહાડયા છે. પ્રાણુલાલની સોબતે ખરાબ થશે એ વાત નક્કી છે. આપણે શું કરીએ! કહેવું ઘટે તે કહ્યું. આજકાલનાં છોકરાં કોઈનું કહ્યું માને છે? ઉચ્છંગ અને ઉદ્ધતાઇથી ચાલે છે. માથે માબાપ હોય તો પણ મોજશોખમાં પડે છે, સટ્ટા તથા એવાજ ખોટા ધંધામાં ખરાબ થાય છે અને હુંપદમાં રહે છે તો આ માબાપ વગરનો છોકરો ખરાબ થાય એમાં શું નવાઈ? એ માનવાનો નથી. મોંહેથી જવાબ નથી આપ્યો પણ તેનું મન પરખાઇ આવ્યું. ઝાઝું કહ્યામાં પણ માલ નહીં. ખચીત પૈસોજ છોકરાંઓને ખરાબ કરનાર છે. અને તેજ તેઓના એક પેલા ભવના શત્રુની ગરજ સારે છે. શ્રીમંતના છોકરાઓએ તો જરૂર સારો વિદ્યાભ્યાસ કરી, પૈસો સાચવી અને પ્રમાણિક ધંધા વગેરેથી તેમાં વધારો કરી, સારાં પરોપકારનાં અને ધર્મનાં કામોમાં ખરચવો જોઇએ. તેને બદલે આજે ઉલટીજ રીતે ખરચાતો જોવામાં આવે છે. મને તો લાગે છે કે રણુછોડદાસનું ભવિષ્ય ભુંડું છે, વિનાશકાળે આવો સટ્ટો તેને સુજ્યો છે અને સાથે પ્રાણુલાલ જેવાનો કુસંગ લાગ્યો છે. હજુ કુછંદે ચાલતો જણાતો નથી પણ પૈસો હાથમાં આવ્યા પછી બધા પાપના રસ્તા એને સુજવાના અને તે દેખાડનારા પણ ઘણા મળવાના. ઈશ્વર કરે તે ખરૂં. એના ભાગ્યમાં જે લખ્યું હશે તેજ થવાનું છે. પણ આ ઉપરથી બીજાઓને ઘણું શિખવાનું છે. જોઇએ શું થાય છે?"

આ પ્રમાણે વિચાર કરી ચાલ્યા. રણુછોડદાસ શેઠ પાછા પોતાના બંગલે ગયાં. પ્રાણુલાલ તો જેમ ચાતકપક્ષી પાણીની વાટ જુવે તેમ ટાંપીને બેઠા હતો અને જાણુવા આતુર હતો કે શું વાત થાય છે.

તેના મનમાં જરા ડર હતો કે રખેને ઇશ્વરદાસ દબાવીને કહે તો પોતાનો પ્રૂગ રણછોડદાસના ઘરમાંથી ટળે. એ વાત એના મનમાં ગુંચવાતી હતી. એટલામાં રણછોડદાસ આવ્યા સઘળી વાત કહી. પ્રાણલાલના જીવને ઠંડક થઈ. રણછોડદાસને પાનો ચઢાવવા બોલ્યો. "એવા તો દોઢ ડાહ્યા ઘણાએ આવે છે. બુઢા થયા એટલે બુદ્ધિ બગડી. માંથુંજ ખશી ગયું લાગે છે, કોણ દરકાર કરે છે એવાઓની?" પછી વાળુ કરવાને ઉઠ્યા પ્રાણલાલ પણ ત્યાંજ જમ્યો પછી ઘેર ગયો અને શેઠ તો આરામ ખુરશીપર પડયા.

## પ્રકરણ ૭ મું

ગઇ કાલે રણછોડદાસને અરાઢ વર્ષ પુરાં થઈ ઓગણીસમું બેઠું. જન્મદિવસની ધામધુમ સારી થઇ. કેટલાંક સગાંવહાલાં મિત્રો અને દોસ્તોને જમવા તેડયા. બંગલાની અંદરના ભાગમાં રોશની સારી કરી. જો કે ગ્યાસ કે વીજળી નહોતી લીધી તોપણ ઝુમરો અને ગ્લાસોની રોષની સારી દીપી નીકળી હતી. રાતે નવ વાગે રણછોડદાસ શેઠે પોતાના કેટલાક ખાનગી મિત્રો અને ખુશામતીઆઓને "નાચ પારટી"માં બોલાવ્યા હતા. નાચ મુંબઇની એક જાણીતી નાયકણીનો હતો. બેઠક કોચ ખુરશીની નહિ. પણ ગાદી તકીઆની રાખી હતી. પાઘડી, ડગલા કોટ કે અંગરખાં ખીટીએ ભરાવી શેઠીઆઓ અને વેડીઆઓ માથે ઇસ્કી ટોપીઓ વાંકી રાખી, અંગ્રેજી કાપના પહેરણો કે વાસકુટો પહેરી, સોના કે ચાંદી સોનાની કે વખતે હીરાની જડીત સાંકળીઓ સાથે લટકાવી તકીઆને અઢેલી કે વખતે તકીયા હાથમાં લઇ કે પગ નીચે રાખી બેઠા હતા. ઠુંમરી, ગજલ,

ગરબા, રેખતા, ખમાચ, ધ્રુપદ કે પદની ધુમ મચી રહેતી. ત્રણ ચારને સુમારે ગાવાનું ખલાસ થયું. પછી હાસ્યવિનોદ અને મજાક ઠઠ્ઠા ચાલ્યા, પછી કેટલાક શેઠને બંગલે સુતા અને કેટલાક પોતાને મુકામે ગયા. આખો દિવસ રમતગમત, મોજ શોખ અને આનંદમાં ગાળ્યો.

આજે બીજા દિવસની સવાર પડી. રણછોડદાસ ઉઠયા. મનમાં વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. પોતાના પિતાના વશિયતનામાની નકલ તીજોરીમાં હતી તે કહાડી. મુળ નકલ તો ત્રસ્ટીઓના કબજામાં હતી, નકલ કહાડીને વાંચવા લાગ્યા, તેમાં એક કલમ એવી હતી કે મારો પુત્ર રણછોડદાસ જે આજે આશરે ચાર વરસની ઉમ્મરનો છે તે ઉમ્મરમાં આવેથી એટલે તેની ઉમ્મર અરાઢ વર્ષની થએ મારી સઘળી મિલકત મારા ત્રસ્ટીઓએ તેને કોઇ પણ પ્રકારનો વાંધો લીધા વગર સોંપી દેવી. આ કલમ ઉપર રણછોડદાસ શેઠ વારંવાર નજર ફેરવવા લાગ્યા આમ જુવે અને તેમ જુવે. ફરીફરીને તેજ કલમ ઉપર આંખ ઠેરવે. તે કલમનો શબ્દેશબ્દ ચીપી ચીપીને વાંચ્યો. "અરાઢ વર્ષ પુરાં થયાં. હવે મારી મિલકત મને શા માટે ન મળે." એટલું મનમાં બોલી ઉઠી ઘોડાવાળાને ગાડી તાકીદથી જોડવાનો હુકમ કરી, પોતે પગમાં મોજા ચઢાવી, કાળો ઉંચો મરીનાનો કોટ પહેરી અને માથે પાઘડી મુકી, ચેકના બુટ ચડાવી હાથમાં ઝીણી સરખી ઇસ્ટી લાકડી લેઇ શેઠ નીચે ઉતર્યા, ગાડીમાં બેઠા અને ઘોડાની લગામ પોતાનાજ હાથમાં લેઇ ગાડી ચલાવી.

મેસર્સ કમળાશંકર અને મેકફર્સન નામના હાઇકોર્ટના વકિલોની પેઢીએ મુંબાઇમાં ઘણાં વરસ થયાં સારી વિખ્યાતિ મેળવી હતી. તેમની ઓફીસમાં મોટા મોટા કારભારીઓ અને મુત્સદીઓ તથા ટેબલોની હારની હાર ઉપર બેઠેલા કારકુનોની સંખ્યા મોટી હતી, અને ટેબલો ઉપર ચોડા કરી ગોઠવેલા કજીઆના કાગળો (બ્રીફો)

સાબીત કરી આપતાં હતાં કે મુંબઇમાં બીજા વકીલોની પેઢીઓ કરતાં આ પેઢીનું કામ ઘણા મોટા પાયા ઉપર ચાલતું હતું. એ પેઢીના એક ભાગીઆ મી. કમળાશંકરે તેમની કાબેલીઅત, ચંચળતા, બુદ્ધિબળ અને ધારા સંબંધી ઉંચા જ્ઞાનને માટે બહુ સારી નામના મેળવી હતી. તેઓ કાયદાની ભારે લડાઇઓ જીત્યા હતા. અને આવી તેમની જીતોથી તેમની પ્રતિષ્ઠામાં ઘણો વધારો થયો હતો. મી. મેકફર્સન પણ એક સારા અનુભવી ઇંગ્રેજ સદ્‌ગૃહસ્થ હતા. તેમની સહાયતા મી કમળાશંકરને બહુ કીમતી થઈ પડી હતી. મી. કમળાશંકર મુંબઇના ધારા મંડળમાં ઊંચ પદ્ધિ પામ્યા હતા. હિંદુ—ગુજરાતી—વર્ગમાં એક અગ્રેસર ગણાતા હતા. દીવાની તથા ફોજદારી બન્ને કામોમાં તેમની તીવ્ર બુદ્ધિ અજાયબ જેવી જણાતી હતી. અને મી. કમળાશંકરનું નામ એટલું જાણીતું હતું કે કામ નહીં પડ્યું હોય તેવા માણસો પણ તેમનું નામ સારી રીતે જાણતા હતા.

ઓફીસનો વખત અગીઆર વાગ્યાનો હોય છે. પણ વકીલની સલાહ લેવા રણછોડદાસ શેઠ ઘણા અધીરા થઇ રહ્યા હતા.—અગીઆર વાગતાં સુધી થોભવું તેમને ઘણું ભારે પડે એમ હતું મનને ધીરજ ન રહેવાથી મી. કમળાશંકરના ચોપાટી ઉપરના રહેવાના બંગલા તરફ ઘોડાને ચલાવ્યો. બંગલો આવતાં ગાડી ઉભી રાખી પોતે બંગલામાં ગયા.

મી. કમળાશંકર પોતાના બંગલાના આગલા ભાગના નાના દીવાનખાનામાં એક મોટી ટેબલ આગળ ખુરશી ઉપર બેસી કોઇ કજીઆનાં કાગળો વાંચતા હતા. બે ત્રણ ગૃહસ્થો તેમની પાસે બેઠેલા હતા. રણછોડદાસ અંદર ગયા. "સાહેબજી" કરી હાથેહાથ મેળવી ખુરસી ઉપર બેઠા. એકાદ બે મિનિટ થઇ હશે એટલામાં પેલા બેઠેલા

ગૃહસ્થોએ ચાલવા માંડયું. પોતાની ખુરસી રણછોડદાસ તરફ ફેરવી એટલે રણછોડદાસે પોતાની સાથે આણેલી વશિયતનામાની નકલ મી. કમળાશંકરના હાથમાં આપી અને પૂછયું:—

"આ વશિયતનામું તમે જોયું હશે!"

"હા, એ મ્હારાજ હાથનું ઘડેલું છે."

"ત્યારે તો એ બાબત આપને વધારે તસ્દી આપવી નહિ પડે."

"શું, તમને અરાઢ વર્ષ પૂરાં થયાં!"

"હાજી, ગઇ કાલેજ ઓગણીશમું બેઠું, તો આ વશીયતનામા પ્રમાણે મારી મિલકત મારા ત્રસ્ટીઓ પાસેથી હવે મને મળવી જોઇએ.

"હા, મળશે. એમાં શું મોટી વાત છે? તમે માલિક છો. ત્રસ્ટીઓ પણ સારા માણસો છે. કોઈ પણ જાતનો વાંધો નહિ કહાડે."

"હા, છે પણ તેમજ. પણ એક વાત પૂછવાની છે કે થોડા દિવસ ઉપર ઇશ્વરદાસ જે નવા ત્રસ્ટી થએલા છે તેમણે મને બોલાવ્યો હતો. અને હું સટ્ટો કરૂં છું વગેરે વાતો કહી મને ઠપકો આપ્યો માટે મને ધાસ્તી લાગે છે કે વખતે તેઓ સામા થાય અને મને મિલકત આપવામાં વાંધો લે."

"પણ એ વાંધો ચાલી શકે નહિ. તમારી રીતભાત કે ચાલચલણ સાથે વશિતયનામાને કંઇ લાગતું વળગતું નથી. હા, તમે ગાંડા હો કે એવી કંઇ તકરાર લાવે એ જુદી વાત છે. પણ તેઓથી કંઇ કહેવાયજ નહીં. ફીકર ન કરો ઠીક છે હું બરોબર કરી આપીશ."

"ત્યારે હવે તે લોકોને કેવી રીતે કહેવડાવવું?"

"તમે ઓફીસમાં આવો, એક ચીઠી મોકલીએ. જોઇએ શું જવાબ આપે છે? પછી આગળ પગલાં ભરવાની વાત."

"ઠીક છે, સાહેબ હું ઓફીસમાં આવું છું અગીઆર વાગે."

"હા, આવો."*

સાહેબજી કહી હાથ મેળવી ચાલ્યા, પાછા બંગલે આવ્યા, પ્રાણલાલ આવેલો હતો. બધી વાત કરી સાથે જમી લીધું અને બન્ને દોસ્તો સાડાદસને સુમારે મી. કમળાશંકરની ઓફીસમાં જવાને નીકળ્યા.

મી. કમળાશંકર અગીઆરમાં પાંચ મીનીટ ઓછીએ ઓફીસમાં આવ્યા. બે મિત્રો તો થોડી મિનિટ અગાઉથી આવીને બેઠા હતા. મળ્યા, વાતચીત થઇ, વસિયતનામાની નકલ તપાસી; વાંચી અને નીચે પ્રમાણે એક ચીઠી ટ્રસ્ટીઓને મોકલી.

મેસર્સ ઇશ્વરદાસ મકનદાસ અને બીજાઓ.

તે મરનાર શા. રામદાસ નાથાભાઇના

વસિયતનામાના ટ્રસ્ટીઓ જોગ.—

સાહેબો.

અમોને અમારા કુલ મી. રણછોડદાસ રામદાસ તરફથી જણાવવાને સૂચના થઇ છે કે મરનાર શા. રામદાસ નાથાભાઇએ તા. ૨૭–૪–૧૯** દિને પોતાનું છેલ્લું વીલ અને વસિયતનામું કરેલું છે, જ્યારે એ વીલ કરવામાં આવ્યું ત્યારે અમારા કુલ મી. રણછોડદાસની ઉમ્મર આશરે વર્ષ ચારેકની હતી, તે વીલમાં પ્રથમ મેસર્સ હરગોવિંદદાસ, કેશવદાસ અને રંગીલદાસ ટ્રસ્ટીઓ હતા. તે માંહેલા મી. હરગોવિંદદાસના મરણથી તમોએ મી. ઇશ્વરદાસને નવા ટ્રસ્ટી નેમેલા છે. તેથી તે સઘળો મિલકતનો વહિવટ તમો ટ્રસ્ટીઓ ચલાવો છો અને તે સઘળી મિલકત હાલ તમારા કબજામાં અને હસ્તકમાં છે.

તે વીલની કલમ ૧૧ ઉપર નજર કરતાં જણાશે કે તેમાં મરનાર શા. રામદાસની સઘળી મિલકતનો વહિવટ અને કબજો અરાઢ વર્ષની ઉમ્મર પૂરી થતાં અમારા કુલ મી. રણછોડદાસને સોંપી આપવાનું જણાવ્યું છે.

તેટલા માટે અમો અમારા કુલ સદરહુ મી. રણછોડદાસ તરફથી તમોને જણાવવાની રજા લઇએ છીએ કે મરનાર શા. રામદાસની કુલ મિલકતનો વહિવટ તથા મિલકત જે કંઇ વીલમાં જણાવ્યા પ્રમાણે તમારી પાસે હોય તથા વીલ કર્યાની તારીખથી આજદિન સુધીમાં જે કાંઇ વધારો થયો હોય તથા જે કંઇ ઓચરીઆં, કાગળપત્રો દરદસ્તાવેજો વગેરે તમારા કબજામાં હોય તથા ટ્રસ્ટી તરીકે જે કંઇ તમારા હસ્તકમાં હોય તે સઘળુ, મિલકત વહિવટ વગેરે અમારા કુલ મી. રણછોડદાસને બનતી તાકીદે સોંપવું અથવા તેમના વકીલ તરીકે અમોને સોંપી કાયદાસરની પહોંચ લેઇ જવી. તા. ૨૭—૪—૧૯××

લી. તમારા સેવકો,
કમળાશંકર અને મેકફર્સન.
વકીલો.

આ ચીઠીની જુદી જુદી નકલો ત્રણે ટ્રસ્ટીઓને પહોંચાડવામાં આવી. તેઓને તે મળતા ત્રણે ટ્રસ્ટીઓ સાથે મળ્યા- વિચાર કર્યો કે 'રણછોડદાસ સટ્ટામાં પડયો છે. તેનો જીવ તેને હાથ નથી. પ્રાણલાલ જેવા માણસની સોબત છે. ખરાબ સંગતે ચઢી આગળ જતાં ભવિષ્યમાં કુમાર્ગે દોરાઈ દોલત ધુળધાણી કરી નાંખશે એવા ચિન્હો દેખાય છે, તોપણ હાલમાં અદ્યાપિ સુધી તેમના આચરણ એવાં નથી કે જેથી આપણે તેમની સામે થઇએ પણ કદાચ તેમની ચાલચલણ

ખરાબ પણ હોય, કુછંદે ચઢી ગયા હોય તોપણ વિલમાં કાંઇ એવી કલમ નથી કે જેથી તેમને મિલકત સોંપવામાં વાંધો લેઈ શકાય. વિશેષ દુનિઆનો રંગ ઓરજ છે કોઇ કંઇ બોલે ને કોઇ કંઇ કહે. કોઈ કહેશે કે દોલત પચાવી પડવી છે અને છોકરાને ભીખારી બનાવવો છે. માટે આવી રીતે સામા થઇ લડે છે, આપણે વિના કારણે એવું આળ માથે શા માટે વહોરી લેવું ? આ વખત જુદો છે. દુનિઆની વાણી વિચિત્ર છે. તેને નથી ઢંગ કે ધડો તે વાણી વિલક્ષણ છે, તેનો રંગ તરેહવાર છે, તેનું કામ ચમત્કારીક છે. વાંધો લેવા જતાં જગતની બત્રીશીઓ ચઢીશું માટે તેમ કરવું ડહાપણભર્યું નથી." એમ વિચારી આવેલી ચીઠીનો જવાબ નીચે પ્રમાણે પોતાના વકીલો મારફતે મોકલ્યો.

મેસર્સ કમળાશંકર અને મેકફર્સન.

તે શેઠ રણછોડદાસ રામદાસના

વકીલો જોગ. મુંબઇ.

સાહેબો:

તમારો તા. ૨૮–૪–૧૯×× નો કાગળ મેસર્સ ઇશ્વરદાસ, કેશવદાસ અને રંગીલદાસ જેઓ મરનાર શા. રામદાસ નાથાભાઈની મિલકતના ટ્રસ્ટીઓ છે, તેઓ ઉપરનો તેઓને મળ્યો તે તેઓએ ઉત્તર લખવા માટે અમોને આપ્યો છે. તે કાગળના જવાબમાં તે ત્રણે ટ્રસ્ટીઓ તરફથી જણાવવાને અમોને સૂચના થઇ છે કે—

મી. રણછોડદાસ ઉમ્મર લાયક થયા છે અને વશિયતનામામાં જણાવેલી તેમના મરનાર પિતાજીની મિલકત મેળવવા હકદાર થયા છે તે જાણી અમારા અસીલો ખુશી થયા છે. અને મરનાર શા. રામદાસની જે કંઇ મિલકત તથા ઓચરીઆં, કાગળ પત્રો, દર-

દસ્તાવેજો વગેરે સદરહુ મરનાર શેઠ રામદાસના ટ્રસ્ટીઓ તરીકે અમારા અસીલોને સોંપવામાં આવેલાં છે તથા જે અમારા અસીલોના કબજામાં છે તે તેઓ તેમને સોંપવાને તૈયાર છે. તેમજ આજદિન સુધીનો હિસાબ પણ આજથી દિન ૮ માં તૈયાર થયે આપીશું.

પણ આ પ્રસંગે અમારા અસીલો એક અગત્યની સુચના કરવાને વાજબી વિચારે છે અને તે એ છે કે રણછોડદાસ પોતાના મરનાર પિતાની મિલકત પોતાને સ્વાધિન થતાં, તેમના મરનાર પિતાને પગલે ચાલી તેમને મેળવેલા પૈસાને સાચવી રાખી તથા તેનો સારો ઉપયોગ કરી વિશેષ માન અને પ્રતિષ્ઠાને લાયક થાય એવી તમો ભલામણ કરશો. મરનાર શેઠ રામદાસ, અમારા અસીલોના મિત્ર હતા તેથી તેમની સારી સંતતિ સારી ઉછળેલી તથા તેમની પ્રતિષ્ઠા જળવાઇ રહેલી જોવાને તેઓ ઘણા આતુર છે. અને તેટલા માટે શેઠ રણછોડ-દાસનું ખાસ ધ્યાન આ બાબત ખેંચવાને તમોને વિનતી કરવામાં આવી છે.

તા. ૧૨—૧—૧૯++ લી. તમારા સેવકો,

ફ્લેમીંગ અને નારણજી

વકીલો.

ચોથે દિવસે આ જવાબ ફરી વળ્યો. રણછોડદાસ તો મયૂરની માફક રાહ જોઈ રહ્યા હતા. ત્રણ દિવસ ગયા તે ભવ બરોબર લાગ્યા. જવાબ જાણીને ખુશી થયા, મનમાં બોલ્યા કે, “હવે મિલકત મળવામાં વાંધો નહિ આવે પણ એક બે દિવસનું કામ નથી. મહિનો બે મહિના જોઇએ.” રોજ વકીલોને ત્યાં ધક્કા ખાવા માંડયા. ટાંટીઆ તોડયા વિના વકીલોને ત્યાં કંઈ કામ થવાની આશા રાખવીજ નહી. હિસાબો તપાસવાના, મિલકતની નોંધો કરવાની તથા કોરટ હજુર

રજુ કરવાને સઘળું કામ તઇયાર કરવાનું તેથી વખત તો લાગેજ. રણછોડદાસ શેઠે પૈસા ખરચવામાં પાછા વળીને જોયુંજ નહિ. એટલે કામ વિજળીની ઝડપથી ચાલ્યું. સઘળું તપાસી લીધું કાગળો તઇયાર થયે કોરટમાં રજુ કરવામાં આવ્યા. ત્રસ્ટીઓ મોકળા થયા. રણછોડદાસ શેઠે સઘળી મિલકતનો કબજો લીધો. કોરટ તરફથી ધારા પ્રમાણે "પવર" મળ્યો. વકીલોને તડાકો ઠીક પડયો તીજોરી તર એટલે બીલ કરવામાં વકીલો પાછું વાળીને જુવેજ શું કરવા ! અને લાખોનો વારસો મળ્યો. ત્યાં પછી બીલ તપાસવાની શેઠને જરૂર શી રહી કે તસ્દી લે. બીલમાં લખ્યા કરતાં પાંચ વધારે આપ્યા. કારભારીઓને પણ ઇનામ ઠીક આપ્યું. રૂપીઆ દશ બાર હજારને આશરે ખરચમાં ઉપાડયા અને પંદર લાખની મિલકતનો "પવર" લેવાને કોરટની મોટી રકમ ફી ભરવામાં આવી તે તો જુદી. રણછોડદાસ શેઠનું કામ હવે વધ્યું.

---

## પ્રકરણ ૮ મું.



"સો રૂપીએ, સવાશેર દારૂની કેફ હોય છે" એ કહેવત ખોટી નથી. પૈસો કેવો પદાર્થ છે ! તેનો પ્રકાર ઓરજ છે. તેનું બળ અદ્ભુત છે, તેની શકિત બળવાન છે, તેનું તેજ સદા પ્રકાશમાન છે, તેની પ્રભુતા વિચિત્ર મનાય છે. વૃદ્ધને યુવાન બનાવે. અજ્ઞાનીને જ્ઞાનીમાં ખપાવે. ગાંડાને ડાહ્યો બનાવે અને અણસમજુને સમજુમાં લેખાવે એ શક્તિ પૈસામાંજ રહેલી છે. આજના સમયમાં પૈસા માટે તેના ભક્તજનો શું કહે છે ? કહે છે કે "પૈસો મારો પરમેશ્વર, ઘરધણીઆણી ગુરૂ; છૈયાં છોકરાં જીવ સાટે, સેવા કોની કરૂં ?" પૈસાની બલિહારી, જેમ મુંબઇમાં ગવાય છે તેમ પૈસાની ઉથલપાથલની શક્તિમાં પણ મુંબઇ

નગરી અલૌકિક માયાનું દર્શન આપે છે. તે આપણે સાંભળીએ છીએ તથા પ્રસંગોપાત અવલોકન પણ કરીએ છીએ. પૈસામાં જે જાદુ છે એ જાદુ, આ જગતમાં અજ્ઞાનીને માયાની મોહજાળમાં ફસાવી માયાનું વધારે આવરણ ચઢાવવાને એક ચમત્કારીક બળ ધરાવે છે. માયામાં મહાલવાને પૈસો એક અતિ ઉપયોગી સાધન છે. પૈસો હાથમાં આવતાં રણછોડદાસ શેઠનો સ્વભાવ બદલાયો તેમના તેજ અને નૂરનો ઓરજ પ્રકાશ પડવા લાગ્યો. તેમની કાંતિજ બદલાઇ ગઇ. લક્ષ્મીને સાક્ષાત લક્ષ્મીદેવી કલ્પેલી છે. તો આ દેવી પ્રસન્ન થયે તેમની મુખમુદ્રા તેજોમય બને એમાં શું આશ્ચર્ય ? પંદર લાખથી વધારે મિલકતના માલિક થયા એટલે પછી વાત વા ઉપર ચાલી. એક તો બાળ–યુવાવસ્થા, દુનીઆ જોયલી નહીં, માથે કોઇનો અંકુશ નહીં, સારી સંગત નહીં અને નાણાંની આવડી મોટી રકમ હાથમાં આવી એટલે એ ઠેકાણે કેમ રહે ? અને થયું પણ તેમજ. મિલકત નામે ચઢતાં, અને તેનો કબજો આવતાં રણછોડદાસ શેઠનો દમામ અને ઠાઠમાઠ વધ્યો. પૈસાને તો પાણીની પેઠે તે ગણવા લાગ્યા. તેમની આજ્ઞામાં અને સેવામાં હાજીઆ અને ખુશામતીઆઓના ઢગલા થવા લાગ્યા. શેઠના મ્હોંમાંથી નિકળતો શબ્દ જાણે ઇશ્વરનું વચન હોયની ! જાહેર મિલાવડા, સભાઓ અને પાર્ટીઓમાં નોતરાં ઉપર નોતરાં અને આમંત્રણ ઉપર આમંત્રણ આવવા લાગ્યાં. કવિતા બનાવી લાવે અને સ્તુતિ કરી શેઠના ગુણો ગાય, અને લખણીઓ તથા ટીપો લઇ ફરનાર ટહેલીઆઓ અને બ્રાહ્મણો સંખ્યાબંધ ત્યાં ઉભરાઇ જવા લાગ્યા. શેઠ સટ્ટો કરતા હોવાથી કેટલાક દલાલો અને એવા સટોરીઆ વેપારીઓ, શેઠ પાસે પડયા અને પાથર્યા રહેવા લાગ્યા. રણછોડદાસ શેઠના આચારો અને વિચારો હવે બદલાવા માંડયા.

પ્રાણુલાલ પાકો માણસ હતો. નીચ અને સ્વાર્થી હતો. ઈર્ષ્યી અને લોભી હતો. ધર્મ અધર્મનો તેને વિચાર નહીં હતો. પાપ પૂન્ય તે સમજતો નહીં. અને ઇશ્વર છેજ ક્યાં એવું એના મનમાં હોવાથી પુનઃ જન્મ લેઈ પાપ પુન્યનાં ફળ ભોગવવાં પડશે એ વાત એના લક્ષમાં શાની હોય ! ખાવું, પીવું અને મોજ મઝા ભોગવવી એજ આ જન્મ ધર્યાનું સાર્થક અને સાફલ્ય હોય એમ માનતો હતો. આવા વિચાર અને પ્રકૃતિવાળો માણસ જગતમાં શું પાપ ન કરે તેનો વિચાર થાયજ કેમ ? તેણે જાણ્યું કે બીલ્લું હાથ આવ્યો છે, સોનાની ચક્ષી મળી છે, તથા સંધ પણ લાયક છે, માટે તેનો લાભ જરૂર લેઇ લેવો. બે પૈસા હાથ મારી એકઠા કરી પોતાનું ઘર તાજું કરવાના અને જગતમાં કહેવાતું અને મનાતું–દુઃખ ભર્યું જુઠુ–સુખ ભોગવવાની લલુતાના વિચારમાં અને તે મેળવવાના દાવપેચમાં તે રમવા લાગ્યો. રણછોડદાસ શેઠની પ્રાણુલાલ ઉપર પૂર્ણ મહેરબાની હતી, પ્રાણુલાલ કહે તે બને અને ધારે તે પ્રમાણે થાય. હવે તો તે દીવાન બન્યો. નાણાના વહિવટની સઘળી સત્તા આ દીવાને પોતાના હાથમાં રાખી અને રણછોડદાસ શેઠને પોતાના હાથમાં રમકડાની પેઠે રમાડી પોતાનું કામ કહાડી લેવાના પ્રપંચમાં અનેક ખેલ ખેલવા લાગ્યો. રણછોડદાસ શેઠ, સ્વભાવે ઓલીઆ અને વિશ્વાસુ હોવાથી પ્રાણુલાલ ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકી પોતાનો મિત્ર માનતા હતા. તે ગેરવાજબી રીતે એક પૈ પણ બગાડશે નહીં અથવા ખાઈ જશે નહીં એવી તેમની ખાતરી હતી. દરેક કામ પ્રાણુલાલની સલાહથી થતું હતું. તેના વિના એક ડગલું પણ ભરાતું નહીં. તેને પૂછ્યા વિના પાણી પણ પીવાતું નહીં. જ્યાં જાય ત્યાં બન્ને સાથે. પ્રાણુલાલના ઘર ખરચને માટે શેઠ મહિને સાડીત્રણસો રૂપીઆ આપવા લાગ્યા, તથા રહેવાને માટે પોતાના

એકાદ ઘરમાં વગર ભાડે જગા કહાડી આપી રણછોડદાસ શેઠ યુવાવસ્થામાં હોવાથી માનના બહુ ભૂખ્યા હતા. પૈસો પાસે આવતાં તરેહવાર તરંગો ઉઠવા લાગ્યા. હવામાં મહેલો બાંધવા માંડયા. જેઓને બાપનો કે બીજાં સગાંઓનો વારસો આવે છે અગર બીજી રીતે વગર મહેનતે લુંમડો કે દલ્લો મળે છે તેઓમાંના ઘણાકોને પઇસા પેદા કરતાં કેટલી મુસ્કેલી પડે છે કે અને માથાનો પરસેવો કેવો પગે ઉતરે છે, તે વિષેનો વિચાર હોતો નથી. તેઓ તો ઉધાર પાસુ કેમ લાંબુ કરવું તેજ સહેલથી શિખેલા હોય છે. રણછોડદાસ શેઠ, પઇસો કેમ ખરચવો, મોજ કેમ મારવી તથા મઝા કેમ ઉડાવવી અને સુખ સારી રીતે કેમ ભોગવવું તેજ તરંગો રૂપી સાગરમાં તરવા લાગ્યા તથા દુનીઆમાં નામ કેમ કહાડવું તે વીચારો તરફ દોરાવાથી વાજબી કે ગેરવાજબી સારા કે નરતા લાભકારી કે નુકશાનકારી કામોમાં પઇસા પૂર છુટથી વેરવા માંડયા. પઇસાને ઉધાર કરવા તરફ તેમનું લક્ષ લાગ્યું. જમે પાસુ કરવાના રંજ અને મહેનતનો સ્વપનામાં પણ ખ્યાલ કયાંથી આવે? વાંચનારને વિનતી છે કે હવે રણછોડદાસ શેઠના ચોપડામાં થતી ઉધાર પાસાની રકમોનો સરવાળો વગર ચુક અને વગર ભૂલે કરવામાં એક ચિત્ત રાખી રહેવું.

મરનાર રામદાસ શેઠની મિલકતમાં રોકડા પ્રોમેસરી નોટો તથા શેરો વગેરેમાં રોકેલા રૂપીઆ આઠ લાખ ચાલીસ હજાર અને પાંચસો હતા. ઇમારતો, ઘર બંગલાની કીંમત આશરે ચાર લાખ એક હજાર અને સાતસોની હતી અને દર દાગીના હીરાના હારો તથા મોતીની માળાઓ તથા ચાંદીનાં સંખ્યાબંધ વાસણોની કીંમત એંશી હજારને આશરે આંકવામાં આવી હતી. કુલ મિલકત વશિયતનામામાં જણાવ્યા પ્રમાણે ચઉદ લાખ અગીયાર હજાર અને બસેંની હતી. તે મધેથી

રામદાસ શેઠે પોતાના વશિયતનામામાં કેટલીક પરચુરણ રકમો ધર્માદાન કરવામાં કહાડી હતી જે પંચ્યાસી હજારને એકસોની હતી, તથા ત્રીસ હજાર રૂપીઆ સગાં વહાલાં તથા માણસો, ચાકરો તથા નોકરોને આપવાના જણાવ્યા હતા એટલે તે પ્રમાણે એક લાખ અને એકવીસ હજારની રકમ જતાં બાકી મિલકત તેર લાખ નવ હજાર અને એકસોની હતી. જેમાંથી વશિયતનામામાં જણાવ્યા પ્રમાણે રામદાસ શેઠની તથા રામકોર શેઠાણીની મરણ ક્રીયાના તથા પુત્ર પુત્રીના લગ્નાદિ ખરચો ત્રસ્ટીઓએ કર્યા હતા, દેવકોરને સારી રકમ પહેરામણીમાં આપી હતી, તથા તે મિલકતના વહીવટને લગતો ખરચ તથા રામકોર શેઠાણીને મળતી મહિનાની પાંચસો પ્રમાણેની રકમ એ સઘળું બાદ કરતાં બાકી જે રકમ રહી તે બાર લાખ સાડત્રીસ હજાર અને ત્રણસોની હતી. રામદાસ શેઠનું મન દાન ધર્મ કરવા ઉપર વધારે હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે પંચ્યાશી હજાર રૂપીઆ ધરમના કામ માટે કહાડ્યા એટલુંજ નહીં પણ તે ઉપરાંત તે બે લાખ રૂપીઆની એક મોટી રકમ ધર્મના કામ માટે પોતાના વશિયતનામામાં જુદી કહાડી હતી આ રકમ કેવી રીતે ખરચવી તે બાબત વશિયતનામામાં લખ્યું હતું કે ગરીબના ચાર બાળકોને માટે એક આશ્રમસ્થાન સ્થાપવું અને તેમાં માબાપ વગરનાં છોકરાંઓને કોઈપણ જાતનો હુન્નર શિખવવો કે જેથી ભવિષ્યમાં પ્રમાણિકપણે જાતમહેનતથી પોતાનું ગુજરાન ચલાવી શકે, અને તે શિખતાં સુધીનો ખાવા પીવા કપડાં લતાં વગેરેનો સઘળો ખરચ તેઓને તે રકમના વ્યાજમાંથી આપવો." રામદાસ શેઠની ઇચ્છા પ્રમાણે ત્રસ્ટીઓએ એક સારૂં હવાવાળું નીચી બાંધણીનું મકાન બંધાવી તે ઉપર બાસેઠ હજાર ખરચ્યા હતા તથા બાકીની રકમના વ્યાજમાંથી તેનો નિભાવ થતો

હતો તે સ્થાનનું નામ "શેઠ રામદાસ નાથાભાઇ અનાથ આશ્રમ અને વિદ્યાલય" રાખવામાં આવ્યું હતું. સ્થાન બહુ ઉત્તમ બનાવ્યું જો કે નકશી કામ વિશેષ નહિ હતું, તોપણ તે બેઠા ઘાટનું, વિશાળ, જોઇતી સગવડતાવાળું અને હવાવાળું રમણ્ય ધામ હતું. એક લાખ અને આડત્રીસ હજાર તથા તેમાં વ્યાજબી વધેલી રકમ મળી એક લાખને સત્યાશી હજાર થયા હતા તેના વ્યાજમાંથી ત્યાં શિખતા બાળકોને માટે ખાવા પીવાનો તેઓને શિખવવા માટે રાખેલા શિક્ષકોના પગાર આપવાનો, છોકરાંઓને પુસ્તકો આપવાનો તથા એને લગતો સર્વ ખરચ કરવામાં આવતો હતો આ આશ્રમસ્થાન તથા વિદ્યાલય અતિ ઉપયોગી થઇ પડયું હતું. તેમાંથી ઘણા વિદ્યાર્થિઓ અભ્યાસ કરી આબરૂ ભરેલી રીતે પોતાનો તથા પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવી પોતે શિખેલા હુન્નરના બળે પોતાના દેશને લાભકારી થઇ પડયા હતા. તેમજ તે ખાતાની વ્યવસ્થા પણ ઉત્તમ પ્રકારે ચાલતી હતી. રામદાસ શેઠે પોતાની સકમાઇની મિલકતમાંથી ધર્મ કામમાં પૈસાનો જે સદઉપયોગ કર્યો તે મહા પુન્યનું કામ કર્યું હતું અને તેટલોજ પૈસો ખરા ધર્મના કામમાં વપરાયાથી ઉગી નીકળ્યો હતો. કાનદાસ મહેતાની ભલાઇનો કંઇ પાર નહીં હતો.

જ્યારે રણછોડદાસ શેઠને સર્વ મિલકત સ્વાધીન કરવામાં આવી તે વખતે તેનો વહીવટ કાનદાસ મહેતાના હાથમાં હતો. આ સમયે કાનદાસ મહેતાએ દિર્ઘ દૃષ્ટિ દોડાવી સારી સમયસુચકતા વાપરી, કારણ કે રણછોડદાસ શેઠ જેવા પાસે નોકરી કરવાને પાત્ર તે નહિ હતો. તે સમજતો હતો અને જાણતો હતો કે રામકોર શેઠાણીના પુત્ર ભવિષ્યમાં કેવા નીવડશે, તે વિષે અનુમાન કરી નીહાળી ખેદ પામતો. તે શેઠના હાથ નીચે નોકરી કરવાથી, પોતાનું પ્રમાણિકપણું, ટેક અને

પ્રતિષ્ઠા જળવાઇ રહેશે કે કેમ તે બાબત શંકાશીલ હતો, તેથી ટ્રસ્ટીઓને પ્રથમથીજ વિનતિ કરી પોતાની બદલી કાનદાસ મહેતાએ "આશ્રમસ્થાન અને વિદ્યાલયમાં" કરાવી લીધી હતી. જ્યાં તે નિવૃત્તિથી, પ્રમાણિકપણે તે ધર્મખાતાની ઉન્નતિ માટે પૂરતું લક્ષ આપી, કાળજીથી કામ કરી તેનો વહિવટ સારી રીતે ચાલે, તેમ કરવાને સદા મચ્યો રહેતો હતો. અને તેથીજ આ ધર્મખાતું આવી ઉંચી હાલતમાં આવ્યું હતું. કાનદાસ મહેતો આવી રીતે પોતાને સોંપેલા કામમાં મંડયો રહેતો હતો એટલુંજ નહીં પણ રણછોડદાસ શેઠનું વર્તન દૂર રહી બારીકાઇથી અવલોકન કરતો હતો, અને જ્યારે જ્યારે તે વર્તન અયોગ્ય જોતો ત્યારે તેના મનને કલેશ થતો અને રામકોર શેઠાણી જેવાં ભલી માતાનાં આવાં સંતાન ન નીકળવાં જોઇએ એમ વિચારી પરિતાપ કરતો પણ શું કરે! એનો શો ઇલાજ! એની શી સત્તા! એની કેટલી ગતિ! એની શી શક્તિ? તેમાં સમજુને સમજાવવામાં આવે તો તે સમજે પણ ઉછંગ, કુસંગતમાં પડેલો, જબરી રકમનો માલિક થઇ મદે રોલાઇ ગયલો તે શું કોઇનું સાંભળે કે કાન પણ આપે? બીચારો સુજ્ઞ કાનદાસ કપાળે હાથ મૂકી નિસાસા નાંખતો, વખતે યત્ન કરતો પણ નગારામાં તતુડીનો અવાજ કોણ સાંભળે?

આ પ્રમાણે બાર લાખ સાડત્રીસ હજાર અને બસોમાંથી બે લાખ રૂપીઆ ધર્મ ખાતાના જતાં બાજુ દસ લાખ સાડત્રીસ હજાર ને બસોની મિલકત રહી. પણ રણછોડદાસ શેઠ નાની વયના હોવાથી ટ્રસ્ટીઓએ કરેલા વહિવટમાં ઇમારતોના ભાડાનો તથા વ્યાજનો મોટો વધારો થયો અને જ્યારે રણછોડદાસ શેઠે મિલકતનો કબજો લીધો ત્યારે રોકડા, ઇમારતોની કીંમત, જર ઝવેરાત વગેરે સર્વ મળીને

સરવાળો પંદર લાખ ત્રણ હજાર એકસો સતાવીશ-સાત આનાને બે પૈનો થયો હતો.

આ સઘળી મિલકત રણછોડદાસ શેઠના હાથમાં આવી તે ઉપર તેમની કુલ માલિકી થઈ. તેમને કોઈ પૂછનાર ન રહ્યું. તેમના ઉપર કોઇનો અંકુશ ન રહ્યો. શેઠ સ્વતંત્ર બન્યા. તે પૈસાનો સારો ઉપયોગ કરવાનું કે તેને મોજશોખમાં ઉડાવવાનું રણછોડદાસ શેઠની મરજી ઉપર રહ્યું. પૂરો વિદ્યાભ્યાસ કરેલો નહીં, ધર્મ સંબંધી જ્ઞાન નહીં અને સારી સંગત નહીં તેથી પૈસાનો સારો ઉપયોગ કરવાનું કેમ સુજે ? તેની આશા પણ ક્યાંથી રખાય ? પૈસાને પગ થાય એમાં શું નવાઇ ! પૈસો હાથમાં આવતાં તેનું મન હાથમાં ન રહ્યું. મોજશોખ તરફ વળ્યું અને પૈસો પાસે આવે બે મહિના થયા નથી એટલામાં પ્રાણલાલ સાથે ફરવા ગયલા, ત્યાં એક મહાન શ્રીમાન પ્રતિષ્ઠિત ગૃહસ્થની ગાડીએ જોડેલા મોટા ઑસ્ટ્રેલીયન ઘોડાની એક જોડી ઉપર નજર પડી. રણછોડદાસ શેઠને એવાજ ઘોડા લેવાને મન થયું. પ્રાણલાલને વાત કરી, તેણે તરતજ હા કહી અને બીજે દિવસે સવારે ઘોડા ખરીદવા જવાનું નક્કી કર્યું.

ગીરગામ ઉપરથી ચરનીરોડના રસ્તે જતાં ઘોડાનો એક તબેલો આવેલો હતો તથા બીજો ભાયખલા આગળ હતો. રણછોડદાસ શેઠનો જીવ ઘોડા ખરીદવાના લાગેલો તેથી રાતના બરોબર નિંદ પણ નહીં આવી હોય અને સ્વપ્નાં પણ તેનાંજ આવ્યાં હશે. સવારના આઠ વાગે પ્રાણલાલ સાથે બંગલેથી નીકળી ભાયખલાના તબેલે આવ્યાં. ઘોડા એક પછી એક જોવા લાગ્યા. નવાજ ઘોડા અર્બસ્તાનથી આવેલા હતા તથા આસ્ટ્રેલીયન ઘોડાની એક સરસ જોડ એવી હતી કે તે જોતાં એકવાર માણસની આંખ ઠરી રહે. અસરફઅલ્લી સીરાઝ જે

તબેલાનો માલિક હતો તેણે બે ઘોડા એવા તો સરસ વીણીને કહાડી બતાવ્યા કે તેનો જોટો મળવો મુસ્કેલ. તે ઘોડા પેલી આસ્ટ્રેલીયન જોડી હતી. રંગે લાલ, શરીરે કદાવર અને જાણે હાથીનાં બચ્ચાં હોયની ? તેની કીંમત મહામહેનતે ચાર હજારને પાંચશો ઠરાવ્યા. અલબત્ત તેમાં પાંચસો દલાલીના તો પ્રાણલાલના હતા. તે વાત રણછોડદાસ તો નજ જાણે. એક ઘોડો પોતાને ઘેર હતો. આ જોડી લીધી. તથા રૂપીઆ સાડી બારસોનો એક આરબી ઘોડો પણ તેજ વખતે ખરીદ કર્યો. ચાલમાં ઘણોજ સરસ, ગાડીમાં જોડે ત્યારે થૈ થૈ નાચે એવો હતો. ખરી કીંમત તો હજારમાં પણ ઓછી હશે. આ એક ઘોડાની ખરીદીમાં માત્ર બસેંજ પ્રાણલાલને પાઘડીના મળ્યા, ઘોડાની ખરીદી કરી શેઠ બંગલે સિધાવ્યા. ઘોડાઓ શિખવવા તથા તૈયાર કરવા સાડી ત્રણસો ઠરાવી એક ઉસ્તાદને સોંપ્યા.

પણ ઘોડાલાયક ગાડીઓ જોઇએ તે વિષે રણછોડદાસ શેઠને વિચાર થયો, એક ગાડીએ શું થાય ? શેઠાણી માટે એકતો જોઇએજ પ્રાણલાલને માટે તો ચાલેજ નહિ. તેમજ પોતાને માટે બે ઉત્તમ પંક્તિની જોઇએ. એક બંધ અને એક ઉઘાડી. તેની તપાસ થવા લાગી. એક બે દલાલો ધક્કા ખાવા લાગ્યા. પણ પ્રાણલાલ ઘરનો દલાલ હતો. એક પારસી ગ્રહસ્થની ખાસ વિલાયતથી મંગાવેલી લેંડોગાડી અઠ્ઠાવીસોની કીંમતે ખરીદ કીધી. તથા ગાડીના એક કારખાનામાંથી સાડીતેરસો રૂપીયામાં એક નવી "ફેસનની" ભભકાદાર વિક્ટોરીઆ ગાડી લીધી, અને સાડી પંદસોમાં એક નાનું નાજુક પણ શોભીતું બ્રુમ પસંદ કર્યું. આ પ્રમાણે ત્રણ ગાડી નવી લીધી, એક તો ઘેરે હતી એટલે ચાર થઈ. પણ ઘોડાની તાણ પડવા માંડી. રામદાસ શેઠના વખતનો જુનો-ભાગ્યશાળી ઘોડો, પગલાં પૂજાય એવો

ઘોડો—એકાદ બે દિવસ સહેજ માંદો રહી મરણ પામ્યો. માત્ર ત્રણજ ઘોડા રહ્યા. જોડી તો સાંજના શેઠને ફરવા જવાજ માટે ખાસ રખેલી. તેથી માત્ર એકજ ઘોડો કેમ પહોંચી વળે ? સવાબાવીસોની એક વિલાયતી જોડી સફેત રંગની ખરીદી તથા એક બીજો ઘોડો નવસો-ચાળીસમાં લીધો. આ પ્રમાણે છ ઘોડા એવી રીતના થયા કે ત્રણ જોડી સાથે જોડી શકાય પણ આટલા ઘોડાથી રણછોડદાસ શેઠ ધરાયા નહિ. થોડા મહિના થયા નહીં એટલામાં પોતાના એક કાઠીઆવાડી મિત્ર ઉપર પત્ર લખી ઘોડીઓની એક સરસ જોડી મંગાવી. વીસ દિવસમાં ઘોડીઓ આવી પહોંચી. કાઠીઆવાડી ઘોડીઓની કીંમતજ થઇ શકતી નથી. ખરૂં પાણી તો કાઠીઆવાડી ઘોડીમાંજ રહેલું છે. માણકી વિગેરે ઘોડીઓએ જે અમર નામ કર્યું છે તે ઘણા કાળ સુધી સ્મરણમાં રહેવાનું. આ જોડીની કીંમત મુંબઈ આવતાં સુધી ખરચ સીદ્ધે અગીઆર હજારની થઇ. અને એક ઘોડો ચારસોનો બીજો લીધો એટલે સાત ઘોડાની પાયગા રણછોડદાસ શેઠને ત્યાં બંધાઇ. પોતાના બંગલાનો તબેલો નાનો હતો, તેથી બીજો એક મોટો તબેલો ભાડે રાખ્યો. ત્યાં બાંધેલા આ સાત ઘોડા તથા રાખેલી ચાર ગાડીઓ જોઈ કોઇની પણ નજર બે ઘડી થંભી જાય. ગાડી-ઘોડાના પ્રમાણમાં રણછોડદાસ શેઠે બાર ઘોડાવાળા રાખ્યા તથા એક ઈંગ્રેજ ઘોડાવાળો સવાબસેંના પગારે રાખ્યો. રણછોડદાસ શેઠ જ્યારે સાંજના ફરવા નીકળે ત્યારે તેમનો દેખાવ—રોફ—ભપકો કોઇ સર કે બારોનેટને આંજી નાંખે એવો દેખાતો હતો.

ઘરમાં ચાકરો તથા માણસોનો પણ વધારો થયો. બે રામોસી અને બે ભૈયા બંગલાના દરવાજા આગળ મૂકામ કરી બેઠેલા નજરે પડતા. મહેતા મુત્સદીઓ પણ પેઢીમાં બેઠા ચોપડાનાં પાનાં ફેરવતા

દેખાતા હતા. રણછોડદાસ શેઠને પૈસાની કીંમત ઓછીજ હતી. તેથી હાથના બહુ છૂટા બન્યા. ઘરખરચ જે અગાઉ મહિને પાંચસો રૂપીઆનો હતો તે લગભગ છ સાત હજારે પણ હાથ ન રહે એવું થયું. પૈસો પાણીના રેલાની માફક રેળાવા લાગ્યો. પ્રાણુલાલની મારફતે દરેક કામ થતું. પ્રાણુલાલ પહોંચેલો હતો એટલે ગજવું ભરવાને ટાંપી રહેતો. એક પણ તક હાથથી જવા દેતો નહીં. આખો દિવસ રણછોડદાસ શેઠની પાસે રહે. પળ વાર પણ દૂર થાય નહીં. ફક્ત રાત્રીના ઘેર જાય તેજ. બાકી ખાવું પીવું સર્વ શેઠની સાથે. એમ દિવસ ઉપર દિવસ જવા લાગ્યા.

રણછોડદાસ શેઠ શું હવે આવા નાના બંગલામાં રહેવાને લાયક ગણાય ? નહીંજ. તેમના મોભાને કેમ છાજે ! તેમના દમામને કેમ અનુકૂળ આવે ? તેમની સગવડતા કેમ સચવાય ! ઘણા માણસોની આવજાવ થવા લાગી. માણસો તથા ગાડી ઘોડાઓ ભાડાના તબેલામાં રાખવાથી અડચણ પડવા માંડી. તેથી એક બંગલો બંધાવવાનો વિચાર થયો. અને તે પણ જેમ બને તેમ જલદીથી તૈયાર થવો જોઇએ એવી વાત પ્રાણુલાલને કરી. પ્રાણુલાલ તો આવી તક માટે તાકી રહ્યો હતો. તેણે જાણ્યું કે આ તક સારી મળી. બાંધકામ ખાતું હમેશાં આંધળું હોય છે. રાજ્યકારભારમાં જ્યારે કારભારીઓ ખાઉકણ હોય છે ત્યારે બાંધકામના કામો ઉપર વધારે લક્ષ આપવામાં આવે છે. કે જેમાંથી તેઓને ગજવું ભરવાને બની આવે. પ્રાણુલાલે સારી જગા ખરીદવાને દલાલોને કહ્યું. દલાલો ઉપરા ચાપરી ધક્કા ખાવા લાગ્યા. જુદી જુદી જગાઓ, વાડીઓ, બંગલાઓના નકશાઓ રજુ કરવામાં આવ્યા, તથા કીંમતના અડસટા અંકાવા લાગ્યા. જગાઓ જોવા રણછોડદાસ શેઠ સાથે પ્રાણુલાલ જાય. ઘણી જગાઓ

જોઈ. છેવટ મહાલક્ષ્મીના રસ્તા ઉપર દરીઆ કીનારાની બાજુએ આવેલી એક વિશાળ જગા પસંદ કરવામાં આવી. તે જગા ઉપર એક નાના ઘાટનો બંગલો બાંધેલો હતો. પણ તે બંગલો રણછોડદાસ શેઠની ધ્યાનમાં આવે એવો નહીં હતો. જો રણછોડદાસ શેઠ એ બંગલો અને જગા ખરીદ કરે તો તે બંગલો પાડીજ નાંખવાનો હતો. આ જગા લાંબી પહોળી પણ ઘણી હતી. મોટો બંગલો બંધાય તથા મોટો તબેલો થાય, તથા માણસોને રહેવાને ચાલીઓ બંધાય એવી સગવડ હતી. તેની કીંમતની પંચાત ચાલી. "એક લાખને દસ હજારમાં એક રૂપીઓ પણ ઓછો નહીં" એવી રીતે તે જગાના માલિક એક પારસી ગૃહસ્થે બહુ નમ્રતાથી કહ્યું, આખરે કેટલીક ભાંજગડ ચાલ્યા પછી ઘણી મહેનતે એક લાખને બે હજાર નક્કી કર્યા. દલાલી એક માથાની અને ખરચ રણછોડદાસ શેઠને માથે અને બીજા માથાનીં વેચનાર આપે. શેઠનો દલાલ પ્રાણલાલ હતો એટલુંજ નહીં પણ વેચનાર પારસી ગૃહસ્થને ત્યાં પણ દલાલ તરીક પ્રાણલાલજ હતા. બે માથાની દલાલી બે બે ટકા લેખે તેના ચાર હજાર થયા તે અને કીંમતમાં રૂપીઆ સાત હજારનો વાળેલો ગોટાળો મળી અગીઆર હજારની ગાંસડી પ્રાણલાલને ઘેર જઇ પડી. પારસી સાથે તો પંચાણું હજારમાંજ જગા ઠરાવેલી, પ્રાણલાલનો આ કેવો અને કેટલો પ્રપંચ! પૈસાને માટે પોતાનો શેઠ કહો કે મિત્ર કહો તેની સાથે પણ દગલબાજી! તેની સાથે છેતરપીંડી! પેટ પુરતો પગાર મળ્યા છતાં અને મન માન્યું મહાલવાનું મળ્યા છતાં પણ પાપી પૈસાની લલુતાથી આવી ઠગબાજી! જે પોતાના માલિકને ઠગે, જે પોતાના અંનદાતા સાથે દગો રમે અને પોતાના શેઠ સાથે પ્રપંચની બાજી ખેલે તે બીજાઓને રેંસી નાંખવાને પાછા વળીને

કેમ જુવે ? કેવો નીચ તેને સમજવો ? ચાર હજાર દલાલી ઉપરાંત સાત હજારની રકમ મેળવવામાં જે વિશ્વાસઘાતનું કામ કર્યું એના જેવું પાપ બીજું કયાં શોધ્યું મળશે ?

જગા લીધી. ખત પતર થયાં. દસ્તાવેજો ઉપર સહી પત્રી થઈ. વકીલોએ પોતાનું બીલ પણ કર્યું અને તે ચુકવી પણ અપાયું. જગાની માલિકી રણછોડદાસ શેઠની થઇ. રૂપીઆ તરતજ ગણી આપ્યા. રોકડા તો હતા નહીં. પ્રોમેસરી નોટ વટાવવાની હતી. તેને વેચતાં કેટલીવાર ? બે કલાકમાં નાણાં તૈયાર રૂપીઆ અપાયા. બંગલો કેવો બાંધવો તેની ખટપટી ચાલી. ઇજનેરને બોલાવ્યો મીસ્ત્રી આવ્યો. નકશા તૈયાર કરવામાં આવ્યા. કેટલાક મોટા બંગલાઓ રણછોડદાસ શેઠે નજરે જોઇ, એવી ઢબનો અને ફેશનનો બંધાવવાની જુક્તિ કરી કે તેની બરોબર કોઇ કરી ન શકે. બંગલો બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું. કંત્રાકટરો ઉપરા ઉપરી જુદા જુદા કામના આપવામાં આવ્યા. પણ "સબમેં મેરા લગતા હેં." એ કહેવત તો પ્રાણલાલને પ્રાણ સાથે વળગેલી. પ્રાણલાલનું કહ્યું ન માને તો કોઇનો સંઘ કાશીએ જાયજ નહીં. પ્રાણલાલને પૂછ્યા વિના પગલું પણ કોઇનાથી આગળ ના ભરાય અને કોઇએ ભર્યું તો પત્તો શાનો લાગે ? સઘળું કામ એનાજ ઉપર હતું, એ કહે તેજ થાય.

ચારેક મહિના પૂરા ન થયા એટલામાં બંગલો લગભગ તૈયાર થવા આવ્યો. કામ ઘણી ઉતાવળથી ચલાવ્યું. તાકીદ ઉપર તાકીદ થવા લાગી. રણછોડદાસ શેઠ નવા બંગલામાં રહેવા જવાને બહુ આતુર બની ગયા હતા, એકાદ મહિનો વધુ ગયો એટલે બંગલો તૈયાર થઇ રહ્યો. તબેલાનું કામ પણ પૂરૂં થયું અને ચાલીઓ માણસોને માટે પણ બંધાઇ રહેવા આવી હતી. બંગલો તે બંગલો બન્યો.

સગવડ સારી કરી, જગા મોટી હોવાથી જોઇએ તેવી સોઈ આવી ગઇ, શું ભવ્ય દીવાનખાનાં! શા વિશાળ ઓરડા! શું માંહે કરેલું ચિત્રકામ! પથ્થર જડેલા તે માત્ર આરસપહાણુનાજ તેમાં ચિત્રેલી ભાત અને તરેહ નવિનજ અને વિચીત્ર હતી. બહારનો દર્શનનો ભાગ સારો ધાટીલો તથા જોવા લાયક હતો. સુંદર ઝરૂખા આગળના ભાગ ઉપર એવાં તો કહાડયાં હતાં કે તેની શોભા અલૌકિક દેખાતી હતી. રચના સારી કરી હતી. તરેહવાર જાતના રંગ બે રંગી કાચ બારીઓ વગેરેમાં એવા તો ઝળકી રહ્યા હતા કે જાણે "આયના મહેલજ" ન બન્યો હોય? દીવાનખાનાં તથા ઓરડાઓમાં કરેલા ચાકલેટીઆ રંગમાં દીપતો નવી જાતના દીવાનો ભભકો ભારે ચિત્તાકર્ષક દેખાતો હતો. તેમજ તેમાં જુદેજુદે ઠેકાણે ગોઠવેલું બીલોરકામ, ચીનાઇ અને વિલાયતી સામાન એવો તો સુંદર જણાતો હતો કે તે સઘળું જોનારને પરમ આનંદ પમાડયા વગર રહેજ નહીં. હજારો લોકો તે જોવાને આવતાં. તેની વિખ્યાતી સારી પ્રસરી. બંગલાના આગલા ભાગમાં તથા બાજુના ભાગમાં અતિ રમણ્ય બાગ બનાવ્યો હતો. તેમાં ગોઠવેલા ત્રણ ફુવારા તદ્દન નવિન પ્રકારનાજ હતા. તેનો દેખાવ અદ્દભૂત હતો. તેની ગોઠવણુ એવી તો સરસ રીતે કરી હતી કે તેનું પાણી બહુ મોટા વિસ્તારમાં ઝરમર ઝરમર ઉડી રહ્યું હતું. નાકા ઉપરનો દરવાજો લોખંડનો હતો પણુ તે સારો નકશીદાર હતો. ટુંકમાં તે બંગલો એક નમુનાદાર બન્યો હતો અને તેના તરફ સહેજ નજર કરતાં તે જોવાને મનનું સ્વાભાવિક રીતે આકર્ષણુ થાય એવો હતો. તે તૈયાર કરવામાં પૈસો પાણીની પેઠે વાપર્યો હતો. બંગલાની જમીન ઉપર ખરચ દલાલી વગેરે ગણતાં એક લાખ ને દસ હજારને આશરે થયો હતો. બાંધકામ પછવાડે એક લાખ ને

આસડ હજાર થયા, તથા પંચાવન હજારની રકમ બીલોરકામ, કોચ, ખુરસીઓ, કબાટો વગેરે તરેહવાર જાતનાં રાચરચીલાં અને સરસામાન ઉપર ખરચવામાં આવી. એ રીતે કુલ ખરચ ત્રણ લાખ ને પચીસ હજારનો થયો.

રણછોડદાસ શેઠે બંગલામાં મૂકામ કર્યો. ગાડી ઘોડા તબેલામાં સારી સગવડતાથી સમાયા. માણસો વગેરેને ચાલીમાં રહેવાની ગોઠવણ કરી. ભારે દમામ સાથે રણછોડદાસ શેઠ રહેવા લાગ્યા. બાગમાં ધુમ ફુવારા ઉડે. ઝાડપાન સારાં ખીલ્યાં. શેઠના કેટલાએક મિત્રો ત્યાં પડ્યા ને પાથર્યા રહે. સાંજના ફરવા જાય ત્યારે બે કે ત્રણ જોડીઓ સાથે નીકળે રાત્રે રોજ ભભકાદાર રોશની થાય મિષ્ટાન ઉડે, નાચ રંગ ચાલે. ગાનતાન ગગડે અને રમત ગમત થાય.

માણેક શેઠાણી સવારના પહોરનું નામ હતું. બહુજ ડાહી અને શાણી હતી. રણછોડદાસ શેઠની સ્ત્રી તેમના ઘરનો શણગાર અને શોભા હતી. ચંચળ હતી. દરેક વાત સહેજમાં સમજી જતી. વિદ્યાભ્યાસ પણ ઘણો કરેલો. આવે મોટે ઘેર આપવાની તેથી તેના બાપે લાંબો વખત નિશાળમાં રાખી અભ્યાસમાં સારો વધારો કરાવ્યો હતો. તેમજ તે સારી ગુણિયલ હતી. રીત ભાત, આપલે વગેરે સર્વ કામમાં વિવેકી હતી. શરીરે નાજુક હતી. મોંનો ચહેરો નોકદાર અને ગોળ હતો. આંખ ચંચળ અને મોટી પણ ગંભીર હતી. કપાળ વિશાળ હતું હોઠ પાતળા હતા. તેની ચામડીનો રંગ બહુ શ્વેત નહીં હતો. તેનું રૂપ ધઉંવર્ણું હતું આજ તેની મોટામાં મોટી ખોટ ગણવામાં આવતી હતી. અને તેથી તે રણછોડદાસ શેઠની આંખમાંથી સહેજ ઉતરી ગઇ હતી, જેવો જોઇએ તેવો તેના પ્રત્યે ભાવ નહીં હતો શોકમય વાત છે કે હાલના સમયે થતાં લગ્નોમાં પ્રેમ શબ્દ

ને વેગળો મૂકી વાત કરવામાં આવે છે. અને જ્યારે પ્રેમને દૂર ખ-સેડવામાં આવે ત્યારે સુખ સમીપ આવવાની આશા ક્યાંથી રાખવી ? પ્રેમ વિના સંસારમાં સુખ સ્વપ્ને મળતું નથી બાકી ખાવું પીવું અને દિવસ કહાડવાના માણેક શેઠાણી પ્રેમનું પાત્ર હતું. તેનું હૃદય અતિ કોમળ હતું. આવા પ્રેમના પાત્રમાં મરસ રેડનાર પતિ તેને મળ્યો નહીં હતો. પોતાનો પતિ પ્રેમમાં સમજતો નથી અને તે પોતા માંહેલા પ્રેમને પોષી શકવા અશક્ત છે એવું જાણવા અને સમજવા છતાં પોતાના પ્રેમને પોતાના પતિ પ્રત્યે તે પૂર્ણ ભાવથી દોરતી હતી. પતિની આજ્ઞા પ્રમાણેજ વર્તતી. સહેજ પણ દુભાવ-વાનું કારણ નહીં આપતી. પતિનું મન સદા પ્રસંન રાખવાનો પ્રયત્ન કરતી, અને પોતાથી બનતું કરતી. અને આચરણ એવાં રાખતી કે દુશ્મનને પણ દોષ કહાડવાનું કારણ ન મળે. તેનો ઠરેલ અને ગંભીર સ્વભાવ એક સુશીલ અને સદ્ગુણી પતિને સુખનું ધામ ને વિશ્રાંતિ-સ્થાન થઈ પડે એવો હતો. અંતરવૃત્તિ અને બાહ્યવૃત્તિ માણેક શેઠા-ણીમાં આર્ય સ્ત્રીનું સાક્ષાત સ્વરૂપ અવલોકાતું હતું.

માણેક શેઠાણી ઘર કામમાં બહુ શૂરી હતી. ગૃહકાજ ઉપાડી લેવામાં કુશળ હતી. ચાકર નોકરો જોઇએ તેટલા હતા. હાથે કાંઇ કામ કરવાનું નહીં હતું. કામ તો નોકરો પાસેથી લેવાનું હતું. પણ જેમ ઘણી વખતે બને છે કે લખવું સહેલું હોય છે પણ સુધારવું મુશ્કેલ હોય છે, તેમ જાતે કામ કરવું એના કરતાં માણસો પાસેથી લેવું એ વધારે અઘરૂં અને સમજનું કામ થઇ પડે છે. એ કામ લેવામાં માણેક શેઠાણી જોઇએ તેવી સમજ ધરાવતાં હતાં. ઘરનું કામ અદ્યાપિ સુધી નિયમ પ્રમાણે થતું.

પણ રણછોડદાસ શેઠનું મન પૈસો હાથમાં આવતાં આકાશને કહેવા લાગ્યું કે "તું આવે છે કે હું આવું?" મોજ શોખ કેમ ભોગવવી, દમામમાં કેમ રહેવાય અને સંસારના કહેવાતા ક્ષણિક સુખના સંપૂર્ણ ભોક્તા કેમ થવાય એજ જંખના, એજ તરંગો અને એજ વિચારો તેમના મનમાં ઘોળાતા હતા. બંગલો તો મન પસંદ થયો. ગાડી ઘોડાના ઠાઠમાઠમાં તો કંઈ બાકી રહી નહીં. ખાવું પીવું અને મીજબાનીઓની મઝા ઉડી રહી હતી. પણ આટલાથી શું વળે? હજુ તો ઘણું કરવાનું શેઠને બાકી હતું.

માણેક શેઠાણી બહુ ભલાં, સમજુ અને વિવેકી હતાં. તેમજ તે દેખાવડાં હતાં. વસ્ત્રાભૂષણ સજી ઘર બહાર નીકળે ત્યારે કોઇ પણ રીતે રણછોડદાસ શેઠના ઘરને ઓછી શોભા આપે એવાં નહીં હતાં? પણ રાજાને ગમી તે રાણી. રણછોડદાસ શેઠનું મન માણેક શેઠાણી સાથે બરોબર ન મળ્યું. ચિતવૃત્તિ ઘરની બહાર ફરવા લાગી. તેમાં પ્રાણલાલનો પ્રસંગ અને પ્રતાપ એટલે બાકી શું રહેવાનું? તેથી બહાર ફરવાની વિદ્યાનો પાઠ પ્રાણલાલ સારો ભણાવે એમાં કંઇ આશ્ચર્ય નથી. વળી પાછો તે પૈસાનો લોભી અને પાપી પૈસાનો લોભ આવા પાપી પાસે શું ન કરાવે? વળી રણછોડદાસ શેઠ ચંચળ વૃતિના જુવાન, અને પૈસે પૂરા એટલે પછી એ પાઠ શિખવાને તેમને વાર પણ શાની લાગે? પ્રાણલાલ કેવળ સ્વાર્થિ તેથી રણછોડદાસ શેઠને ફંદમાં નાંખવામાં તે પોતાનો લાભ જોતો હતો. "પૈસા પણ મારી ખાવાના મળશે અને મોજમઝા પણ ભોગવાશે." એવી નીચ અને મલીન ઇચ્છા તે ધરાવતો હતો. આ દુષ્ટ ધારણા, પાપી ઇચ્છા પાર પાડવાને તેણે રણછોડદાસ શેઠના પૂર્વ જન્મના એક ખરા શત્રુની ગરજ સારી. શેઠને ખાડામાં નાખ્યા. મિત્રનો અવતાર ધૂળ કર્યો.

ધર્મથી ચલીત કર્યો, નીતિથી ભ્રષ્ટ બનાવ્યો, પવિત્રતા પર પાણી ફેરવ્યું, ગૃહસંસાર સુખમાં ભડકો સળગાવ્યો, પ્રતિષ્ટા પર આગના બળતા અંગારા મૂકયા, આબરૂના કાંકરા કર્યાં, પૈસાને પગ કરાવ્યા અને ટુંકમાં એક એવું નીચ કામ કરાવ્યું કે જેથી રણછોડદાસ શેઠ દુનિઆમાંથી નીકળી ગયા.

રણછોડદાસ શેઠને પ્રાણલાલે એક નવલખીના નાદમાં નાંખ્યો. એક રંભાને શરણાંગત બનાવ્યો, એક અપ્સરાના પાસમાં પેસાડયો, અદ્દભુત સૌંદર્યવાન સ્ત્રીના સંગમાં સપડાવ્યો અને એક ચતુર ચાતુર્યવાન ચંચળ અને ચપળ ચપળાના ચાળા અને ચેટકમાં ચગદી ઘાલ્યો. પરક્રિયા-પરસ્ત્રીનો છંદ મનુષ્યની બુદ્ધિનો, લક્ષ્મીનો, અને પ્રતિષ્ટાનો નાશ કરનાર છે એ વાતની સત્યતા સિદ્ધ કરવાની કંઇ જરૂર નથી. પરસ્ત્રીના મોહમાં અને પાશમાં પડી અનેક જનો ઊંચી પંક્તિએથી પડી કેવા કેવા માટીમાં મળી ગયા છે તેનાં દ્રષ્ટાંતો શોધવાં પડે તેમ નથી. સ્ત્રીને પર પુરૂષ પ્રત્યે કુદષ્ટિ કરવાની પણ ધર્મ ના કહે છે તેમ પુરૂષોને પરસ્ત્રી ઉપર ખરાબ નજર ન કરવાને બોધ છે. શાસ્ત્રકારો કહેતા આવ્યા છે કેઃ—

પરયોનિ પતિતો બિંદુઃ કોટી પૂજા વિનશ્યતિ,
જપ હાનિ, સ્તપોહાનિ, બ્રહ્મહત્યા પદેપદે,

એ વાકય કેવો અને કેટલો બોધ કરે છે? સ્ત્રીપુરૂષ બન્નેને આ બોધ અમૂલ્ય છે. જગતમાં નાશનું મૂળજ પરક્રિયા પુરૂષનું, અને સ્ત્રીનું પરપુરૂષ છે. પણ પ્રાણલાલને આગળ પાછળનો બીલકુલ વિચાર નહીં હતો. તેના મનમાં ન આવ્યું કે કુછંદમાં તે પોતાના શેઠ—અરે પોતાના મિત્રને—કે જેનું રજક તેના પેટમાં છે. જેનાથી તેનું આ

સંસારિક અને વ્યવહારિક જીવન છે—તેને તે નાંખવા માગે છે તે છંદ, રણછોડદાસ શેઠનાં સુખનાં મૂળીઆં જડમૂળથી ઉખેડી નાખશે. તેને સહેજ પણ ખ્યાલ ન થયો કે જે અનીતિને માર્ગે તે પોતાના ભોળા અને વિશ્વાસુ શેઠને ઉતારવા માગે છે તે માર્ગ તે શેઠના સંસાર સુખમાં સડો પેસાડવા સાથે તેના કુળને નહીં ભુલાય એવો કાળો ડાગ લગાડશે. અને તેના વિચારમાં કિંચિત પણ ન આવ્યું કે જે નીચ કર્મ પોતે કરે છે તેને માટે જન મંડળમાં ધિક્કારને પાત્ર થશે તથા ઇશ્વરને ત્યાં મહા અપરાધી ઠરશે, અને તે અઘોર કર્મની ભારે શિક્ષા તેને સહન કરવી પડશે. છેવટે તે અનુમાન પણ કરી ન શકયો કે ભવિષ્યમાં કોઈ લેખક પ્રજાને બોધ આપવા તેના આ કર્મોને તેના ખરા રૂપમાં ચિતરી તેના નામને સદા ઇતિહાસના પાનામાં કલંક ભર્યું વર્ણવી સદાની કાળી ટીલી કપાળે ચોંટાડશે. પણ કયાંથી વિચાર આવે? કયાંથી ખ્યાલ આવે? કયાંથી અનુમાન થાય? જયાં ભાવિનો બનાવ છે, પ્રારબ્ધનો ખેલ છે, કર્મની રચના છે, છઠ્ઠીનો લેખ છે અને સર્વ ઉપરાંત ઇશ્વરની ઇચ્છા છે તો તેને આડે આવવાને કોણ સમર્થ છે? પ્રત્યક્ષ પૂરાવા ન બને તો જન મંડળ શું શિખે? શાનાં દૃષ્ટાંત લે? અને આ વાતોના લેખક જેવાને લખવાને સામગ્રી પણ કયાંથી મળે? બનવા કાળ તે બને છે. બનાવ એવો બનાવાનો છે, રમત એવી રમાવી છે અને જન મંડળને ઉપદેશ દેવામાં સાધનભૂત તે થઇ પડનાર છે, હશે.

—⁂—

## પ્રકરણ ૯ મું.

રૂડું કામ કરતાં વાર લાગે છે પણ ભુંડું કામ તો પળવારમાં થાય છે. ભલુ કરવું મુશ્કેલ છે પણ કોઇનું બગાડવું તો સહેલ છે. રસોઇ તૈયાર કરતાં મહેનત પડે છે પણ અભડાવતાં એક પળ કે વિપળ પણ લાગતી નથી. આગ હોલવતાં અથાક મહેનત પડે છે પણ એક ચિણગારી મૂકી ભડકો કરતાં તો આંખના પલકારા જેટલીજ વાર લાગે છે. રણછોડદાસ શેઠ જો ખરાબ માર્ગે ચડી ગયા હોય, બદફેલીમાં પડયા હોય તો બોધ કરી ઉપદેશ કરી શિખામણ આપી સુધારવામાં ઘણો વખત વહી જાય, મહિનાના મહિના કે વરસોનાં વરસો વીતી જાય. પણ પ્રાણુલાલને આવું વિકટ કામ કરવાનું નહીં હતું. એનું કામ ઘણુંજ સહેલું અને સુલભ હતું. ફક્ત દૂધના ભરેલા વાસણમાં ઝેર નાંખવાનુંજ હતું. વળી કાળે તેના આવા કાર્યને વધુ સવળતા કરી આપી. હમણાં પ્રાણુલાલના ગ્રહો પાંસરા પડયા હતા. તેની દશા રૂપાને પાયે બેઠી હતી. તે જાણતો નહીં હતો કે જયારે લોખંડના પાયે બેસશે ત્યારે કર્યાં કર્મ ભોગવવાં ભારે થઇ પડશે.

એક દિવસ રણછોડદાસ શેઠ અને પ્રાણુલાલ, મોટા ઉંચા થણુથણાટ કરતા આસ્ટ્રેલીયન જોડીના ઘોડાની ગાડીમાં બેસી પાલવે જવા નીકળ્યા. વખત તો સાંજના પાંચનોજ હતો. બન્ને મિત્રો ફાંકડા બની વાતોના તડાકા ઉડાવતા હતા. ગીરગામના રસ્તા ઉપર આવતાં એક નાના ઘરની બારીએ ઉભેલી એક મુગ્ધા વયની યૌવના તરફ પ્રાણુલાલની દૃષ્ટિ પડી. મન તેનું તે તરફ ખેંચાયું. પ્રાણુલાલ જરા નજર થોભાવી જોવા લાગ્યો. મનમાં સમજ્યો વિચાર કર્યો કે "શેઠને આ વળગાડવા લાયક છે.,' પણ તે વખતે કંઇ બોલ્યો નહીં. પાલવે પહોંચ્યા.

જેના, ઇંદ્રના ઘરની અપ્સરાને પણ ભુલાવે–વીસરાવે અને વખતે શરમાવે એવી એક મહા સ્વરૂપવાન મુગ્ધા વયની યૌવના હતી. "ઇશ્વરે તેને ઝીણી ઝીણી કનકે ઘડી હશે અને તે પણ ફુરસદ વેળાએ" એવી કવિની કલમને સત્ય મનાવે એવી હતી મૂર્તિ અલૌકિક હતી, સોળ સત્તરની વય હશે. મુખમુદ્રા અતી મનોહર હતી. આકૃતિ મહા સુંદર હતી. વિશાળ કપાળ, મોટી ચચંળ આંખો, ગુલાબી ગાલ, પરવાળા સમ હોઠ. દાડમની કળીઓ સમાન દાંત હસતો ચહેરો, સંતોને—નહીં કે કુદૃષ્ટિથી–પણ પરમાત્માની અલૌકિક લીલાની એક બલીહારી નીરખતાં આંખને અદ્ભૂત આનંદ આપતાં હતાં તો આ માયિક સંસારના વિષયાશકત પુરૂષોને મોહમાં લુબ્ધ બનાવી તેમના ચિત્તને ચળાવે એમાં શું આશ્ચર્ય ? કવિઓ અને ચિતારાઓએ કવિત્વ શકિત અને કલમ શકિતથી જો કોઇ પણ સર્વથી શ્રેષ્ટ સૌન્દર્યતાવાળી સ્ત્રીનું ચિત્ર ચિતર્યું હોય તો તે ચિત્ર માત્ર જેનાનુંજ હોવું જોઇએ એમ માનવાને વિલંબજ ન લાગે. સંક્ષેપમાં કહેવાઇ શકાય કે રણછોડદાસ શેઠની લક્ષ્મીનો અંત આણવાને અને શેઠની દુર્દશા કરવાને જાણે ભાવિજ સમીપ છે.

જેના કોણ હતી ? નહીં કોઈ ગૃહસ્થની પવિત્ર પુત્રી કે નહીં કોઈ શ્રીમંતની નિર્મળ અંતઃકરણવાળી વધુ કોઇ ગુર્જરવણિક બાળા કે કોઇ દક્ષણીની ધર્મપત્ની. જો કે સ્વરૂપવાન હતી તો પણ ઉકરડે પડેલું રત્ન હતું. વેસ્યા વાડામાં વાસ કરવાને અને નીચ માર્ગે ઉદર ભરવાને નિર્માણ થયેલી એક અબળા હતી. ગીરગામ ઉપરના રસ્તા ઉપર નાના ઘરની બારીએ ઉભેલી અને પ્રાણુલાલની આંખમાં ખુંચેલી તે એજ રૂપવંતી રાક્ષસણી હતી. અને પ્રાણુલાલે રણછોડદાસ શેઠને વળગાડવાને લાયક વિચારી હતી તે તેજ વળગવા લાયક મહા

તેજોમય કાંતીવાળી ડાકણુ હતી. તેની સાથે તેની મા હતી. જે વયે વૃદ્ધ હતી. જેનાની મા ગરીબ હતી. અને જેનાની ઉમ્મર નાની હોવાથી તે મોટી થવા સુધીમાં ઘર ખરચ ચલાવવા માટે પોતાની પાસેના દરદાગીના વેચી ખાવાની તેને ફરજ પડી. જેનાના અંગ ઉપર સારાં આભૂષણુ કે દરદાગીના નહીં હતા, પણુ તેનું કૂદરતો સ્વરૂપ–કાંતિ–મહા તેજોમય હતું.

પ્રાણુલાલનું ચિત્ત તો તે ચપળામાં ચોંટયું હતું. રાતના ઘેર જઇ વિચાર કરવા લાગ્યો કે " ફંદમાં નાંખ્યા વિના અને અંધ બનાવ્યા વિના પૈસાની મન માનતી પ્રાપ્તિ થવાની નથી. માટે ગમે તે પ્રકારે આ લાકડે માંકડું વળગાડવું. શેઠનું મન આ પ્રમાણે ગુંચાયાથી શેઠાણી પણુ દબાયાં રહેશે." કેવો નિચ વિચાર ! કેવી દુષ્ટ વૃત્તિ! કેવી બુરી દાનત ! કેવી દુષ્ટ વાસના ! શાને માટે ? નીચ પૈસાને માટે આવાં કૂડાં કામ ? ધિક્કાર છે તે પૈસાને.

બીજે દિવસે બપોરે બહાનું કહાડી પ્રાણુલાલ રણુછોડદાસ પાસેથી છટકી જેનાને ઘેર ગયો. વાતચીત કરી. જેનાના કુદરતી રૂપે તેને વિહ્વલ બનાવ્યો. તેની સાથે ખુબ વાતોમાં વળગ્યો. પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે " જેનાને જો ઉત્તમ પ્રકારનાં આભૂષણુ પહેરાવ્યાં હોય તો શેઠનું મન પુરેપુરૂં ચોંટે " તે ઉપરથી પોતાની પાસેથી ચારસો પાંચસો રૂપીઆ ખરચી કેટલાંક કપડાં તથા સાચા જુઠા દાગીના કરાવ્યા. " એક નૂર આદમી, હજામ નૂર હજામત; લાખ નૂર નખરાં, કરોડ નૂર કપડાં." એ કહેવત પ્રમાણે જેના જેવી રૂપવાળી અપ્સરાને કપડાં દાગીનાથી શણુગારી એટલે પછી શું કહેવું ? રણુછોડદાસ શેઠ આંધળા બને એમાં શી નવાઇ ?

એ ત્રણુ દિવસ જવા દીધા પછી એક દિવસે પાલવા ઉપરથી પાછા

વળતાં તે રસ્તેથી ગાડી હંકારી. સાડા છ કે સાત વાગ્યા હશે. જેનાના ઘર આગળ આવતાં તરત બારીએ ઉભેલી મળમૂત્ર, હાડકાં અને માંસના લોચાથી બનેલી પણ સુંદર ઘાટ અને ઉપર મખમલની ચામડીથી મડેલી તથા સુંદર કપડાં ઘરેણાંથી શણગાર પામેલી જેના ઉપર પ્રાણલાલે નજર ફેંકી. પ્રથમથી થયલા મેળાપના સ્નેહની પ્રબળતાએ અને સંકેતની સમજણે ચંચળ વૃત્તિવાળી નાયકાએ દ્રષ્ટિનું કટાક્ષ ફેંક્યું. અને કટાક્ષ ત્યાંથી છુટતાં રણછોડદાસ શેઠની અને તેની એક નજર થઇ, અને તેમ થતાં તે કટાક્ષ રણછોડદાસ શેઠની દ્રષ્ટિમાં આવીને અથડાયું. એટલે મન ડગ્યું અને પ્રાણલાલ પ્રત્યે હસીને પૂછયું.

"એ કોણ છે ?"

"કોઇ અદ્‌ભૂત મૂર્તિ દેખાય છે જાણે પરમેશ્વરે રૂપની પ્રતિમાજ ઘડી ન હોય."

"હા, યાર ! છે તો એમજ. જવું હોય તો ચાલો. પાન સોપારી ખાઇ પાછા આવીશું."

"જેવી મરજી, ચાલો."

રણછોડદાસ શેઠની પડતીનો પ્રારંભ થયો. તેની દુર્દશાના દિવસો આવવાનું આ મહુર્ત્ત થયું, તેની લક્ષ્મીના નાશનું આ મંગળાચરણ હતું. તેની આબરૂની ખરાબીની શરૂઆત થઇ. ગાડી થોડે દૂર બાજુએ ઉભી રાખી બન્ને યુવાનો ઉપર ચઢયા. આવકાર અને આદરમાનનું શું પૂછવું ? મુખમાં મીઠાશ અને વાણીમાં લાવણ્યતા એ તો એ જાતને પેટ ભરવાને માટે કર્ત્તા તરફથી મળેલો પટો (પરવાનો) છે. પરાયા માણસનું મન મોહિત કરવાને, ખુશી કરી ચિત્ત ચોરી લેવાને અને પ્રસન્ન કરી વિત હરણ કરવાને મધુરી વાણી વિના કદી બનતું નથી. પણ જેટલું એ જાતની વાણીમાં અમૃત રહેલું છે તેટલુંજ

તેઓના હૃદયમાં ઝેર ભરેલું છે. એ ઝેર ક્યારે પીરસાયા છે કે જ્યારે અમૃત વાણીથી ધરાઇ ઘાયલ થયેલો પુરૂષ પૈસે પૂરો ખરાબ થાય છે ત્યારે. હાલતો રણછોડદાસ શેઠ પૈસામાં પૂરા હતા એટલે અમૃત વાણીના ઝરા અને ઝરા વહેવા માંડયા. પ્રથમથી ખેલ તો પ્રાણુલાલે રચી મૂકયો હતો. એટલે શેઠને તો ગોળ ગોળ કરી નાખ્યા. રણછો-ડદાસ શેઠ આંખ્યો વિનાના બન્યા. પણ પ્રથમની મુલાકાત તેથી વધુ વખત બેઠા નહીં. "ફરીથી આવીશ" એવું વચન આપી કલાક એક બેસી રજા લેઈ ઉઠ્યા. જેના દાદર સુધી મૂકવા ગઈ, હાવ ભાવ અને ચાળા ચસકામાં તેણે પોતાની ચતુરાઇ પુરેપુરી દેખાડી. ગાડી ત્યાંથી ચાલી. પણ રસ્તામાં એ નાયકાના રૂપની, સ્વભાવની, ચંચ-ળતાની અને તેના (દેખાતા) પ્રેમની વાતો કરવામાં તથા વખાણ ઉપર વખાણ ગાવામાં પ્રાણુલાલે સારી પેઠે બજાવી. દરેક વાત ચઢા-વીને કરે. તેથી રણછોડદાસ શેઠ વધુને વધુને વિહ્વલ બન્યા અને તેનું ચિત્ત પૂર્ણપણે તેનામાં ચોંટયું.

રણછોડદાસ બંગલે ગયા પણ જીવતો જેનાને સોંપી ગયા હતા. મન તો આ મોહિનીમાં મૂકી ગયા હતા. વિચાર પણ તેનાજ આવે. પ્રાણુલાલ સાથે પણ તેની તેજ વાત, રાતના વાળુ કરવા બેઠા પણ શું ખાય છે તેનો ખબર નથી. સુવા ગયા પણ આંખમાં ઉંઘ આ-વતી નથી. શેઠાણી સાથે ન કરે વાત કે ચીત પોતાના પતિનો જીવ ઊંચો જોઇ માણેક શેઠાણીને પણ ઉંઘ ન આવી અને જાણ્યું કે કંઇ કારણ હશે. સટ્ટામાં કંઇ ખોયું હશે કે વેપારમાં કંઇ ગુમાવ્યું હશે. પણ તે બીચારી ભોળી ભામિનીને ખબર નહીં હતી કે પ્રાણુલાલે શેઠને નાશકારક બુટ્ટી સુંઘાડી છે. તે પ્રેમિલી પદ્મણી જાણતી નહીં હતી કે લંપટ મિત્રે પોતાના પતિને ઉંધી મતિ સુજાડી દુનીઆ પાર

થવા દિવસ દેખાડવાનો રસ્તો બતાવ્યો છે. તે શાણી અને સદ્દગુણી સતીના સ્વપ્નમાં પણ નહીં હતું કે પોતાના સંસાર સુખમાં ભડકો સળગાવવાનું નીચ કામ ઘાતકી પ્રાણુલાલે કર્યું છે. આજ સુધી માણેક શેઠાણી એમજ સમજતાં હતાં કે પતિ આડો અવળો બહુ ખરચ કરે છે, વેપાર ધંધા કે સટ્ટામાં ગુમાવે છે તથા તેમના સોબતીઓ તેમને ઉંધુચત્તું સમજાવી પૈસો ખાઇ જાય છે. પોતાનો પતિ એ નાશકારક રસ્તે ચઢયો નથી એવી તેમની ખાતરી હતી. તેથી તે બાબતનો આ ગાય જેવી રાંક શેઠાણીને શક પણ આવ્યો નહીં, અને પતિને આ સમયે કંઇ પણ વાત કરવી યોગ્ય ન વિચારી મૌન ધારણ કરી બેઠાં. પતિ ઉંઘ્યા પછી પોતે ઉંઘ્યાં. કેવી નિર્દોષ બાળા! કેવી સુકુમાર યૌવન! કેવો તેનો પતિપ્રેમ! કેવી સુશીળ સદ્દગુણી લક્ષના? આવી રાંક બાળાનું સંસાર સુખ ધુળ કરી નાંખવાનું પ્રાણુલાલનું ઘાતકી કામ કેવું અને કેટલું ધિક્કારને પાત્ર? પ્રાણુલાલે એક એવું ઝેરી બી રોપ્યું કે તેનાં ઝેરી ફળ જરૂર આખા કુટુંબનો નાશ કરવાને શક્તિવાન હતાં.

પછી તો રણછોડદાસ શેઠે રોજ જેનાને ત્યાં જવા માંડયું. રોજ ત્રણ ચાર કલાકનો ધામો તો ત્યાં ખરોજ. પ્રથમ તો મહિનો પાંચસોનો કરી આપ્યો. તરતજ જગા બદલાવી કેટલુંજ ફર્નિચર અપાવ્યું. જેના, ચાકર રસોઇઆ સાથે રહેવા લાગી. એટલામાં તેની ડોશી મરણ પામી. તે એકલી થઇ. ભારે દમામમાં રહે. તે ચતુર હતી. કંઇ સ્હેજ પ્રેમ તેના હૃદયમાં રણછોડદાસ શેઠ પ્રત્યે હતો. બાકીનો પ્રેમ તો અંતરનો નહીં પણ હોઠનો હતો અને પેલા પૈસા પ્રત્યેજ હતો. તેમજ ધન હરણ કરવાની યુક્તિમાં તે કુશળ હતી. પ્રાણુલાલ ભોમીઓ અને ભાગીઓ હતો. ચાળા ચસ્કા અને લટકા

મટકાથી જેનાએ રણછોડદાસ શેઠની શુદ્ધબુદ્ધ ગુમાવી દીધી. તેમને મનાવતી, રમાડતી, મશ્કરીમાં ઉડાવતી અને ગેલ કરાવતી. શેઠ તો તેના હાથમાં રમકડું થઇ પડયા. તે નચાવે તેમ નાચવા લાગ્યા. તે બોલે તેમ બજાવવા લાગ્યા. તે માગે તે આપવા લાગ્યા. દાગીના કે કપડાં માગે તેમ લાવી આપે. રણછોડદાસ શેઠ તો હવે એનેજ દેખે. પાંચસોનું કહે તો પ્રાણલાલ હજારનું લાવી આપે. બે મહિના આ નાદમાં પડે થયા નથી એટલામાં બાર હજારની બુમ પડી. તેમાં પ્રાણલાલે તો પોતાનો વટાવ કાપી લીધેલોજ.

## પ્રકરણ ૧૦ મું.

મહિના ત્રણ પૂરા નહીં થયા હોય એટલામાં એક દિવસે રણછોડદાસ શેઠ ઘણા ખુશ મિજાજમાં હતા. પ્રાણલાલ પણ પાસે વાતોમાં તાપસી પૂરતો હતો. જેનાના તડાકા અને ધડાકા ખૂબ ગાજી રહ્યા હતા. હસીને વાતો કરતી, તાલી આપીને બોલતી અને વખતે અસભ્ય ચાળા કરી રણછોડદાસ શેઠને ગેલ કરાવતી હતી. આથી શેઠ બહુ ગમતમાં આવી ગયા હતા. લાગ જોઇ જેનાએ એક ગોળો ગબડાવ્યો.

"કેમ શેઠ, આપ તો સારા મોટા મહેલમાં રહો અને હું એક નાની ઝુંપડીમાં રહું ? આપ ચાર ચાર કલાક અહીં બેસો ઉઠો એ શું આપને શોભે છે ?

"આ જગા સારી છે. શું ખોટી છે. નાની બંગલી જેવી છે." રણછોડદાસ હસીને બોલ્યા.

"જગા સારી છે, પણ ભાડુતીનેજ ! કેમ, મને મકાન ન જોઇએ ! પ્રાણલાલ કેમ બોલતા નથી ? " પ્રથમથી સંકેત કર્યા મુજબ

પ્રાણુલાલને તાપસી પૂરવા માટે બોલાવવાને તેની તરફ જોઇ જેનાએ કહ્યું.

"હા. ઠીક છે, શેઠ ક્યારે ના પાડે છે. એક નાનું મકાન બંધાવી આપશે. એમાં દસ પંદર હજારનું કામ છે. કંઇજ નહીં. મકાન તો શેઠનુંજ છે ને." પ્રાણુલાલે, ઠાવકાપણાથી સંકેતનો સંશય રણછોડદાસ શેઠને ન જાય એવી રીતે ઉત્તર આપ્યો.

"હા હા, હું તેજ કહું છું. મારે કંઈ સાથે લેઈ જવાનું નથી. બધું અહીંઆંજ રહેવાનું છે. બે દિવસની સહાયબી છે. કેમ ખોટું કહું છું. પ્રાણુલાલ શેઠ ?"

"ખરૂં છે. પણ શેઠ ક્યારે ના કહે છે ? કેમ શેઠ ?" રણછોડદાસ શેઠના મોંમાંથી "હા" શબ્દ કહાડવાની મતલબથી પ્રાણુલાલે "કેમ શેઠ ?" કરી પૂછ્યું.

"હા, એની મરજી હોયતો એમ. એમાં શું મોટી વાત છે ? કોણ ના કહે છે ?" રણછોડદાસ શેઠે ધીમેથી કહ્યું.

પ્રાણુલાલે હા ના કરી તરતજ ઘાટ ઉતાર્યો. જગા લેઇ ઘર બંધાવી આપવાનો ઠરાવ કરી ઉઠયા.

"મોસાળમાં જમવું અને મા પીરસનાર" એટલે પછી શું પૂછવું ! "ઘરનાં ભૂત અને ઘરના ભૂવા" એટલે શું બાકી રહે ! પ્રાણુલાલને કહેવા કારવવાની જરૂર નહીં હતી. જેનાને પગાર મળે તેમાંથી ચોથો ભાગ તો પ્રાણુલાલનો હતો. પ્રાણુલાલની અધમતાની કંઇ હદ છે ? પૈસો ખાવાને આ દ્વાર મળ્યું ? વળી બંગલો બંધાવવાને પંદર હજારની પરવાનગી મળેલી તેમાં પાંચ સાત વધારે થયા તો કોણ વાંધો લેનાર છે ? હા કે ના કોણ કરનાર છે ? હિસાબજ કોણ તપાસવાવાળો છે ? એતો આખો આંકડો ખરચ ખાતે ઉધારવાનો છે. એમાં પણ પાંચ સાતનું પોતાનું કરવાનો લોભ પ્રાણુલાલને ખરોજ.

ગીરગામના રસ્તા ઉપર એક નાનો સુંદર જમીનનો કટકો લીધો. તે કટકો ૭ હજારમાં મળ્યો. તે ઉપર એક નાનો બંગલો બંધાવ્યો તેનો ખરચ બાર તેર હજારનો થયો. વળી માંહ્ય ફર્નિચર પણ જોઇએ. સરસામાન પણ કેટલોક નવો સંપડાવ્યો. કુલ સરવાળો વીસ હજારે અટક્યો. પાણીની પેઠે પૈસો વેર્યો. ત્રણ મહિનામાં તે તૈયાર થઇ ગયો અને જેનાએ તેમાં વાસ કર્યો. એ જગા ઉપર દૃષ્ટિ ફેંકતાં કોઇ પણ માણસને વિચાર આવ્યા વિના ન રહે કે એક સો દિવસ ઉપર જે જગાએ માટીનાં ઢેફાં અને પથ્થરના ઢગલા પડ્યા હતા અને જે જગા ઉપર આડોસી પાડોસી પાણી નાખી ગંદવાડ કરી મૂકતાં તે જગાએ આજે એક બે માળનું સુંદર રોણકદાર, મોહક દેખાવવાળું અને સારી છટાવાળું નાજુક ઘર રસ્તે જતાં આવતાંનું કેવું ધ્યાન ખેંચી રહ્યું છે? જેમ મનુષ્યની ચડતી પડતી છે તેમ જગાની પણ ચડતી પડતી છેજ એ સિદ્ધાંતની સત્યતા આ જગાની સ્થિતિમાં થયલો ફેરફાર સિદ્ધ કરી આપે છે. આગલી બાજુ પથ્થરની જુજ બાંધણીનો રસ્તામાં ઢળતો ઝરૂખો જેનાને બેસવા બનાવ્યો હતો તે જોવા લાયક હતો. તથા ઝરૂખાની અંદરની બાજુનું દીવાનખાનું જો કે બહુ મોટું નહીં હતું તોપણ સારૂ સંગીત શોભાયમાન તથા ઠીક શણગારેલું હતું. અંદરની બાંધણી પણ સારી હતી. જુદા જુદા ઓરડા બેસવાને, વાતચીત કરવાને, સુવાને વગેરે કરાવ્યા હતા. કુલ ખરચ વીશનો થયો પણ ત્રેવીસ હજાર ચોપડામાં ખરચ ખાતે લખાઇ ગયા. હજારેક રૂપીઆ મીસ્ત્રીને સરપાવના આપ્યા. અને જેનાની વિનંતિ ઉપરથી પ્રાણલાલને બે હજાર રૂપીઆની હીરાની વીંટી બક્ષીસ આપવામાં આવી. જેના મહેલમાં મહાલવા લાગી. હવે તે મદમાં છાકી. "રાવજીઆની છોકરીને રાજ્ય મળ્યું" એવું થયું.

ગરીબાઇમાંથી તવંગરીમાં આવી. વાત વધી. હલકું માણસ હમેશાં પૈસો કે અધિકાર મળે છાકી જાય છે. જેના ગમે તેવી સુંદર રૂપવાળી, ગમે તેવા કોકિલા કંઠવાળી કે ગમે તેવી લટકા મટકાવાળી પણ જાત આખરે હલકી તે હલકી. નીચ ધંધો કરવાવાળી તે જાત ઉપર ગયા વિના કેમ રહે ? ઉત્તમ રૂપ, યુવાવસ્થા અને મનમાન્યું ખાવાપીવાનું, પહેરવાનું, ઓઢવાનું મળ્યું, બંગલો રહેવાને મળ્યો એટલે તેનો જીવ કેમ હાથ રહે ? તેમાં પ્રાણલાલે અને રણછોડદાસ શેઠે તેના ગુલામ બની બહેકાવી એટલે તે તો આભના તારા ગણવા લાગી. જમીન ઉપર અધર પગ મૂકીને ચાલે.

જેનો દિવસ વાંકો હોય તેને ઉંધી મતિ આવે છે. રણછોડદાસ શેઠનો દિવસ અવળો આવ્યો. માટેજ આ નીચ જાતની યોવનામાં લુબ્ધ થઇ વગર દેખતા થયા. પૈસાની ખુવારી થતી ચાલી. એટલુંજ નહીં પણ આખા શહેરમાં ચરચાને પાત્ર થયા. જેનાને ઘર બંધાવી આપ્યું તે વાત કંઇ ઢાંકી રહે ? સૂર્ય ઉગ્યો કંઇ છૂપો રહેતો નથી. ન્યાતજાતમાં અને સારા માણસોની મંડળીઓમાં બહુ વાત થઇ. ઘણું ખોટું કહેવાવા લાગ્યું. કેટલાક સારા માણસો પ્રસંગમાં આવતાં આ વાત પ્રસંગોપાત રણછોડદાસ શેઠને કહેતા પણ "જ્યાંસુધી મારી પાસે છે ત્યાં સુધી લોકોની મારે શી દરકાર છે ?" એજ ઉત્તર મનમાં આપતા. કોઈ એવો માણસ હોય તો મોંઢે પણ એવું કહી દે. "કોની પરવા છે ?" (Don't care) એવો નીતિના પાઠનો ગુરૂમંત્ર પ્રાણલાલે રણછોડદાસ શેઠના કાનમાં મૂકેલો એટલે પછી શેઠને બીલકુલ બીહીવાનું નહીં હતું.

જેનાની વાત ઘેર ઘેર ચાલી. "ભાઇઓ હવે વહી ગયા" "બાપ કમાયા અને દીકરા ઉડાવે છે" "દુનીઆ પાર થવાના છે" એવી

એવી એવી વાણી લોકોના મુખમાંથી નીકળવા માંડી. માણેક શેઠાણીને કાને જેનાની વાત કેટલાક દિવસ થયાં આવેલી હતી અને તે જાણતાં પણ હતાં કે પ્રાણલાલ એ દુષ્ટ કર્મનો કર્તા છે. ગીરગામનો મહેલ બંધાતો હતો તેની ખબર પણ તેમને હતી. પણ તે એમ જાણતાં નહીં હતાં કે શેઠ આમ તદ્દન અંધ સ્થિતિને પામ્યા છે. વીશ પચીશ હજારના રહેવા લાયક સુંદર મંદિરમાં નીચ જાતની એક વેસ્યાનો વાસ થશે એવી તેમની ખાત્રી નહીં હતી એ તો પોતાને શહેરમાં રહેવા માટે બંધાવે છે એમ તે માનતાં હતાં.

પણ ગીરગામવાળું ઘર જેનાને અપાયું એ વાત જાણતાં માણેક શેઠાણીના પેટમાં તેલ રેડાયું. મોટો ધાસ્કો પડયો. તેમના જીવને બહુ અકળામણ થઈ, તેમનું મન ભડકે બળવા લાગ્યું. પતિ સુખ ઓછું હોવાથી અંતર બળી રહ્યું હતું તેમાં આ બળતામાં ઘી હોમાયું. માણેક શેઠાણી પોતાના પતિના દોષ મનમાં આણે નહીં એવાં સુજ્ઞ હતાં. પણ જ્યાં પગ તળે બળતું આવ્યું ત્યાં હવે શું કરે? પોતાનું સંસાર સુખ તો સંતાપથી સળગેલું હતું, પૈસા ઉપર પૂળો મૂકાતો હતો, તેમાં આવી રીતે ઘર બંધાવી આપી જન સમાજમાં અપયશને પાત્ર થયાં. લોકો મોંઢું મરડીને વાત કરવા લાગ્યાં. બાપની મેળવેલી પ્રતિષ્ટા ધુળમાં મળવા વખત આવ્યો. એક ખરા શ્રીમંત અને મોભાવાળા ઘરની કાંકરી થવા લાગી. આ સઘળું યાદ આવતાં માણેક શેઠાણીના અંતઃકરણમાં જબરો ચટકો લાગ્યો. એક દિવસ તો ખાધું નહીં. ભારે શોચનામાં કાળ લાગવા લાગ્યાં.

પૈસા કરતાં આબરૂની કીમત વધારે અંકાઈ ચૂકી છે આ જગત્‌માં મનુષ્યને વહાલામાં વહાલી વસ્તુ હોય તો ચણા જેવડું નાક છે. પૈસાને રડનાર થોડા છે. પણ પ્રતિષ્ટાનો ભંગ થતાં પ્રાણ આ-

પવાને ભલા માણસો વખતે તૈયાર થઇ જાય છે. માણેક શેઠાણીને મન અતિ ક્લેશ થવા લાગ્યો. રાત પડી, આઠ વાગે વાળુ કરી રણછોડદાસ શેઠ તો સિધાવ્યા. એકાદ વાગ્યાને સુમારે આવ્યા. કયાં ગયા હતા તે કહેવાની જરૂર નથી. "ભુતનો વાસ પીપળે અને સુથારનું મન બાવળીએ" પણ પાંચ કલાક સુધી રાંક બીચારી માણેક શેઠાણીના હૈયામાં કેવી હોળી સળગી હશે તે સમજવું મુસ્કેલ નથી. "માથું જાય તો ભલે પણ ચણા જેવડું નાક ન જશો" એ કહેવતે શેઠાણીને આ વેળાએ ઓછા ડામ દીધા હશે ? ઉંઘ તો ઉંઘી ગઈ પણ જાગતાં તે જીવે છે કે મરી ગયાં છે તેનું પણ ભાન તેમને ન રહ્યું. પથારીમાં પડે અને ઉઠે આમ ફરે ને તેમ ફરે. બારીએ ઉભાં રહે. વખતે ખુરસી ઉપર બેસે આ જુએ ને પેલું જુએ. પણ મન તો ચૈતન્ય વિનાનું થઇ ગયું હતું. વસ્ત્રનું પણ ભાન નહીં. વિચાર પણ શું કરે ? બાજી હાથથી ગયેલી. ધીમે ધીમે કેટલીક વાતો તેના કાન ઉપર આવેલી તે સઘળા વિચાર તેને આવવા લાગ્યા મહા કંકાસ અને કકળી કકળીને રાતના પાંચ કલાક કહાડયા. એટલે તો શેઠની ગાડી આવી શેઠ ઉપર આવ્યા પોતે એક બાજુએ શાંત થઇ બેસી મનને માર્યું. "ગભરાએ કંઇ વળવાનું નથી. સુખદુઃખ ઘટ સાથે ઘડેલુંજ છે. જે ઇશ્વરે ધાર્યું હશે તે થશે. નસીબમાં દુઃખ લખાવી લાવી હઇશ તે સુખ કયાંથી થવાનું હતું ? પણ આજે કંઇ વાત તો છેડું. જે બનવાનું હશે તે બનશે. ગાળો દેશે તો સાંખીશ. મારશે તો માર સહન કરીશ પણ લોકોમાં થતા ભવાડા મારે એમને કાને નાખવાજ જોઇએ" એમ મનમાં વિચાર કરવા લાગી. રણછોડદાસ શેઠે કપડાં કહાડયાં અને બાજુએ એક લાંબી ખુરસી ઉપર પડયા; જાણે મનમાં કંઈ છેજ નહીં એમ બહારનો ભાવ રાખી

શેઠાણી પોતાના પતિ પાસે ગયાં. ખુરસી લઇને બેઠાં અને નમ્રતાથી કહ્યું:—

"વહાલા, મારી એક વિનંતિ છે. હું કહેવા લાયક નથી. નહીં કે તમે શ્રીમંત છો માટે. તમે મારા ધણી છો, શિરછત્ર છો, અને હું તો તમારી દાસી છું. હું તમારી અર્ધાંગના છું તેથી તમારી આજ્ઞાનુસાર વર્ત્તવાને મારા સ્ત્રીધર્મથી તમારી સાથે બંધાયલી છું. તમારા મનમાં એમ ન લાવશો કે હું તમને શિખામણ આપવા બેઠી છું. હું અણસમજું છું. મૂર્ખ છું સ્ત્રીની બુદ્ધિ પાનીએ એ સારી રીતે હું જાણું છું. એક રાંક અબળા જાત છું, માટે મારા ઉપર રોષ ન લાવી મારૂં સાંભળો તો કહું. પછી તમને જેમ સારૂં ગમે તેમ કરો. હું તમારા કાર્યમાં બિલકુલ વિઘ્ન નાખવા ઇચ્છતી નથી. પણ આજે મોટી કાકી આવ્યાં હતાં, તે મોઢું ઠાવકું રાખી વાત કરતાં હતાં તેમાં ગીરગામના આપણા નવા ઘરની વાત નીકળી શું એ બંગલો કોઇને રહેવા માટે બંધાવી આપ્યો છે?" આટલું કહી માણેક શેઠાણીએ નીચું જોયું.

"ના ના, જુદી વાત છે. એતો ભાડે આપ્યો છે." રણછોડદાસ શેઠે બેપરવાઇથી ઉત્તર આપ્યો.

"કોને ભાડે આપ્યો છે?" વધારે નરમાસથી શેઠાણી બોલ્યાં.

"ગમે તેને! તેમાં તારે શું કામ છે" વધારે ગુસ્સાથી રણછોડદાસે તુચ્છકાર કરી જવાબ દીધો.

"ના, મારે કંઇ નથી. કોઇને મફત આપી દો તો હું કયાં ના કહું છું? તમે માલિક છો પણ પછવાડે વાત થાય છે." માણેક શેઠાણીએ તેવીજ નમ્રતાથી અંતઃકરણની દુઃખદ લાગણી દેખાડી કહ્યું.

"શું વાત છે? મારી વાત કરનાર કોણ ? મને પૂછનાર કોણ ? હું મારા પૈસાનું ગમે તેમ કરીશ લોકોને મારી વાત કરવાનું પ્રયોજન શું ? જ્યાં સુધી મારી પાસે પૈસા છે ત્યાં સુધી મને કોઈની શું દરકાર છે ? કેવળ અભિમાનના આવેશમાં માથું ફેરવી રણછોડદાસ શેઠ જોશથી બોલ્યા.

"હા, તમારૂં કહેવું ખરૂં છે. પણ જગતના મોંને કંઈ ઢાંકણું નથી. કોઇ સારી વાત કરે કોઇ નઠારી કરે. જેવું દેખે તેવું કહે. માણેક શેઠાણીએ દીન વાણીથી ઉચ્ચાર કર્યો.

"મને લોકની કંઇ પરવા નથી. ગમે તેમ ભલે બોલે ! માગવા જાઉં તો નહીં આપે ! ધીરતા હશે તો નહીં ધીરે ! હા, મેં તો બંધાવી આપ્યો છે. સા-પોતે ભીખારી તેથી સામાનું સુખ ખમાતું નથી. પારકા સુખે બળે, પોતાના દુઃખે બળે ત્યારે તે ક્યારે ઠરવાના હતા !" રણછોડદાસ શેઠે તેવાજ તોરમાં જણાવ્યું.

"પણ સારા માણસમાં આપણી સારી નરતી વાત થાય તે તો આપણને સાંભળવી પડે ? મારે શું ? જેવી તમારી મરજી હું તો તમારા વડે છું પણ આપણી આબરૂને ખરાબ લાગે એવું કામ કરતાં વિચાર કરવાની જરૂર છે. પૈસા માટે કહેતી નથી પૈસો હોય તો શું અને ન હોય તો શું ? પણ આબરૂની મોટી વાત છે. જેનું નાક ગયું તેનું સર્વસ્વ ગયું." માણેક શેઠાણીએ પૂરતા વિવેક સાથે ઉત્તર આપ્યો.

"મોટી સાહુકારની દીકરી શિખામણ દેવા આવી છે? બેસ બેસ ડહાપણ કરતી જાણ્યું બધુ ડહાપણ ! એમાં શાની આબરૂ જવાની છે? લોકોના બાપનું કંઇ દેવું કર્યું છે ! માગતા હશે તો લેઇ જશે. એવા ઘણાએ પેટના બળ્યા આવે છે. તારે ડહાપણ

કરવાનું શું કામ ?" રણછોડદાસ શેઠે ભારે તિરસ્કાર સાથે કહ્યું.

"શા માટે ગુસ્સે થાઓ છો ? હું એમ ક્યાં કહું છું ! મારૂં કહેવું તો એમ છે કે "ઢોરના ચાવ્યામાં કુચો રહે છે પણ માણસના ચાવ્યામાં કુચો પણ રહેતો નથી" તો શું કરવા લોકોને મોંઢે ચઢવું જોઇએ ? તમે સમજુ છો. વિચાર કરો તો સારૂં !" તેજ દીન વાણીથી શેઠાણી આ શબ્દો બોલ્યાં.

"કર્યો વિચાર શું વિચાર કરવો છે ? બહુ થયું, બે વાગ્યા છે. હવે સુવા દઇશ ?" ક્રોધાવેશમાં આવી રણછોડદાસ શેઠ બરબડયા.

"હા, ભલે સુઇ જાઓ." માણેક શેઠાણી મધુર વચનથી વધ્યાં.

રણછોડદાસ શેઠ તો સુતા. પણ માણેક શેઠાણીને તો ઉંઘના ઉધારા થઇ પડયા. ચિંતા રૂપી ચેહમાં તે તો બળવા લાગ્યાં. દુઃખ-રૂપી દવમાં જળવા લાગ્યાં. રેશમી તળાઇઓ અને મખમલનાં બીછાનાં તો તેને સુળો સમ સાલવા લાગ્યાં. પથારીમાં પડયાં પણ તેમાં ચિંતા રૂપી સુળો ભોકાવા લાગી. પડયાં પડયાં મનમાં બોલ્યાં કે "સમ-જાવ્યા સમજે એમ લાગતું નથી. વાત કાનેજ ક્યાં ધરે છે ? હવે કરવું શું ? પૈસા ધુળધાણી થઇ જાય છે, ને સાથે આબરૂના ભ-વાડા થાય છે તે તો જુદા. એ તો માનવાનાજ નહીં ? ઘરની કાંકરી થવા જેવો કાગ આવ્યો છે. બાપદાદાએ મેળવેલી પ્રતિષ્ટા ઉપર પાણી ફરી જવા વખત આવ્યો છે. તો હું મારા સંસાર સુખને ક્યાં રડું ? સંસાર સુખ તો મારા નશીબમાં લખ્યું હશે તો ભોગવાશે. પૈસો તો એક વાર ફના થવાનોજ. દોલત તો લૂટાવાનીજ લક્ષ્મીનો વિનાશ તો વાત કરતાં થશે. અને ત્યારેજ પછવાડેથી રૂડી બુદ્ધિ આવે તો ઇશ્વર જાણે ? ઠોકરો વાગ્યા વિના સમજવાના નથી એમને વધારે કહેવું એ પણ ઠીક નહીં. લક્ષ્મી ચંચળ છે. તેની

ચપળતા તે બતાવ્યા વિના રહેવાની નથી. ગરીબને સંસાર વધારે સુખમય છે. હશે, ચાલ જીવ, શોક કરીને શું કરવું ? શોક કરે શું વળશે ? ઇશ્વર ઇચ્છા એમજ હશે ! દોષ કોઇને દેવાનો નથી. નથી પતિનો કે નથી માબાપનો. પૈસો પતિ ગયા પછીજ મતિ ઠેકાણે આવશે હશે થયું તે જોયું અને થશે તે જોઇશું. આભ ફાટે ત્યાં થીગડું ક્યાં દેવું ? સ્વભાવ હઠીલો છે. પૈસો આવેથી જીવ હાથ નથી રહ્યો.” એ રીતે મનમાં વિચાર કરતી, ઘડીમાં મનને ક્લેશ કરતી, ઘડીમાં રડતી, ઘડીમાં મન બાળતી, ઘડીમાં મન વાળતી અને ઘડીમાં મન શાંત કરતી કેટલોક વખત વિત્યા બાદ નિદ્રાને વશ થઇ. ઈશ્વરને શરણુ ગઇ.

તે રાત તો વીતી, સવાર પડી. થોડી વારે પ્રાણલાલ આવ્યા, બન્ને મિત્રો એકાંત બારીએ વાતોમાં ઉભા. રણછોડદાસ શેઠે રાતની વાત કરી પણ તે તો હસવામાં ઉડાવી નાંખી. પછી સટ્ટાની વાતો ચાલી. બજારના ભાવ, સોદાની આપ લે, વળણની વહેંચણી વગેરે વાતોના કેટલાક ખુલાસા શેઠના પુછવાથી પ્રાણલાલે કર્યા. સટ્ટા બજારનો તમામ વહિવટ પ્રાણલાલના હાથમાં એટલે નફો આવે તો આઠ આની શેઠની અને આઠ આની પોતાની અને નુકશાનના ધણી તો શેઠજ. સાઠ બાસઠ હજારનું નુકશાન જુદા જુદા બજારોમાં આપવાનું તે તો પ્રાણલાલ કહે તેમ આપવાનો હુકમ મહેતાને આપવામાં આવેલો એમજ ચાલતું હતું. પ્રાણલાલના કહ્યા પ્રમાણે જ મહેતો જમે ઉધાર કરે.

આ સઘળી વાત ચાલતી હતી એટલામાં પ્રાણલાલને એક વિચાર આવ્યો. “ માણેક શેઠાણી શાહી છે. તેમજ ભણેલી ગણેલી છે. અને જો કંઇ યુક્તિથી વાત કરી રણછોડદાસ શેઠનું મન પો-

તાના પ્રેમમાં દોરી લેશે તો આડું વેત્રાઇ જશે. અને મારો પગ કપાશે. માટે શેઠ અને તેની વચ્ચે પાછો વિરોધ કરાવ્યા વિના દાણા ચરી ખવાય એમ નથી. પાણી વહી ગયા પહેલાંજ પાળ બાંધવી જોઇએ. વહી ગયા પછી તે શું કામનું ? કાંટો ખૂંચે એ કામનો નહીં." આવા વિચારો મનમાં આવતાં રણછોડદાસ શેઠ પ્રત્યે કહ્યું "ભાઇ પણ તમે પેલી રાતની વાત કહી તે મારા મનમાં સમાતી નથી. તમારે આટલી બધી વાત થઈ અને ડાહી થઇ શિખામણ દેવા આવી ત્યારે તમે કંઇ કહ્યું નહીં ?"

"અરે ! મેં ઘણું એ કહ્યું અને ધુતકારી પણ કહાડી. પણ એણે બહુ નમ્રપણે વાત કરી એટલે વધારે હું શું કહું ? જો જરા માથું ફેરવ્યું હોત તો બતાવત ! રણછોડદાસ શેઠે અભિમાન ભરેલા ઉદગારોથી કહ્યું.

"સ્ત્રીઓ તો મોળી થઇને દાંત પાડે. મીઠું મીઠું બોલી માણસનું આખું કાળજું કહાડીને ખાઈ જવાને વાર ન લગાડે. પુરૂષના કામમાં વચ્ચે પડવાની એમને શી જરૂર ? એ એમનું ઘર સંભાળીને બેસી રહે શું મરદો, બાયડીઓની સલાહ પ્રમાણે ચાલતા હશે ? જુઓને વાત ?" પ્રાણલાલે જરા આંખ ફેરવીને કહ્યું.

"રાંડો વગર પૂછે ડાહી થાય છે. ખાલી માથું દુઃખવે છે" રણછોડદાસ શેઠે સ્ત્રીઓ પ્રત્યેના અભાવના આવેશમાં કહ્યું.

"પણ એ તો ઠીક છે. કાલે આંગળી લેતાં પહોંચો પકડે અને આગળ જતાં માથે ચઢી બેસે. એ રોગ તો મૂળથીજ દાબવો જોઇએ." પ્રાણલાલે કહ્યું.

"હા, ખરી વાત. એ જાતનો સ્વભાવ એવો છે. મોઢે ચઢાવી ખોટી. ભારે પડે."

એ પ્રમાણે રણછોડદાસ શેઠ બોલ્યા એટલે વાતનો છેડો આવ્યો.

શેઠને ભમાવ્યા. મતલબ પાર પડી એટલે પ્રાણુલાલ પોતે સંતોષ માનવા લાગ્યો, અને પોતે એક મોટું પરાક્રમ કર્યું હોય એમ સમજવા લાગ્યો. દંપતિમાં વધુ કલહ ઉત્પન્ન કર્યો. માણેક શેઠાણી સાથેનું પૂર્વજન્મનું વૈર લેવા પ્રાણુલાલ જન્મ્યો હતો. અને તેનું વૈર જો ન હોત તો તે આ પ્રમાણે શેઠાણીના સુખને મૂળે તે આવતજ નહીં. રણછોડદાસ શેઠની આંખમાંથી માણેક શેઠાણી કેવળ ઉતરી ગયાં. કહો કે પ્રાણુલાલે ઉતારી નાંખ્યાં. ન બોલવું ન બોલાવવું. વાત પણ પાંસરી કરવી નહીં. માણેક શેઠાણી મનમાં મુઝાય. કોઇ આગળ પેટ ખોલી વાત ન કરે, ગંભીર સ્વભાવની, સાગર જેવા પેટની, કુલીન, ભણેલી ગણેલી, વયે તરૂણ પણ સમજણે વૃદ્ધ, ગુણિયલ, પોતાના ઘરની આબરૂ જાળવવા, પતિનાં છિદ્ર ઢાંકવા અને પોતાના મનનો બળાપો મનમાંજ સમાવી રાખવા ઘણું કરે, પણ આભને ટેકો ક્યાં દેવાય? તેમાં પ્રપંચી પ્રાણુલાલના પાસા પોબાર પડે એટલે આ ગરીબ અબળા શું કરી શકે? પ્રાણુલાલને માણેક શેઠાણીનો જરા ડર હતો. પણ હવે તે ભય તેનો ભાગી ગયો. તોપણુ પ્રસંગ આવે બન્ને વચ્ચે પૂરો વિખવાદ ઉભો કરી માણેક શેઠાણીને દૂર કરવાનો અને તે દૂર થયે દસ વીસ હજાર ખરચી એક બીજીજ અભણુ સ્ત્રી પરણાવવાનો ઘાટ ઘડતો હતો. પ્રાણુલાલ જેવા પુરૂષોને આ પૃથ્વી માતા પગ પણુ કેમ મૂકવા દેતી હશે? તેવાઓનો ભાર તે કેમ સહન કરતી હશે? શું તેવાઓના સ્પર્શથી તે કંપીત થતી નહિ હોય? હા કંપીત થાય છે. ધરતીકંપના આંચકાઓમાં શું છે? જાનવરોની હત્યા કરનારા કરતાં વિશ્વાસઘાત રૂપી હત્યાનાં કામ કરનારા જેઓ કસાઇઓથી વધારે ભુંડા છે તેઓનોજ સ્પર્શ થવાથી આ ભૂમિ કંપે છે. અને તેજ ધરતીકંપના આંચકા છે. એવું અનુ-

માન કરવું—કલ્પવું—અને તેમ કરી બોધ લેવો એ ખોટું કેમ કહેવાય ? રણછોડદાસ શેઠે વિશ્વાસ મૂકયો, મિત્ર ગણ્યો, સર્વ પૈસો તેના સ્વાધિનમાં સોંપ્યો, સારો પગાર કરી આપ્યો તો તેનો બદલો શું આવોજ કે શેઠને કુછંદે છુંદવા ! સટ્ટામાં સડાવવા! કુટુંબમાં કલેશ કરાવવો ! નીચ અને પ્રપંચનાં દુષ્ટ કાર્યો કરવાં ધિક્કાર છે પ્રાણલાલને અને તેના જેવી વૃત્તિ અને પ્રકૃતિવાળા જનોને કે જેઓ આ જગતમાં જીવે છે અને પોતાનું પેટ કેવળ પાપી રોટલીથી ભરે છે ! એખરાનાં બી વાવી તેમાંથી કસ્તુરીની આશા કોઇએ સ્વપ્નામાં પણ રાખવાની નથી. જેવાં બી વાવવાનાં તેવાંજ ફળ આવવાનાં વહેલાં કે મોડાં. ઇશ્વરને ત્યાં ન્યાયનો કાંટો અદલ છે. તેનાં બંને ત્રાજવાંની દાંડી તોલતી વખતે સમાન દૃષ્ટિથીજ જુએ છે. નથી તે પ્રભુને ત્યાં કોઇનો પણ પક્ષપાત. ઇન્સાફ થતાં કર્મનાં ફળ ભોગવવાં જ પડવાનાં પછી તે રાજા હોય કે રંક હોય, જ્ઞાની હોય કે અજ્ઞાની હોય, મોટો હોય કે નાનો હોય. પ્રાણલાલ આજે ગાડીઘોડામાં મહાલે છે, એશઆરામમાં ચમન ઉડાવે છે, પૈસાના પૂરમાં ધસ્યો દોડે છે અને પાપકર્મોનો ઘડો પૂરો ભરવા માટે તેના પાસા સવળા પડતા જાય છે. પણ ઘડો ફુટતાં વાર નહિ લાગે ! પછી પરિણામ કેવાં આવશે તે કહેવાની જરૂર રહી નથી. પ્રાણલાલ હમણાં તે જાણતો નથી, અને જાણવાની આ ટાણે તેને દરકાર પણ નથી ! સુખમાં સોની અને દુ:ખમાં રામ સાંભળે છે.

———

# પ્રકરણ ૧૧ મું

રણછોડદાસ જમીને ઉઠેલા હતા. આજે જીવ જરા આનંદમાં હતો. પ્રાણલાલ પાસે નહીં હતો. માણેક શેઠાણી પાનની બીડી હાથમાં લઇ શેઠને આપવા માટે ઉભેલાં હતાં. શેઠ હાથમાં રુવાલ લઇ મોં સાફ કરતા કરતા ટેબલ આગળ ખુરસી ઉપર બેઠા માણેક શેઠાણીએ બીડી આપી. તેમણે ખાધી. રમુજમાં જોઇ માણેક શેઠાણીએ વાત છેડી.

"રતનચંદ બંગડીઓ લાવ્યો છે. જો તમને પસંદ પડતી હોય તો લેવા લાયક છે." ઘણીજ ધીમી વાણીથી શેઠાણી બોલ્યાં.

" પણ રતનચંદ તો બહુ મોંઘો છે. એનો ભાવ આપણને આકરો પડશે, કીમત વધારે કહે છે. 'એ સોદો કેમ પતે ? "રણછોડદાસ શેઠે ઉત્તર આપ્યો.

"શેઠ, એ શું બોલ્યા ? બીજા કરતાં આપની પાસે ઓછો ભાવ લેઉં છું અને વખતે દલાલી પણ છોડી દેઉં છું તેનો બદલો શેઠ આવો આપો છો ? " બંગડીઓએ બાંધેલા કપડાની જીણી ગાંઠ છોડતાં રતનચંદે દલાલની સાકર જેવી વાણીથી કહ્યું.

" અરે દલાલ ભાઇનો કદી વિશ્વાસ થાયજ નહીં. મીઠું મીઠું બોલીને ખુશી કરી કામ કહાડી જાય. દલાલની જીભમાં સાકરનાં પીપને પીપ ભર્યાં હોય છે. પણ બહુ સાકરથી નુકશાન કરેજ. એ તો એમજ કહેવાય ? " રણછોડદાસે હસીને કહ્યું.

" પણ શેઠ કયે દિવસે આપની સાથે એવી રીતે કર્યું છે તે તો બતાવો ? બધા દલાલ સરખા જાણ્યા ? પાચ આંગળી સરખી

નથી હોતી. ( ગાંઠ છૂટી એટલે ) લો. શેઠ જુઓ બંગડી. કેવા જુની ખાણુના સ્વચ્છ હીરા છે ! ધાટ પણ કેવો નાજુક છે ? એ જોડો દુનિયામાં મળવો મુશ્કેલ છે !"

"હા, શું આખી દુનીઆમાં નહીં મળે ? જુવોને વાત કરે છે ! એના કરતાં પણ સરસ બને છે."

"ત્યારે શેઠ આણી આપો ? આપ કહો તેટલી કીંમત આપું. આવા જોઇએ તેવા બરોબર બેસતા હીરા આટલા બધા એક ટચના ક્યાંથી મળે ? શેઠ"

"પણ એની કીંમત શું છે તે તો કહો ?"

"શેઠ, આપની પાસે કીંમત કરવાની ધ્યાનમાં આવે તે આપો એક ધરાકનો માલ છે. ઘરખરચને માટે જોઇએ છીએ તો દલાલી નહીં લઉં. એમાં શું ? ઘણી વખત ખાટીએ છીએ."

"જાણ્યું જાણ્યું હવે. દલાલી નહીં લઉં કહી શાની ઠાલી ફીશીઆરી કરો છો ? ધારા પ્રમાણે દલાલી લો અને ધર્મ પ્રમાણે કહો કેટલામાં લાવ્યા છો ?"

"શેઠ, ધરાકનો માલ છે. મારા માથે નથી. એ તો પીસ્તાળીસ માગે છે."

"પીસ્તાળીસ હજાર રૂપીઆ ! શું વાત કરો છો ? એટલી કીંમત નથી."

"શેઠ, એનો માલ છે એ તે તો ગમે તેમ કહે, પણ મારી મરજી ત્રીશ બત્રીશ સુધી ઠરે તો લેવી સારી છે. એમાં નુકશાન નથી. જુની ખાણુના હીરા છે. ચોખ્ખા છે. માટે મારૂં ધ્યાન પહોંચે છે કે લઈ લો. આવી રકમ ફરી ફરીને હાથ નથી આવતી અને કંઇ ખાસ કરાવવા જવાતું પણ નથી. ઘરમાં એક રાચ છે."

રતનચંદ બંગડીઓ માણેક શેઠાણીને જોવા આપે છે, પછી માણેક શેઠાણી તરફ જોઈ રતનચંદે કહ્યું:—

"શેઠાણી આવો વખત ફરીથી નહીં આવે માટે શેઠને કહો કે લે."

"બંગડી સારી છે એ તો ઠીક. પણ શેઠની મરજી હોય અને વાજબી કીમતે મળતી હોય તો લે. પણ કીમત ઘણી છે. અમે સ્ત્રી જાત શું સમજીએ? પણ કીમત બાવીશ ત્રેવીશથી વધારે નથી" માણેક શેઠાણીએ મર્યાદાસર કહ્યું.

રતનચંદ મનમાં સમજ્યો કે શેઠાણીએ કીમત તો બરાબર આંકી. પોતે વીશ હજાર સુધી નક્કી કરી લાવ્યો હતો. અને દલાલી નહી લઉં કહી હાથ મારવાની પેરવીમાં હતો. પણ રણછોડદાસ શેઠ બોલ્યા. "કીમત પોશાય તેમ નથી." છેવટ કેટલીક હા ના થયા પછી ત્રેવીશ હજારને સાતસોમાં દલાલી સાથે ઠરી. શેઠે ફરી ફરીથી જોઈ શેઠાણીને આપી અને રૂપીઆ વટાવ કાપી ચુકાવી આપવાને હુકમ કર્યો.

રણછોડદાસ શેઠની રમુજ આ વખતે કંઈ જુદીજ હતી. તે એટલા રંગમાં હતા કે પ્રાણલાલને પૂછ્યા વિના તેની ગેરહાજરીમાં આવડી મોટી રકમનો સોદો કર્યો તથા તે ભારે કીમતનો દાગીનો માણેક શેઠાણીને આપ્યો.

માણેક શેઠાણીની આ પ્રમાણે દાગીના લેવાની મતલબ કંઇ સામાન્ય રીતે સ્ત્રીઓને પહેરવા ઓઢવાનો સ્વાભાવિક શોખ હોય છે તે શોખ પૂરો પાડવાની નહીં હતી. કારણ કે તેના અંતઃકરણમાં કેટલું સુખ હતું તે વાંચનાર જાણે છે. પણ ન કરે નારાયણ ને સ્વામિ પ્રાણલાલની સંગતે પૈસો ઉડાવી નાંખે તો છેવટ કંઇ દરદાગીનો કે જરજરીઆન પોતાની પાસે હોય તે કુટુંબના પોષણ અર્થે ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે. આસપાસના બનાવો અને સંજોગોથી

માણેક શેઠાણીને ભુંડું ભવિષ્યે દૃષ્ટિમર્યાદાની અંદર દેખાતું હતું. તે સારી રીતે સમજતાં હતાં કે પૈસો હવે વધારે વખત રહેવાનો નથી. માટે પ્રસંગોપાત સ્વામિને રીઝની જરીઆન કંઇ એકઠું કરતાં હતાં? પણ દુર્ભાગ્ય માણેક શેઠાણીનું કે મનુષ્ય શું ધારે છે અને ઇશ્વર શું કરે છે, તેના વિચારોને ભાગ્યદેવીનો આધાર નહીં હતો તે કેમ ટકે?

કલાક એક વિત્યો નથી એટલામાં પ્રાણુલાલ આવી પહોંચ્યો. તરત વાત બંગડીની નીકળી અને રણછોડદાસ શેઠે પ્રાણુલાલને બતાવવા માણેક શેઠાણી પાસેથી જોવાને મંગાવી. શેઠાણીએ તરત કહાડીને આપી. અને એક બાજુએ પોતે પણ ઉભાં. પ્રાણુલાલે જોઈ "સારી છે" કહી પાછી આપી, શેઠે હાથમાં લીધી. કીમતની નકરાર ચાલી. પ્રાણુલાલની દલાલી ગયેલી તેથી પેટનો બળ્યો ગામ બાળવા લાગ્યો. તેની ગેરહાજરીમાં દલાલે એ બંગડીઓ આપી તે વિચાર તેના મલીન મનમાં ઘોળાયો. તથા માણેક શેઠાણીને લેઇ આપી તેથી તેના મનમાં કંઈ મુંઝવણ પણ થઈ. રખેને શેઠાણીએ શેઠનું મન ફેરવ્યું હોય એમ શંકા લાવ્યો. અને પતિ પત્નિને છૂટાં પાડવાનો ઘાટ ઘડવાના વિચારમાં પડયો. પ્રથમ કીમતમાંજ વાંધો કહાડયો, "દશ બાર હજારની છે" એમ કહી પથ્થર નાંખ્યો. પણ રૂપીઆ અપાઇ ગયેલા, સાંજના બજારમાં કીમત કરાવી તો બાવીશ ત્રેવીશની થઇ. એટલે રણછોડદાસે દલાલને પાછી આપવાનો વિચાર ન કર્યો. અને માણેક શેઠાણીને પાછી આપી. પણ માણેક શેઠાણી પહેરે એ પ્રાણુલાલથી કેમ ખમાય? તેની આંખમાં તો શનિશ્ચર વસેલો હતો! કેવો દુષ્ટ! કેવો નીચ! કેવો પાપી!

પ્રાણુલાલ યુક્તિઓ શોધવામાં પડયો. વિચાર તો થયો કે "પચીશ હજારની બંગડી શેઠાણીને આપી. માણેક શેઠાણી વખતે સમ-

જાવી લેશે તો બધો ઘાણ બગડી જશે માટે એ બેને દૂર છૂટાં રાખવામાં જે મઝા છે. બંગડીમાં શેઠાણીનું મન ઘણું લાગેલું છે. માટે જો એમ બને કે જેનાને સમજાવી શેઠની મારફતે એ બંગડીઓ જોવા નિમિતે તે મંગાવી લઇ દબાવી પડે તો શેઠ અને શેઠાણી વચ્ચે બરોબર અંટસ પડે અને તેમ બને તો પછી માણેક શેઠાણીને ખસેડવાને રસ્તો થાય. એજ માર્ગ સારો છે."

ત્રીજે દિવસે એક વખતે પ્રાણલાલ જેનાને ત્યાં એકલો ગયો. ત્યાં બીજી કેટલીક વાતચીત કરી પછી બંગડીઓની વાત કહાડી. અને જેનાને સમજાવી કેઃ—

"એ બંગડીઓ તારાં લાયક છે. હું હતો નહીં, નહીં તો ત્યાં વાત ઉડાવી નાખી, દલાલને અહીંયાજ મોકલત. પણ હતો નહીં એટલે શો ઉપાય? પણ હવે તું જોવાને બહાને મંગાવજે. અને એક બે દિવસ પહેરવાનું નિમિત કરી રાખજે. પછી જોઇશું શું થાય છે!" એમ કહી સારી પેઠે ભણાવી. જેના પણ પ્રાણલાલને નવો પાઠ પઢાવે એવી હતી. ધંધામાં નીચ પણ ચંચળ જાતમાં જન્મેલી અને મનુષ્યનું મન હરણ કરવાનું, ઠગવાનું, ખાડામાં ઉતારવાનું અને નર્ક કુંડમાં નાખવાનું જેનું કામ તે પ્રપંચની બાજી ખેલવામાં પછાત કેમ પડે? પણ કામાંધ પુરૂષો શુદ્ધ બુદ્ધ ખોઇ, આંધળા થઇ, પતંગીઆની પેઠે દીવામાં પડે તેમાં દીવાનો વાંક કેટલો કહાડવો? કારણ કે એ તો એનો જાતી સ્વભાવ છે કે જે આવે તેને બાળીને ભસ્મ કરવું. પણ મનુષ્ય જુએ છે, દેખે છે, સમજે છે, અનુભવે છે તોપણ પાછું એ ભગવાન એના એ કરીનેજ ખાડામાં કુદકો મારે છે અને તે પણ હાથમાં દીવો લેઇનેજ, એ દુર્ભાગ્ય નહીં તો બીજું શું?

એક પ્રસંગે રણછોડદાસ શેઠ તથા પ્રાણલાલ જેનાને ત્યાં

બેઠેલા છે. તે વખતે પ્રાણુલાલે બંગડીઓની વાત ઉચકી બંગડીઓનાં વખાણુ કરવામાં બાકી ન રાખી. જેનાએ તે જોવાની ઇચ્છા અને ઇંતેજારી દેખાડી, અને ટકોરમાં "બંગડી કેવી છે? દેખાડશો તો ખરા?" એવું વેણુ કહાડ્યું. રણુછોડદાસે પડતો બોલ ઝીલી લીધો. પ્રાણુલાલને કહ્યું કે "જાઓ, શેઠાણીને કહો કે શેઠ બંગડી માગે છે. કોઇને દેખાડવી છે." પણુ પ્રાણુલાલ પાકો હોવાથી પોતે લેવા જેવું ઠીક ન વિચાર્યું અને "વખત થઇ ગયો છે" એવું જણાવી બીજા દિવસ ઉપર લાવવાનું કહી વાત ઉડાવી.

રણુછોડદાસ શેઠે બીજે દિવસે કરશનદાસ શેઠને ત્યાં નવી શેઠાણીએ જોવાને મંગાવી છે તે મોકલવી છે એવું બહાનું કહાડી માણેક શેઠાણી પાસેથી બંગડીઓ માગી લીધી અને પ્રાણુલાલને આપી. અગાઉના સંકેત મુજબ જેનાને ત્યાં મોકલી, શેઠના મનમાં એમ નહીં હતું કે પ્રાણુલાલે પ્રથમથી કરેલા પ્રપંચ પ્રમાણે જેના કીમતી દાગીના પચાવી પાડવાનો પ્રયત્ન કરશે. પ્રાણુલાલે તો પાકો ઘાટ કરી રાખેલોજ હતો.

બંગડીઓ ઉપર નજર કરતાંજ તે જેનાની આંખમાં ખુંચવા લાગી. પોતાને હાથે પહેરે અને કહાડે. નાજુક, કોમળ અને રેશમ જેવા સુંવાળા હાથમાં આવી કીમતી—ચકચકિત નમૂનાદાર બંગડીઓ સુંદરપણે શોભે એમાં કંઇ નવાઇ! બંગડીઓ હાથમાં પહેરતાં જેનાના રૂપમાં કંઇક નવિન સુંદરતા દેખાવા લાગી. સાંજ પડી શણુગાર સજી બંગડીઓ હાથમાં દીપાવી બની ઠણીને જેના તો ઝરૂખે બેઠી. રાત પડી. વાળુ કરી પાનની બીડી ખાતી એક ઉચા ગલીચા ઉપર નાંખેલા તકીઆને અઢેલીને બેઠી છે. પ્રાણુલાલ અને રણુછોડદાસ પણુ રાતનું ભોજન લઇ હમેશના નિયમ પ્રમાણે જેનાને ત્યાં પધાર્યા. તકીએ

અટેલીને પડયા, જેના ઉઠી, સામી બેઠી અને હાથમાં પાનની તબકડી લઇ પટીઓ બનાવવા લાગી. હાથ તો ખુલ્લા રાખેલાજ હતા. અનેક લટકા અને મટકા કરી બંગડીઓથી વધુ શોભતા હાથ ઉપર રણછોડદાસ શેઠનું મન ખેંચી વધારે મોહમાં આંજયા. આંખ્યો મીંચાઈ ગઇ અને જીભડી બંધ થઇ ગઇ પણ ધીમેથી રણછોડદાસ શેઠ બોલ્યા—

"કેમ, બંગડીઓ સારી છે ને ?"

"સારી હશે કે નરતી, મારે શું કામની છે ? પહેરનારી હોય તેને સારી કે નરતી !" જેનાએ જરા છણકો કરી જવાબ આપ્યો.

"પણ કોઇ દિવસ તારે પણ પહેરવાને કામ લાગશે." પ્રાણલાલે ધીમે રહી તાપરી પૂરી.

"હમારે કોઇ દહાડો નથી પહેરવી ! આ તમારી બંગડી લો." જરા વધારે આંખ ફેરવીને જેનાએ કહ્યું.

"અરે પણ હમણાં પાછી કોણ માગે છે ? હાલતો પહેર થઇ રહેશે." રણછોડદાસ હસીને બોલ્યા.

"ના, શું કરવા ? પછીએ પાછી આપવી અને હમણાં પણ આપવી. ના મારે નહીં જોઇએ. ભલે તમારી માનીતી શેઠાણી પહેરે." જરા ભવાં ચઢાવીને જેનાએ, બંગડીઓ કહાડતી નહોતી પણ કહાડતી હોય એમ દેખાડવાનો ઢોંગ કરી ઉત્તર આપ્યો.

રણછોડદાસ શેઠે તરત જેનાનો હાથ પકડયો, એટલે બીજો હાથ શેઠના ગળા ઉપર નાંખી ગેલ કરવા લાગી. રણછોડદાસ શેઠ ઢંડાગાર થઈ ગયા. દેવતામાં ઘી ઓગળી ગયું. પાણીથી પાતળા બન્યા. પસરી પડયા. જેના બંગડીની માલિક થઈ પડી અને શેઠાણી વા ખાતાં અને હાથ ઘસતાં રહ્યાં. બીચારી માણેક શેઠાણી ! આ પ્રમાણે તેમની ઉમેદો ભાગી ગઇ, ધૂળ થઈ ગઇ, કેવી હોંસે અને કેવા

વિચારોએ આ બંગડીઓ સંપડાવેલી ! જ્યારે માણેક શેઠાણીના જાણવામાં આ વાત આવશે ત્યારે તેના દિલમાં કેવો ધાસ્કો પડશે ? તેના હૈયામાં કેવી હોળી સળગશે ! તેના મનમાં કેવું કડકડતું તેલ રેડાશે ? તેની કલ્પના કરવાનું વાંચનારનેજ સોંપીએ છીએ, માણેક શેઠાણીને તો 'લેને ગઈ પુત અને ખો આઇ ખસમ' જેવું થયું પચીશ હજારની રકમ તેના ઘરમાંથી નીકળી એક અધર્મિ અને નીચ સ્ત્રીના ઘરમાં ગઈ. એ બંગડીઓ શું હવે પાછી આવવાની ? વાઘના મોંમાંથી શીકાર પાછો નીકળે ? આગના ભડકામાંથી રૂની ગાંસડીઓ કંઇ કહડાય ? તેમ વેશ્યા સમાન રાક્ષણીના કબ્જામાં એક પૈસાથી લાખ રૂપીઆની ચીજ ગઇ હોય તો તે કોઇ કાળે પણ પાછી આવવાની આશા ? નહીંજ. એ તો બળીદાન અપાઇ ચૂકયું અને અગ્નીમાં ઘી હોમાઇ ગયું. તે તો બળીને રાખજ થવાનું. પચીશ હજાર ઉપર પૂળો મૂકાયો.

રણછોડદાસ શેઠની મિલકતમાંથી સવાલાખ તો ઝટ લઇને આ માર્ગે ચાલ્યા. જેના ગરીબમાંથી શ્રીમંત થઈ લક્ષાધિપતી બની. સ્થાવર મિલકતવાળી થઇ. ગાડી ઘોડો તો રાખી આપેલો હતોજ. દાગીના પ્રમાણે કપડાં ઉપર પણ પૈસો ખરચવાને કાંઇ બાકી નહોતી રાખી જેનાનાં કપડાંની શું વાત કરવી ? ઝીક સાથે કેવળ ઝીણાં મોતીની અને તે પણ સાચા મોતીની ભરેલી એક ચોળીની કીમત સવા-સાતસોની હતી, તથા તેટલીજ કે તેથી વધારે કીમતની સાડીઓ અને સોલ હાથનાં સેલાંથી તેના પટારા ફાટી જતા હતા. જેના જાતની રાંડ હોવાથી અને કાબેલમાં કાબેલ ઉસ્તાદોના હાથે ગાયન કળામાં તાલીમ લીધેલી હોવાથી વખતે કોઇ મિજલસમાં ગાવા જતી હતી. તે વખતે તેના કુદરતી રૂપમાં ભારે કીમતી કપડાં અને હીરા

મોતીના દાગીનાથી તે એવી તો મઢાઇ જતી કે જાણે તેની ઉપમા કોઇને આપી શકાયજ નહીં. આ પ્રમાણે દાગીના, કપડાં, બંગલો, તેનું રાચરચીલું અને છેવટ ખુટતો હતો તે હીરાની બંગડીઓથી રણછોડદાસ શેઠના ખાનગી ચોપડામાં જેનાના ખાતામાં ઉધાર પાસાનો સરવાળો સવાલાખનો પૂરો થયો. જેનાનો દમામ વધ્યો. વખતે સાંજના ગાડીમાં બેસી ફરવા જાય ત્યારે લોકોની આંગળી તેના તરફ થાય અને રણછોડદાસ શેઠનું નામ ગવાય.

રૂડે નામ કે ભુંડે નામ. સત્પુરૂષો સત્કામો કરી પોતાનું નામ જનમંડળમાં દિપ્યમાન અને અમર કરે છે, ત્યારે કેટલાક હતભાગ્ય પુરૂષો રૂડું નામ કરવાનાં સાધનો છતાં આડે માર્ગે ચાલી, કુડાં આચરણ રાખી, તથા નીચ કામો કરી પ્રજામાં ધિક્કાર કે હાંસીને પાત્ર થાય છે એટલુંજ નહીં પણ ખરાબ દાખલો આપી બીજાઓનાં મન પણ બગાડે છે. ગાંઠનું ગરથ ગુમાવી, શરીર પ્રકૃતિમાં વિષનો વેલો ઉગાડી, કીર્તિને કાળો ડાઘ લગાડી, માબાપની મેળવેલી આબરૂ ઉપર પાણી ફેરવી, ગૃહ સુખમાં અગ્નિ સળગાવી, કુટુંબના જનોમાં કુડો કલેશ ઉભો કરી જેઓ કુછંદમાં છકી જાય છે. તેઓના જેવા મૂર્ખ, અણસમજુ અને દુર્ભાગી બીજા કોણ હશે ? હતભાગ્ય રણછોડદાસ શેઠ ! ત્રણ બદામની વેશ્યાના સંગમાં પોતે કોડીના બન્યા, સગાંવહાલામાં ધિક્કારને પાત્ર થયા, સત્ય પ્રેમને જાણનારી અને સમજનારી સદ્દગુણી પત્નિને છેહ દેઇ તેના પ્રેમના ઘાતક થયા એટલુંજ નહીં, પણ લગ્ન સમયની ધર્મક્રિયા વખતે આપેલાં વચનોનો ઉચ્છેદ કરનાર બન્યા અને સવા લાખની રાખ કરી કરોડની શાખ કોડીની કરી નાખી, વેશ્યાની સોબત સર્વ સુખનાં મૂળ ઉખેડી નાંખનાર અને સર્વ પ્રકારના અધર્મનો માર્ગ દેખાડનાર ભોમીઓ શત્રુરૂપે છે અનેક

જનો એ પાપના પંજામાં સપડાઇ ભીખારી બન્યા છે, આખીબાવા થયા છે, ધર્મથી ચળ્યા છે. રોગનો ભોગ થઇ પડતાં વખતે મરણને શરણ થઇ આ જગત્‌માંથી કાળું કરી સિધાવ્યા છે અને પેઢી પર-પેઢીથી ઉતરતી આવેલી પ્રતિષ્ઠાને પતંગની પેઠે આકાશમાં ઉડાવી ગયા છે. પૈસાવાળાઓ એમ સમજતા હશે કે પૈસાના તેજમાં તેમનાં કૃત્યો કોઇ જોઇ શકતું નહીં હશે. અધર્મ કદી ઢાંકયો રહેજ નહીં અને તેઓના કૃત્યોના ભવાડા માટે, તેમના કાને આવો કે ન આવો, પણ જગત્ તો વાતો કરશેજ તથા ફીટકાર દેશેજ. પૈસાના મદમાં ગમે તેટલી મોટાઇ મનમાં માને તેમાં શું થયું?

રણછોડદાસ શેઠ મનમાં મોતીના ચોક પૂરે. જાણે કોઇ જાણતુંજ નથી, અને જાણશે તો શું પરવા છે? પૈસામાં પૂર હોવાથી મદમાં મસ્તાન થયા અને કુછંદમાં છકી ગયા. પ્રાણલાલે પોતાનું ઘર ભરવા માંડયું રણછોડદાસ શેઠ તેના હાથમાં રમકડું થઈ પડયા. જેમ તે નચાવે તેમ નાચે, જેમ તે રમાડે તેમ રમે. જેમ તે ખેલાવે તેમ ખેલે, પ્રાણલાલની જગાએ જો કોઇ સદગુણી, પરોપકારી, વિદ્વાન અને પવિત્ર અંતઃકરણવાળો માણસ હોત તો રણછોડદાસ શેઠની આવી ગતિ ન થાત, પૈસાને પગ થાત નહીં પ્રતિષ્ઠાપર પાણી ફરત નહીં અને નીચ માર્ગે ચઢી અપવિત્ર સ્થળમાં વાસ કરવાનો સમય આવતજ નહીં. પણ તેથી કેવળ ઉલટું સન્માર્ગે ચલાવી, લક્ષ્મીનું રક્ષણ કરાવી તથા વેપારાદિ કાર્યોમાં રોકાવી તેમાં વધારો કરાવી, ધર્મ કે પરોપકારના અને દેશી જનોના કલ્યાણ માટેના કામોમાં રીતસર વપરાવી શેઠના આત્માનું કલ્યાણ થાય એવું વર્તન રખાવી, જન્મ ધર્યાની સાફલ્યતા અપાવી, જગતમાં અમર નામ કરી જવાની મળેલી સંધીનો પુરતો લાભ અપાવત. પણ પ્રારબ્ધની રેખામાં એવા લેખ લખાવી લાવ્યા હોય ત્યારેજ આવા સંસ્કાર બને; એમનાં કુડાં

કાર્યોનાં દૃષ્ટાંત અનેક જનોને સુધારવાને સાધન થઈ પડે તેટલા માટે તે નિર્માણ થયાં હોય એમ કેમ કલ્પી ન શકાય! ખેલ તે ખલકના ખાવિંદનો કેવો અદ્‌ભુત અને અલૌકિક છે!

માણેક શેઠાણી પાસેથી બંગડીઓ લેઈ ગયે દશબાર દિવસ થઇ ગયા પણ પાછી ન આવી. રણછોડદાસ શેઠને વખતે યાદ દેવડાવે. "હજી આવી નથી, આવશે." એમ ઉત્તર આપે, મનમાં સમજે અને મુંઝાય કે ખાલી બહાનાં કહાડી ઉડાવવાનું છે. પણ શું કરે? એક બાજુ કુવો અને બીજી બાજુ હવાડો. એક દિવસે કરશનદાસ શેઠની નવી વહુ માણેક શેઠાણીને મળવા આવ્યાં. વાત ઉપર વાત નીકળતાં બંગડીની વાત ચાલી અને માણેક શેઠાણીએ પૂછ્યું—

"પેલી બંગડીઓ પસંદ આવી? બહેન?"

"કઈ બંગડી?"

"પેલી હીરાની, તમે જોવા મંગાવી હતી તે."

"ના, બહેન હું તો જાણીતીએ નથી. કેટલા દિવસ થયા હશે?

"બાર ચૌદ થયા હશે" માણેક શેઠાણી મનમાં સમજ્યાં કે એ તો પેલી રાંડનાંજ કારસ્તાન છે. પણ પોતાના પતિને કેમ હલકો પડાય? એટલે વાત ફેરવીને બોલવું આગળ ચલાવ્યું "પણ બહેન, એ તો બીજા કોઇને આપી હશે."

"પણ વખતે તમારા જેઠ મંગાવી હોય તો તે મારી પાસે વાત કર્યા વિના ના રહે અને મને બતાવ્યા વગર પણ રહેજ નહીં."

"હશે ત્યારે બીજા કોઇને જોવા આપી હશે. હું ભૂલી ગઈ હઇશ કે મારી સમજ ફેર થઇ હશે. મેં તો બરોબર પૂછ્યું નથી. પણ બહેન, બંગડીઓ જોવા લાયક છે. આવશે એટલે તમને દેખાડીશ."

માણેક શેઠાણીના મનમાં ધારકો તો પડેલોજ હતો પણ નસી-

બમાંથી ઉતર્યાં સુધી વાત વધી છે એ તે સમજેલાં નહી. બીજી વાતોએ વળગ્યાં. સાંજ પડવાનો સમય થતાં નવી વહુ પોતાને ઘેર ગયાં માણેક શેઠાણીને ચેન ન પડે. ફરી ફરીને વિચાર કરવા લાગ્યાં. વખતે મનમાં કહે કે "રાંડને પહેરવા આપી હશે તે થોડા દહાડામાં પાછી આવશે." વળી વખતે એમ પણ વિચાર લઇ જાય કે "નસીબવાળીના હાથે બંગડીઓ તો ક્યારની જડાઇ ગઇ. હવે શું પાછી આવવાની છે? મશાણુ ગયેલાં મુડદાં પાછાં આવતાં હશે? ખાલી ફાંફાં મારવાં શું કામનાં? નસીબમાં હશે તો આવશે, નહીં તો ગયેલી તો છેજ." આમ વિચારતી વખતે કલેશ ને કંકાસ કરતી, આંખે પાણી ભરતી છેવટે મન મારીને રહી.

રાત પડી. શેઠ ઘેર આવ્યા, વાળુ કરીને બેઠા, પોતે વાળું ન કર્યું તબીઅત બગાડ્યાનું બહાનું કહાડ્યું. શેઠ ગાડીવાળાને ગાડી જોડવાનો હુકમ કરી કપડાં પહેરવાને પોતાના ઓરડામાં ગયા.

"પેલી બંગડીઓ હજુ પાછી ન આવી." ધીમે સાદે માણેક શેઠાણીએ પૂછ્યું.

"આવશે, કરશનદાસ શેઠ ફરીથી મળ્યા નથી." શેઠે હળવેથી જવાબ આપ્યો.

"કરશનદાસ શેઠની નવીને આપી છે?"

"હા, નવીએ પોતે જોવા મંગાવી તે આપી છે આજે પ્રાણુલાલને કહીશ તે લઇ આવશે."

"પણ કરશનદાસ શેઠની નવી તો આજે અહીં આવ્યાં હતાં અને કહેતાં હતાં કે, એતો બંગડીની વાત જાણતાં નથી. પણ તમારૂં કહેવું સાચું હશે. વખતે ભૂલી ગયા હોતો યાદ કરી મંગાવી લેજો. બીજા કોઇને આપી હશે. ભારે દાગીનો પારકે ઘેર બહુ દિવસ રા-

ખવો એ શું કામનું ? પછી તમારી મરજી."

"કરશનદાસની નવીનેજ આપી છે. બીજા કોને આપે?" મનમાં તો જરા ડર્યો. પણ જરા ઝુમ રાખી જવાબ આપ્યો.

"ગમે ત્યાં આપી હોય ! હું એમ નથી કહેતી કે તમે ત્યાં નહીં આપી હોય, ત્યાં હોય, બીજે કોઇ ઠેકાણે હોય; પણ હું તો સહેજ તમને યાદ આપું છું. મારા નસીબમાં હશે તો આવશે. હમણાં તો આપેલી છે ને !"

"ઠીક છે, જોઇશુ."

"જોઈશુ" શબ્દ બોલતાં બોલતાં રણછોડદાસ શેઠ ઓરડામાંથી નીકળ્યા. પ્રાણલાલ બહાર વાટ જોતો બેઠો હતો, બન્ને ચાલ્યા.

અસત્યનું આયુષ્ય કેટલું ? જુઠું ક્યાં સુધી ટકે ? જુઠાને પગ હોતા નથી. તે ચાલી શકતું નથી. જુઠું બોલનારા ગમે તેટલું મનમાં માની લે કે "અમારૂં બોલવું કોઇ પારખી શકતા નથી." પણ ના ના, તેમ નથી. તેજ વખતે જુઠાની જબાન પકડાઇ જાય છે. ઇશ્વરને અસત્ય પ્રિય નથી. તે માત્ર સત્યનો બેલી છે. તે સત્યસ્વરૂપ છે. અસત્યનો તે કાળ છે. અસત્યને પળ પણ તે ટકવા દેતો નથી. સર્વ સદ્દગુણોમાં સત્યજ શ્રેષ્ટ છે. રાજા હરિશ્ચંદ્રને સત્ય પાળવા માટે જે અનહદ કષ્ટ વેઠવું પડયું હતું તે જગ જાહેર છે. સત્યને માટે પુત્રનું બળીદાન આપ્યા પછી પોતાનીજ સ્ત્રી દેવી તારામતીનો પોતાનેજ હાથે વધ કરતાં કેવાં વચન ઉચર્યાં હતાં કે "આકાશના તારાઓ ઝાંખા પડી જાઓ, લોહીની નદીઓ વહેવા માંડો, પહાડો ફાડીને જમીન દોસ્ત થઇ જાઓ, હરિશ્ચંદ્ર સરખા લાખો અને કરોડો માણસો આ પ્રમાણે માર્યા જાઓ પણ સત્યતાને શ્રેષ્ટપણે વર્તવા દો,

સત્યતાનો નિર્બાધ પ્રકાશ થવા દો.–" આ વચનો સત્યતાનું કેવું તેજોમય સ્વરૂપ દેખાડે છે ?

રણછોડદાસ શેઠનું જુઠું બોલવું ટકી શક્યું નહીં. જુઠ હતી તે પકડાઈ આવી. કરશનદાસ શેઠની નવી વહુને બંગડીઓ આપીજ નહીં હતી. માત્ર માણેક શેઠાણીને ઉડાવવાનું એક બહાનું હતું. પણ માણેક શેઠાણીની લાયકી અને સમજનાં શાં વખાણ ગાવાં ? પોતાનો પતિ સહેજ પણ હલકો ન પડે તે બાબતની તેમની કેટલી કાળજી ? "હું ભૂલી હઇશ" કહી પોતાના માથે ઓઢી લીધું, પણ સ્વામિને જુઠા ન પાડયા. કેવી ભલી સ્ત્રી ! જો કે તેમની તો ખાત્રીજ થયલી હતી કે બંગડીઓ તો જેનાનેજ અપાયલી છે. મનમાં કહેવા લાગ્યાં કે "નીચ, કપટી, પ્રપંચની ભરેલી રાક્ષસણીના મોંઢામાં ગયેલો કોળીયો પાછો શું નીકળવાનો છે ? જગતનો ભક્ષ કરવાને તો તે જન્મેલી છે. અને એવીથીજ જગત્ નાશ પામ્યું છે. જેણે યોગીઓના યોગ તજાવ્યા છે, તપસ્વીઓના તપમાં ભંગાણ પડાવ્યું છે, મુનીઓને મોહિત કરી મૌનવ્રત ધારી બેઠેલાઓનાં મૌન મૂકાવ્યાં છે. મહાન રાજ્યોની ઉથલપાથલ કરાવી નાશ પમાડયાં છે, આવી જે પ્રલય કરનારી પરકિયા તેમાં પણ પહોંચેલી ગુણીકાની જાત શું ન કરી શકે ? અગ્નિમાં પડયા પછી બચવાની શી આશા ? એ તો બાળી ભસ્મ કરી નાખશેજ. બંગડીઓ તો બળી રાખોડી થઇ ગઇ ? પાછી દેખવાની નથી, પહેરવાની નથી, બંગડીઓ ગઇ તો ધુળ નાખી પણ મારા સ્વામિનું એ બળતા અગ્નિમાંથી રક્ષણ થાય તો સારૂં ? હે પ્રભુ ! તને મારી દયા નથી આવતી ? હે વિભુ ! તું મારા પ્રત્યે આવી અવકૃપા શા માટે દેખાડે છે ! હે દયાળુ દાતા ! મારા કર્મની ક્ષમા આપી મારા પતિનું રક્ષણ કર અને જો તારી એવીજ ઇચ્છા હોય

તો મને તારી સન્મુખ ખેંચી લે ! અરે ! હું બંગડીઓને ક્યાં રડું ! તેને માટે ક્યાં જીવ બાળું ! મારા પતિને માટે મારો જીવ ભડકે બળે છે. મારા ઘરની આબરૂને માટે મારૂં હૈયું હાથ નથી રહેતું. મારા સસરાના નામની જે રેવડી થાય તે સાંભળી મારૂં કાળજું કપાઇ જાય છે. અરે હવે શું કરૂં ? વાત પણ કોને કરૂં ? મનની બળી મનમાં રહું છું. શું રસ્તો કરવો ? કંઈ સુજતું નથી, કહ્યું માને તેમ નથી, કરવું કેમ ! ખરાબ થયા અને થશે, ભવિષ્ય ભુંડું છે. કંઇ ઇલાજ દેખાતો નથી, ઈશ્વર ઇચ્છા બળવાન છે. " એમ બોલતી, જીવ બાળતી, રડતી થાકી, પથારીમાં પડી અને કેટલીક વારે જરા આંખ મીચાઇ.

## પ્રકરણ ૧૨ મું.

મુંબઇના કોટમાં દેવળના મહોલા આગળના સટ્ટા બજારમાં જબરી હા હો મચી રહી હતી. દલાલોની ઠઠ મળી હતી. કેટલાક કુદાકુદ કરતા હતા. ધક્કા મૂક્કી પણ બહુ હતી. " પચીશની આપી, પચાસની લીધી" ના શબ્દોની ધ્વનિ એવી તો ગાજી રહેતી કે છેક દૂર સુધી સંભળાતી હતી. ગરદી આજે ભારે હતી. દલાલો એક બીજાના ઉપર પડતા, અથડાતા, અને ટોળે મળી સોદા કરતા હતા. કારણ કે હમેશ કરતાં આજે બજારમાં કંઈ જુદોજ રંગ દેખાતો હતો. હિંદુસ્તાનની સિક્કા પાડવાની ટંકશાળો બંધ કરવાનો સરકારનો ઇરાદો છે એવા સમાચાર વિલાયતથી તાર મારફતે ફરી વળ્યા હતા. તથા અફ્ગાનીસ્તાનની સરહદ ઉપર રૂશીઆ અને અંગ્રેજ વચ્ચે જબરી અથડામણ નક્કી થશે એવી ગપ પણ જોશમાં ઉડી રહી હતી. એ બાબતના ખરા અને ખોટા તારો, ગપાટા અને સપાટા, વેપારીઓ

અને સટોરીઆઓ ઉપરા ચાપરી લાવતા હતા. તેની અસર બજાર ઉપર ઘણી થતી. તેજી અને મંદીવાળાઓ, પોતપોતાના લાભમાં ખેંચાય એટલું ખેંચતા હતા. ભાવની ઉથલ પાથલ પણ વાત કરતાં ટકા ટકાની થઇ જતી હતી. બજારમાં ભાવનો ઢંગધડો કંઇ નહીં હતો. ગરીબના તાલેવાન બનવાના આ બજારમાં થોડા, પણ શ્રીમંતના ભીખારી તો થોડા વખતમાં ઘણા બની જવાના, કારણ કે આવી ઉથલ પાથલમાં વલણ વહેંચતી વખતે કેટલાક નાશ ભાગ કરે છે, તેથી ગરીબોનો કચ્ચરઘાણ નીકળી જાય છે. આ સટ્ટા બજારે ઘણાઓને પાયમાલ કરી નાખ્યા છે, ઘણાઓને ભીખ માગતા બનાવ્યા છે અને ઘણાઓની આબરૂનો નાશ કરી દેવાળું કહાડવાને ઉત્તેજન આપનારા અને આ દેશના જનોની ઉત્તમ નીતિ રીતિને દ્રોષિત કરનારા "નાદારી" ના કાયદાનો લાભ લેવા મોકલ્યા છે. તેવાઓની ગણત્રી પણ થઇ શકતી નથી. જેમ હસ્તિનાપૂરની ભૂમિ લોહીની તરસી સિદ્ધ થઇ છે તેમ સટ્ટા બજારની ભૂમિ "લક્ષ્મી" અને "આબરૂ" ની તરસી સાબીત થઇ ચૂકી છે.

વખત ધામધુમનો હતો. તે વેળાએ એક ઘોડાની ભાડુતી નહીં પણ ઘરની વિકટોરીઆ ગાડી બજારની એક બાજુની ગલીના નાકા ઉપર ઉભી હતી. તેમાં બેઠેલા બે જુવાનો રણછોડદાસ શેઠ અને પ્રાણલાલ બજારનો રંગ એક ચિત્તે જોઇ રહ્યા હતા. તથા વખતો વખત બજારમાં થતી વધઘટના સબબે ચિંતા પણ કરી રહ્યા હતા. ઘણા દલાલો એક પછી એક એમ તેમની પાસે આવતા. ઘડી ઘડીનો ભાવ કહેતા. લેવા વેચવાના હુકમ શેઠની વતી પ્રાણલાલ આપતો હતો.

એક બાજુએ પ્રાણલાલે રણછોડદાસ શેઠને જેનાંના મોહમાં ફસાવી વિષયાંધ બનાવ્યા એટલાથી આ લોભી અને નીચ જીવને

સંતોષ ન વળ્યો. તેથી બીજી બાજુએ સટ્ટાના સપાટા જોરમાં ઉડાવવા માંડયા. સટ્ટો પણ એક જાતનો નહીં. અફીણના સટ્ટામાં અફીણીઆ બનાવ્યા, સોનાના સટ્ટામાં સનેપાતીઆ કર્યા. શેરના સટ્ટામાં સડાવ્યા, ઘઉં અળસી સરસીના સટ્ટામાં સારી પેઠે ધુમાવ્યા અને નોટના સટ્ટાના નાદમાં ડુબાવી નાખ્યા. આજે નોટના બજારમાં લાખોનું નુકસાન આવ્યું છે. તે કારણથી આંખો તાણીને બજાર તરફ કેવી રીતે તાકી રહ્યા છે તે રણછોડદાસ શેઠને પ્રાણલાલ સાથે વિકટોરીઆમાં બેઠેલા વાંચનાર જુએ છે. જેનો દિવસ વાંકો હોય છે તેને સઘળું ઉંધું સુઝે છે. સવળો નાંખે તો પણ પાસો અવળો પડે છે. " કરમ વિના ખેતી કરે તો બળદ મરે કે સુકવણુ પડે." રણછોડદાસ શેઠની લક્ષ્મી જવાને ટમટમી રહી હતી. તેને આ શેઠના ઘરમાં વાસ કરવો ગમતો નહીં હતો. કારણ કે શેઠે અનીતિનો માર્ગ અંગીકાર કર્યો હતો. તેને ચળવળ થઇ રહી હતી. જવાનાં બહાનાં અને રસ્તા ખોળતી હતી. ધીમે ધીમે કેટલાક રસ્તા કર્યા અને હજુ બીજા રસ્તા ખોળવામાંજ તે રોકાયલી હતી.

આ સમયે કેટલાક અનુભવી દલાલો અને સટોરીઆઓનું એવું મન હતું કે સિક્કા પાડવાની ટંકશાળો સરકાર બંધ કરશે તો ચાંદીના ભાવ ઉપર જરૂર માઠી અસર થવાની. અને તેમ થયે સરકારી નોટોના ભાવ જરૂર ગગડી જવાના. તેમજ અફઘાન સરહદ પાસે સરહદ નક્કી કરવાના સવાલનો વાંધો ખરી રસાકસી ઉપર આવ્યો હતો, અને જો અંગ્રેજ સરકારની રાજયનીતિ અણીના વખતે લટી પડવાની કે નમન આપવાની ન હોય તો જરૂર જબરૂ જંગ મચ્યું હોત. પણ હજુ સરકારે ઢીલી દોરી મૂકી નહોતી, તેથી જે વખત જતો હતો તે વખતમાં લડાઇનો દેવ જાગી ઉઠશે એમ ભણકારા વાગતા હતા. પણ

રણછોડદાસ શેઠને તે વાત ન રૂચી. જો કે શેઠની સમજ લડાઇ નહીં થાય એવી હતી તે ખરી હતી પણ વખતનો રંગ તેઓ જોઇ શક્યા નહીં. અને ટંકશાળો બંધ કરવાની બાબતમાં તો તેમના કેવળ ઉલટા વિચારો હતા, તેમ પ્રાણલાલની સલાહ પણ એવીજ મળેલી કે "સરકાર ટંકશાળો બંધ કરશેજ નહીં." આ સલાહ પ્રમાણે શેઠ દોરાયા. ધુન પણ મગજમાં તેજ ભરાઇ અને તે એટલી મજબુત થઇ કે આખું ગામ જ્યારે મંદીમાં ઢળ્યું ત્યારે પોતે એકલા તેજીનો જીવડો થઇ પડયા. દલાલોને તો તેજીવાળા અને મંદીવાળા બે પક્ષ હોય તોજ દલાલી પાકે. બજાર જ્યારે વેચવામાં પડયું ત્યારે શેઠ કમ્મર બાંધીને લેવા લાગ્યા. ગળામાં ઘણી આવી. એક દિવસ ગયો, બે દિવસ ગયા, એકદમ વિલાયતથી તાર આવ્યો કે "સરકારે ટંકશાળો બંધ કરવાનો ઠરાવ કર્યો છે." એટલે બજાર તુટયો. ત્રણ ત્રણ ટકા નીકળી ગયા. ભાવ ગડગડવા માંડયા તે હાથમાંજ ન રહે. બજારમાં જબરી હા હો મચી રહી. રણછોડદાસ શેઠના ગળામાં બે સવાબે કરોડની નોટો આવી ગઇ તેથી જીવ ઘણો ઉંચો થયો અને બજારમાં ને બજારમાં રહેવા લાગ્યો. સટ્ટા અને સનેપાત બે સરખા છે. જેનાને ત્યાં પણ જીવ ન ચોંટે. લગભગ છ સાત લાખના નુકશાનના ખાડામાં ઉતરવાનો વખત આવ્યો. પ્રાણલાલનો ધ્યાનમાં આ આંકડો ખરો પણ રણછોડદાસ શેઠના લક્ષમાં એટલો બેઠો નહીં. બજારમાં ઘણી ઉથલપાથલ થઇ, તેમ આપ લે પણ ઘણી કરી. મહિનો પૂરો થવા વખત આવ્યો અને હિસાબ જોયો તો સાડાચારથી પોણા પાંચ લાખ સુધીનો ટોટો અડસટવામાં આવ્યો.

એકજ મહિનામાં આવું ભારે નુકશાન થયું તેથી રણછોડદાસ શેઠ ચમકયા, સંકોચાયા, વિચારમાં પડયા, જીવને બેચેની બહુ થવા

લાગી, મન ગુંચવણમાં પડ્યું, ખાવા પીવામાં જીવ નહીં, ટાંટીઆ નરમ થયા. ખરૂં કહીએ તો ભાગી ગયા, આખો દિવસ જીવ વિચારમાં ને વિચારમાં રહે. સવારના દસ વાગ્યા સુધી અને રાતના અગીયાર અગીયાર વાગ્યા સુધી કાલકાદેવીના રસ્તા ઉપરના સટ્ટા બજારમાં પથારી નાખીને પડયા રહે અને બપોર સાંજ કોટના બજારમાં ધામો ખરો જ. જ્યારે જુએ ત્યારે ગાડી તો ઉભેલીને ઉભેલી. બીજી બાજુ સોનાના સટ્ટામાં પણ એવી જ ઊંધી રમત રમેલા. વિલાયતની હુંડીનો બજાર નરમ પડતાં સોનાનો બજાર તેજ થાય જ. પણ શેઠ નોટમાં તથા હુંડીમાં તેજી તરફ તણાયલા એટલે સોના બજારમાં મંદીરમાં રહ્યા. અને સોનું વેચાવવાનું ધુમ કામ ચલાવ્યું હતું, તેમાં પણ સવા લાખને આશરે બેઠેલી. તેમ અફીણમાં કંઇ પીસ્તાળીશ કે અડતાળીશ હજાર પેદા કરેલા. તે બજારમાં શેઠે પ્રથમથી સોદાની આપ લેના કામમાં લાંબુ ધ્યાન ન આપેલું તેથી દશ વીસ હજારનો નફો ટોટો ધારતા હતા. પણ વાયદાના સોદા વધારે હોવાથી નફા નુકશાનનું કહી શકાતું નહીં હતું. નોટમાં અને સોનામાં જબરો ધા વાગવાથી રણછોડદાસ શેઠ વખતે નાહિમ્મત થાય, પણ પ્રાણલાલ તેમને હિમ્મત આપે કે "શો ભાર છે! કાલે ફરી પેદા કરી લઇશું." તો પણ શેઠના જીવને તો જંપ વળે જ નહી. સ્વભાવ પણ બદલાવા લાગ્યો. ઘરમાં બધાંને દાંતીઆં કરે, માણસોને ગાળો દે અને માણેક શેઠાણી ઘણું ઘણું કળાવી પૃછે પણ પાંસરો જવાબ એક પણ ન આપે.

વલણ પતવાના દિવસને ત્રણ ચાર દિન બાકી રહ્યા હતા. બજારમાં વેપારીઓ અને દલાલો ગુપચુપ વાત કરતા હતા. કેટલાકો એક બીજાના કાન કરડતા હતા. "ભાઇ આ વખતે વલણ પતશે કે

કેમ ?" એ સવાલ ખૂબ ચરચાતો હતો. કોઇ કહે કે "પતવું મુશ્કેલ છે." કોઇ કહે છે કે "શું પતવાનું છે ?" વળી કોઇ એમ પણ કહે કે "નહીં પતે તો પૂરી કમ્બખ્તી છે" એમ અનેક વાતો થવા લાગી. કોઇ ભરમમાં તો કોઇ ખુલ્લી રીતે કહે કે "રણછોડદાસ શેઠ ઉપર આ વલણનો આધાર છે. મોટા ભાગનો નફો તો એ શેઠને ઘેર છે. આપ્યું લેવાનું છે. તેમાં સટ્ટાનો પૈસો છે." ત્યારે વળી કોઇ એમ પણ બોલે કે "જાઓ જાઓ, કહેનાર ખાંડ ખાય છે. રણછોડદાસ ચાંદીનો રૂપીઓ છે. કંઇ તાંબાનો નથી. કાલે સવારે બાપની પંદર લાખની દોલત આવી છે. પાંચ લાખ ગયા તો એ કર્યા ડરે એમ છે ? વલણ વહેંચવાને એક પળની વાર લાગવાની નથી." તેટલામાં વળી એક લાંબી જીભવાળો ભરભડી ઉઠયો કે, "શું આપશે ? આવી રહ્યા છે. ઘણા ઉડાવ્યા. રાંડોને બંગલા બંધાવી આપ્યા. હવે શું ધૂળ રહી હશે ! પંદર લાખ કોણે ગણી આપ્યા હતા ! સો એ સહસ્ત્ર ગણાય. એ તો બધી વાતો. રાંડે ઘણું ખાધું અને પેલો એનો દોસ્તદાર પ્રાણલાલ આંખ્યો મીંચીને હોઇયાં કરે છે, બે હાથે ગજવું ભરે છે. આપે ત્યારે ખરા. એ આપશે તોજ બજાર છે. નહીં તો બજાર ટકવો મુશ્કેલ છે. માલમ પડશે, દહાડા બે વચમાં છે. નહીં આપે તો બિચારા ગરીબ રાંક ઘણા રહેંસાઇ જશે.

બજારની વાતોના તડાકાનો ઇસારો રણછોડદાસ શેઠને કાને ગયો. તેથી તેઓ બજારમાં ગાડી લઇને લાંબા વખત સુધી ટકતા હતા. પ્રાણલાલને તો દલાલોએ ગામ ગપાટાની વાતો કરેલી પણ તેણે તે વાત શેઠના કાને નાખેલી નહીં. પ્રાણલાલની તો ખાત્રી હતી કે રૂપીઆ આપવાના છે તેથી દલાલને ધીરજ આપતો હતો. પ્રાણલા-

લનો દરેક સોદાની દલાલીમાં દલાલ સાથે અડધો ભાગ હતો. એટલું જ નહીં પણ રણછોડદાસ શેઠની લીધેલી નોટો નફો મળતાં દલાલો પાસે પરભારી વેચાવી અધર નફો તે ખાઇ ગયો હતો. આવાં કૃત્ય માટે પ્રાણલાલને કોની ઉપમા આપવી જોઇએ તથા કયાં વિશેષણો લગાડવાં જોઇએ તે શોધ્યાં મળતાં નથી. એના જેવા દુષ્ટ બુદ્ધિના વિશ્વાસઘાતક, નીચ સ્વાર્થલંપટ, કસાઇ બીજા થોડાજ મળશે.

રણછોડદાસ શેઠ બજારમાં રહે, દલાલો વારંવાર ગાડીની આસપાસ ઉભા રહી હસી હસીને મોં ભરી વાતો કરે. રણછોડદાસ શેઠ હજુ પણ થોડી થોડી આપ લે કરે. નુકશાન ઘણું છે પણ દરકાર કરતા નથી એવો દેખાવ દેખાડે. શેઠને તો રૂપીઆ આપવાના જ હતા. જાતે પ્રમાણિક વૃત્તિના અને દાનત પણ તેમની સારી હતી. પોતે માણસ સારા પણ પ્રાણલાલના વિશ્વાસે રહ્યા, સલાહ પ્રમાણે ચાલવા લાગ્યા અને આખો દિવસ નોટ વગેરેના સટ્ટામાં હલકા દલાલોના સહવાસમાં રહ્યા તેથી આડે રસ્તે ચઢી ગયા અને પૈસાનો નાશ કરવા માંડયો. પણ લોક ચર્ચાથી તેમના મનમાં ઘણી વખતે આવતું કે રખેને લોકોમાં ગણાઈ ના જઇએ. બે દિવસ બાકી હતા. છેલ્લા દિવસે સોદાની પતાવટ થાય છે. લાંબી ઉથલપાથલ થવાનો સંભવ નહીં હતો. તેથી નુકશાનની રકમમાં ઘટાડો થવાની આશા ઓછી હતી. તેમ જ હાથ ચાટે કંઈ પેટ ભરાવાનું નહીં હતું. તેથી મનને શાંત રાખી બે દિવસ ગાળી વલણને દિને પતાવો દેવું એવો શેઠે વિચાર કર્યો.

પ્રાણલાલ તો સાથેનો સાથે. સોદાની આપ લે પ્રાણલાલને હાથે થાય. તે તો ફક્ત શેઠને કાને નાખે કે આ સોદો કર્યો છે. શેઠ

તો વિશ્વાસે રહેલા. "હા ઠીક છે" એજ ઉત્તર વાળે, મતલબ કે શેઠના નામે પ્રાણુલાલ સઘળો વહિવટ કરે. કેટલાક સોદામાં તે એવો ખેલ રમ્યો હતો કે જેમાં નફો લેવાનો તે સોદા રણછોડદાસ શેઠના હિસાબમાં નોંધેલા જ નહીં. અને તે નફો બારોબાર ખાઈ ગયેલો. શેઠને આવા મોટા નુકશાનના ખાડામાં ઉતારનાર પ્રાણુલાલ હતો, તેઓની ત્રુટી સુંઘાડનાર પણુ તેજ હતો અને ઉંધું ચતું સમજાવી ભમાવનાર પણુ એજ હતો.

બીજે દિવસે વલણુ વહેંચવાનું હતું. સીલીકમાં પૂરા નહીં હતા. ઘરના ભારે ખરચોમાં હજારો ઉધરેલા, બંગલાના ખરચ પછવાડે લાખો લખાયલા, જેનાના નામે સવા લાખ ઉપર ઉધાર થયલા, હાથ ખરચીમાં હજારો ઉડી ગયલા. તેથી રોકડ તો વેરણુ ખેરણુ થઇ ગયલી. નોટ તથા સોનામાં મળી મોટી રકમ જોઇએ. ખુટતા રૂપીઆ ત્રણેક ઘર ગીરવી મૂકી પૂરા કર્યા. વલણુનો દિવસ આવ્યો. મોંહું ઉતરી ગયું હતું. પગ નરમ થયા હતા. પણુ મોઢાં ઉપર તમાચો મારી રાતું રાખી, ટાંટીઆમાં જોર લાવી બજારમાં જઈ ઉભા. દોકડા પૈકી બધાનો હિસાબ ચૂકાવી આપ્યો. તેમજ સોની બજારમાં માણુસ મોકલાવી સર્વને નાણું હિસાબે દેવાં નીકળ્યાં તે પ્રાણુલાલના કહેવા પ્રમાણે ચૂકાવી આપ્યાં, સર્વને નાણું મળ્યાં. નોટના બજારમાં આ-પેલાં નાણુંનો સરવાળો કરતાં ચાર લાખ અઠયાશી હજાર સાતસો બાવીશને ત્રણુ આના થયા અને સોના બજારમાં એક લાખ સાત હજાર ત્રણુસો એકવીશને દસ આના થયા. આ પ્રમાણે પાંચ લાખ છન્નું હજાર ત્રેંતાળીશ ને તેર આના ચૂકાવી આપ્યા. બજારમાં સારૂં કહેવાયું. ઘણુા ગરીબ લોકોની આંતરડી ઠરી. આ વલણુમાં એક ખુબી એ થઇ કે એક શ્રીમંતના ઘરના પૈસા ઘણુા ગરીબોના ઘરમાં

જઈ પડયા. આવડી મોટી રકમ ઘરમાંથી કહાડી નાખી વીલે મોંઢે અને ભાગેલા ટાંટીએ શેઠ સાંજના ઘેર આવ્યા. અફીણનું વલણ પંદરમીએ પતવાનું હોવાથી તેમાં તો નફો આવવાનો બાકી હતો. પણ તેજ પ્રમાણે શેરના બજારમાં આપતા હતા. તે એક ઠેકાણેથી લેઇ તે પ્રમાણે બીજે ઠેકાણે આપવાનું હતું. તે બે બજારો ભેળાં ગણતાં. જમે ઉધાર પાસું લગભગ સરખું હતું. નોટની ખોટનો ધોક્કો જબરો લાગ્યો. ઝખમ ભારી લાગ્યો. જબરી રકમ ઘરમાંથી નીકળી ગઈ. તેથી રણછોડદાસ શેઠ પાછા હઠયા. અને ફરીથી તે નોટનો ધંધો નહીં કરવાનો નિશ્ચય કર્યો. પણ પ્રાણુલાલ ઉપર તો લક્ષ્મી દેવીની કૃપા પૂરી થઇ. સોદાની ધાલમેલમાં દલાલીમાંના અડધા ભાગ સાથે લગભગ પંચ્યાશી હજાર રૂપીઆની રકમ પ્રાણુલાલના ઘરમાં આવી. પ્રાણુલાલ તર થયો. તેનો દહાડો હમણાં ચડતો હતો. તેની દશા ઊંચી હતી. ધનના બૃહસ્પતિ બેઠા હતા. પંચ્યાશી હજારની રકમ તથા પ્રથમ બંગલા વગેરેના કામોમાં ગડબડ કરી પંદર સતર હજારનો જીવ કર્યો હતો તે એકઠું કરતાં લાખ ઉપરનો સરવાળો થયો. આ પ્રમાણે જૈનોની માફક પ્રાણુલાલ પણ લક્ષાધિપતિની પદ્વિને પામ્યો.

રણછોડદાસ શેઠ સાંજના ઘેર ગયા. પ્રાણુલાલ થાકયો પાકયો પોતાને મૂકામે ગયો. બહારથી થાકેલો પણ હૈયું તો હરખાતું હતું. તડાકો જબરો પડેલો. આવો હાથ મારવાનું કયાં મળત ? મોટી દોલતનો જાણે વારસો મળ્યો ના હોય ! તેમ પ્રાણુલાલ તો રણછોડદાસ શેઠના પ્રતાપે પનોતો થયો. પણ આ પૈસો કેવી રીતે મેળવ્યો છે તેનું જો તેને સત્યજ્ઞાન થાય તો તે છબીલદાસની પેઠે પોતાના કર્મનો પશ્ચાતાપ થયે પાપથી કંઇક મૂક્ત થાય, પણ છબીલદાસને પૂર્વજન્મના સંસ્કારે જે સંત સમાગમ થયો હતો તેવો તેને થાય

ત્યારેજ એવો પ્રસંગ આવે પણ પ્રાણલાલનાં કુડાં કર્મોનો જમેનો સરવાળો તો રણછોડદાસ શેઠના પૈસાના ઉધાર બાજુના સરવાળા સાથેજ થવાનો છે. અને તે કર્મો તો આ કળીયુગના મહાત્મ્ય પ્રમાણે અહીંઆંજ પ્રત્યક્ષ રીતે ભોગવવાને તથા તે ભોગવાવી જનમંડળ સન્મુખ દૃષ્ટાંત રૂપે હમેશને માટે ધરવાને ઇશ્વર ઇચ્છા કરી છે. તેમજ બનવા કાળ છે, અને બનશે પણ તેમજ.

રણછોડદાસ શેઠ ઘેર આવી નરમ થઇ પડયા. મોં ઉપર લોહી તો મળેજ નહીં. રાતે ખાવાનું પણ બરોબર ન ભાવ્યું. ખાઇને તરત ઘાયલ થયેલા પુરૂષની પેઠે પડયા ને ઉંઘી ગયા.

આ સઘળી વાત માણેક શેઠાણીના જાણવામાં આવી. નુકશાનની જબરી રકમ સાંભળી તેમને ઘણો ખેદ થયો. તેમજ ત્રણ ઘર ગીરવી મૂકી રૂપીઆ આપવા પડયા તે જાણીને તેમનું મન ઘણું બળવા લાગ્યું. રાત તો ઉંઘતાં જાગતાં કહાડી, રાતે એકાદ વાગે રણછોડદાસ શેઠની આંખ ઉઘડી ગઇ. ચિંતાએ પાછું મનને ઘેર્યું તેથી આંખ મીંચાતી અટકી એટલે ઉઠયા. ખુરસી ઉપર બેઠા અને વિચાર કરવા લાગ્યા. આ વખતે માણેક શેઠાણી જાગતાં હતાં પણ પડયાં પડયાં બનેલા બનાવ માટે શોક કરતાં હતાં તે ઉઠયાં અને બીજી ખુરસી લઈ પતિની સામે બેઠાં.

"કેમ, આજે મોઢું બહુ ઉતરી ગયું છે? કહો તો ખરા! મને નહીં કહેશો તો કોને કહેશો? હું તો તમારા સુખ દુઃખમાં ભાગ લેનારી છું." નમ્ર શબ્દોમાં હાથ જોડી માણેક શેઠાણીએ પૂછ્યું.

"કંઇ નથી" નિસાસો નાખી રણછોડદાસ શેઠે ઉત્તર આપ્યો.

"રોજ એમજ કહ્યાં કરો છો કે કંઇ નથી? મનમાં તો ઘણા મુઝાઓ છો. તમારા જીવને જંપ નથી. જાણે જીવ ઉડી ગયો

હોય એમ દેખાય છે. ખાવા વખતે ખાવામાં જીવ નહીં. નહીં બોલવું, નહીં વાતચીત, નહીં હસવું, હમણાં હમણાં આમ કેમ આટલું બધું ! તેમાં આજ તો કંઇ મનને અતિશય ખેદ થતો દેખાય છે. ને શું ? કહોતો ખરા ?" માણેક શેઠાણીએ ઘણીજ દીનતાથી કહ્યું.

"ના ના, એવું કંઇ નથી."

"નથી એમ કહો છો ? સટ્ટામાં મોટી ખોટ ગયાની વાત લોકો કરે છે, અને ખોટ ગઈ હોય તો પણ શું થયું ! વ્યર્થ શોચ શું કરવા કરો છો ! દેહ છે તો પૈસોજ છે. ઇશ્વરે આપણને ઘણું આપ્યું છે. હોય ધંધો કર્યા પછી નફો કે નુકશાન ! તેમાં દિલગીર થવાનું શું કારણ છે !" માણેક શેઠાણીએ મધુર દિલાસો દેનારી ભાષામાં ઉત્તર આપ્યો.

"બેસ બેસ છાની માની, ખાલી શું કરવા માથું ફોડે છે ! તારે અમારા વેપારના કામમાં વચ્ચે બોલવાનું શું કારણ છે ?" રણછોડદાસે ગુસ્સામાં કહ્યું.

"પણ જુઓને, પાંચ સાત દિવસમાં તમારૂં શરીર કેવું સુકાઇ ગયું છે ! મારો જીવ બળે છે ત્યારે આટલું પૂછું છું." તેવીજ ભાષામાં વધારે નરમાશથી બોલ્યાં.

"પાછી ડહાપણ ડાહી શું કરવા બને છે ? શું કરવા જીવ બાળે છે ? તું તારે કરતી હોય તે કરની. અમે અમારૂં ફોડી લઇશું." વધારે ગુસ્સામાં રણછોડદાસે કહ્યું.

"વહાલા, તમે કહો છો એ ખરૂં, પણ આ જીવ તમારાથીજ છે. તમારાજ સુખે સુખ અને દુઃખે દુઃખ માનનારી તમારી દાસી સદા તમારૂંજ ચિંતવન કર્યા કરે છે. માનો કે ન માનો, પણ વિચાર કરો કે તમારા જીવને ચિંતા થાય તો મારો જીવ કેમ ના બળે !

તમે સમજુ છો. હું અજ્ઞાન દાસી વધુ કહેવાને યોગ્ય નથી." માણેક શેઠાણીએ અતિ કોમળ શબ્દોમાં અને પતિ પ્રત્યેની સંપૂર્ણ પ્રેમ ભરી લાગણીથી જવાબ દીધો.

"એવી મોંઢાની મીઠાશ મારે નથી જોઇતી. જવા દે એ પંચાત આખા દિવસના થાકયા પાકયા જંપવા દઇશ ?" રોશમાં આવી રણછોડદાસે કહ્યું.

હવે માણેક શેઠાણી વધારે શું કહે ? આ વેળાએ તેમના હૃદયમાં કેટલું દુઃખ થયું હશે તે માત્ર હૃદયને ચીરી જોવાથીજ માલુમ પડે કે તેમાં બળતા અંગારાની ધમણ કેવી સળગી રહી છે ! તેમનું હૃદય બળીને ભસ્મ થઇ ગયું હતું. નુકશાન માટે તેમના મનને ઝાઝો ખેદ નહીં હતો. પણ પોતાનો પતિ જે ચિંતા રૂપી ચિત્તામાં બળતો હતો તેથી તેમનું હૃદય કંપતું હતું. તેમના હૃદયમાં પતિ પ્રત્યે પ્રેમ હતો. પતિના અવગુણો તે બીલકુલ લક્ષમાં લાવતાં નહીં. તે દરેક વાત જાણતાં હતાં. સટ્ટાના નુકશાનના આંકડા તેમના કાને અથડાયા હતા. પ્રાણુલાલના પ્રપંચો તેમની નજર આગળ રમતા હતા. માણેકશેઠાણીના ડહાપણનો પાર નહીં હતો. પોતાના પતિનાં દરેક કામ બારીકીથી અવલોકતાં હતાં. પણ શું કરે ? તેમના ઉપર શેઠની પ્રીતિ નહીં હતી. તેમની વાત શેઠ કાને ધરતા નહીં હતા. દિવસ વાંકો હોવાથી શેઠાણી જે સારૂં કહેતાં તે સવળું અવળુંજ ભાસતું હતું. અને તેથી તે નિરાશ થઇને બેઠાં હતાં. રણછોડદાસ શેઠ કોઇનું માને એમ નથી એ વિષે તેમની ખાત્રી થવાથી કોઈની પાસે કહેવડાવવું પણ તેમ કરવું ડહાપણ ભર્યું વિચાર્યું નહીં, કારણ કે તે સમજતાં હતાં કે કોઇની પાસે પેટની વાત કર્યાથી કંઇ દુઃખ કમી થતું નથી અને પોતાની જાંગ ઉઘડે છે.

માણેક શેઠાણીના ગુણની કીમત રણછોડદાસ શેઠે ન જાણી. આ કીમતી ઝવાહિરની પરિક્ષા કરવાને તે પાત્ર નહીં હતા, તેમની કીમતી અને અતિ ઉપયોગી સલાહ પ્રમાણે વર્તી સુખ ભોગવવાનું શેઠના ભાગ્યમાં લખ્યું નહીં હતું, પ્રેમી કવિ દયારામે "પ્રેમ" વિષેના પદમાં જે ગાયું છે કે "જે કોઇ પ્રેમી અંશી અવતરે, પ્રેમ રસ તેના ઉરમાં ઠરે." તે પ્રમાણે પ્રેમાંશી અવતરેલી, પ્રેમમાં ઉછરતી, પ્રેમ ભરી પ્રેમદાના અંતઃકરણમાં વસેલા પવિત્ર પ્રેમનું પાન કરવાને તે જનમ્યા નહીં હતા તેમની નિર્મળ અને મધુર વાણીથી પ્રેમના રસનું પાન કરવાને અને તેથી પેદા થતા અનુપમ લાભ લેવાને રણછોડદાસ શેઠનો અવતાર નહીં હતો. તેમજ તેમના કોમળ હૃદયના ઉત્સાહને પોતાના હૃદયના તેવા જ કોમળ ઉત્સાહ સાથે ભેળી ઐહીક અને પારમાર્થીક સુખ ભોગવવાને આ શેઠ લેખ લખાવી લાવેલા નહીં હતા. આ પવિત્ર પદ્મણી, સદ્‌ગુણી શેઠાણીને લાયક રણછોડદાસ શેઠ ન નિવડ્યા. માણેક શેઠાણીની સદ્‌વૃત્તિ અને તેમના રૂડા ગુણોનો લાભ લેવાને રણછોડદાસ શેઠ ભાગ્યશાળી થયા હોત તો તેમના ભાગ્યનો પાર રહ્યો ન હોત, અને સ્વપ્નમાં પણ દુઃખ જોવાનો સમય ન આવતાં, ઉત્તમ સુખના ભોક્તા થાત. પણ ભાવિના લેખ વિના કંઈ બનતું નથી.

સુખે દુખે રાત કહાડી, સવાર થઇ, બપોર થવા આવ્યા. પ્રાણલાલ આવ્યો, અને બન્ને મિત્રો વાતોમાં રોકાયા, માણેક શેઠાણી ઉઠ્યાં, પોતાના યોગ્ય ગૃહકાજ કરી, નાહી ધોઇ, દેવ દર્શન કરી, નિવૃત થઇ એક કોચ ઉપર બેઠાં. અને લમણે હાથ મૂકી વિચાર કરવા લાગ્યાં, "પૂરા ભોગ છે ગરીબો પૈસા માટે મથે છે, પણ અમારે તો પૈસાની પીડાથી રડવાનું છે. ઇશ્વરે પૈસો ન આપ્યો હોત તો સારૂં થાત કે પચીશ કમાત અને પચીશ ખાત. પણ ચાર આંખો ભેળી

કરી મહેનતનો રોટલો ખાઇ સંતોષથી રહેત. આ તો પૈસો ઉલટી પીડા થઇ પડયો છે. મારો અવતાર તો અફળ જ ગયો છે, મારાં માતપિતાએ ભણાવી ગણાવી પૈસાને પરણાવી છે. મેં તો એ પતિને પરમેશ્વર જ માન્યો છે. પણ ઈશ્વરની કેવી ઇચ્છા હશે ! શું બનવાકાળ હશે તે સમજાતું નથી. ભવિષ્ય સારૂં જણાતું નથી. પ્રાણલાલનો સંગ સારો નથી. નીચ જાતની સ્ત્રીના કુછંદમાં પડયા તથા સટ્ટામાં લાખો રૂપીઆ લાખની પેઠે ધુમાડો કરી ઉરાડી નાખ્યા એ કારસ્તાન પ્રાણલાલનાં જ. સમજ નથી પડતી કે હવે શું થશે ? નથી કોઈનું સાંભળતા કે નથી કોઇનું માનતા. કોઇ શિખામણના શબ્દો કહે છે તો કડવા ઝેર જેવા લાગે છે. નસીબ ! શું કરવું ! પ્રારબ્ધની ગતિ ન્યારી છે." કેટલોક વખત ઉંડો નિશ્વાસ નાખી, અંતર રડી, પાછાં મનમાં બોલવા લાગ્યાં; "પણ કંઇ રસ્તો કર્યા વિના છૂટકો નથી. પ્રાણલાલની સંગત છોડાવ્યા વિના દિવસ ઘેર આવવાનો નથી, આખરે તો છૂટશે, શેઠ નહિ છોડે. પણ શેઠ પાસેથી પૈસો ખાલી થતાં તેજ લોભી અને પાપી પ્રાણલાલ પાછું વળીને જોવાનો પણ નથી, કેવળ પૈસાનો જ ભૂખ્યો છે, શેઠને ખાલી જોશે એટલે સામું પણ નહીં જુએ અને બોલાવે મોં પણ માંડશે નહીં. દુનીઆ પૈસાની સગી છે, માબાપ, ભાઇ ભાંડું, એક લોહીના સંબંધી તે જ્યારે પૈસાનાં જ થાય છે તો પારકાં પોતાનાં ક્યાંથી થવાનાં હતાં ? ભલા માણસોથી પણ પૈસાના લોભે ગંભીર પ્રકારના અન્યાય થાય છે. બધો કેવળ માયાનો મહિમા થાય છે. મારા સસરાએ લાખો રૂપીઆની દોલત ન મૂકી હોત તો અમે કેવાં સુખી હોત ? આ દિવસ કદી ન આવત, આપ કમાઇનો ટહાડો રોટલો પરમ સુખ આપત. જે સુખ શ્રીમંતોના મહેલમાં નથી તે ગરીબોની ઝુંપડીમાં છે તેનો મને આજે

પૂરેપૂરો અનુભવ થાય છે. ચાર લાખના મહેલમાં બેઠી છું, પહેરવા ઓઢવાનો ટોટો નથી કે ખાવા પીવાને ખોટ નથી, પણ મારા મનમાં જે ભડકો બળે છે, જે હોળી સળગી રહી છે અને રાત દિવસ જે દુઃખના ડુંગર તળે કચરાઇ બરાડા પાડું છું તે કોણ જાણતું હશે? અને તેની કલ્પના પણ કોને થતી હશે? ગરીબો પોતાની થોડી પેદાસમાં સંતોષ માની રાત્રોની જે મીઠી ઉંઘ લે છે તે વિશ્રાંતિની ઉંઘ અમારે કોઇ દહાડો ઉંઘવાની નથી. હશે પણ એ વિચાર કરવા શું કામના! પ્રાણલાલની સંગત કેમ છૂટે એજ હાલ વિચારવાની બાબત છે. એની સોબતે પૈસો ખાલી થવામાં બાકી નથી. હવે રહ્યું છે પણ શું! બે ચાર લાખ રહ્યા હશે! હા, મારી બેહેનપણી સરસ્વતી છે તેને આજે મળું જો કંઈ સલાહ આપે તો! પેટ ખોલ્યા વિના હવે રસ્તો નથી. દરદ જણાવ્યા વિના દવા થઇ શકવાની નથી. હવે મારાથી સહન નથી થતું! મારી ગંભીરતા હવે ટકી શકતી નથી હદ થઇ છે. પ્રભુ! તારી અવકૃપાને પાત્ર હું શા કારણથી થઇ! તારી અમિદૃષ્ટિ કેમ મારી ઉપર નથી દેખાતી! તારી ઇચ્છા! મારાં કર્મ મારેજ ભોગવવાં જોઇએ. આજે જરૂર સરસ્વતીને મળું થવાનું તો તેનું ધાર્યું છે, માણસનું ધાર્યું શું થવાનું છે! પેલા જ્ઞાનિ કવિએ ગાયું છે કે "ધાર્યું ન થાયે થવાનું તે થાયે, ફોકટ આશાએ જીવ ચુંથાયે." કેવળ મનની આશાઓ મનને રમાડે છે. તે પ્રભુની ઇચ્છા બળવાન છે, તેજ દયાળુ પ્રભુની શકિત સમર્થ છે. તે કરે છે એ ઉત્તમજ કરે છે. માણસ ભલે પોતાની અજ્ઞાનતાએ ખોટું માનતો હોય, પણ હમેશાં નિયમ છે કે "ખોટું થાય એ સારાને માટે" એમ બોલતાં હતાં એટલામાં તો જમવાને માટે માણસ તેડવા આવ્યું, ઉઠયાં, ભોજન લીધું અને સરસ્વતિને મળવાના વિચારમાં ગુંથાયાં.

# પ્રકરણ ૧૩ મું



ભુલેશ્વરના રસ્તા જેવો ગીચ વસ્તીવાળો બીજો રસ્તો કોઇકજ હશે. તે રસ્તા ઉપર શાકમારકીટ, વલ્લભાચાર્ય મહારાજોનાં મંદિરો તથા ભુલેશ્વર વગેરે દેવાલયો આવેલાં હોવાથી તે રસ્તો સ્ત્રીપુરુષોથી હમેશાં ભરચક જોવામાં આવે છે. એક દિવસે શ્રીમંત તથા ગરીબો હાથમાં શાકની ઝોળી લેઇ અથવા ચાકરના હાથમાં આપી કે મજુરને માથે શાક ભાજી ઉપડાવી તે રસ્તે જતા જણાતા હતા. મંદિરોમાં દર્શને આવનારાઓમાં કેટલાક કમરો બાંધી દોડતા તથા કેટલાક ટોળે મળી દર્શન કરવા જતા હતા. તેમાંના કોઇક તો "જે જે"ના જોશથી પોકાર કરી મંદિરમાં દર્શનને ટેરો આવતા અટકાવવાને માટે 'વૈષ્ણવ આવે છે' એવી ચેતવણી આપતા હતા. સ્ત્રીઓનાં ટોળાં બહુ દેખાતાં હતાં જેમાં નાની અને મોટી, જુવાન અને વૃદ્ધ વિધવા અને સધવા, શ્રીમંત અને ગરીબ અબળાઓ દર્શનને માટે પ્રેમઘેલી થઇ કેટલીક ઠરેલપણે ચાલતી અને કેટલીક નાચતી અને કૂદતી જણાતી હતી. વખત સવારના નવ વાગ્યાનો હતો.

આ સમયે એક યુવાન અબળા, જેનું વય આશરે બાવીશનું હશે, તે તે રસ્તા ઉપરના દિવાનખાનાની એક બારીએ હાથમાં વર્તમાનપત્ર લેઇ ખુરશી ઉપર બેસી વાંચતી હતી. શરીર ઉપર એક સાદો સફેત સાળું અને એક સફેદ વાસ્કુટ પહેરેલાં હતાં ઘરેણું કંઇ જણાતું નહીં હતું, ફક્ત હાથમાં એક એક સોનાની બંગડી હતી. અને બન્ને કાનમાં ઉંચા મોતીનાં લવીંગીઆ હતા, પણ તે સ્ત્રીના ઇશ્વરી તેજ આગળ ઘરેણાનું કૃત્રિમ તેજ શા હિસા-

બનું ! તેના મુખારવિંદની ગોળ આકૃતિ, મોટી શોભાયમાન આંખોમાં ચળકી રહેલી કાળી કીકીઓ, અર્ધચંદ્ર સમાન પ્રકાશ પામી રહેલું ભવ્ય કપાળ, નહીં લાંબુ, નહીં ટુંકું પણ મુખની આકૃતિની શોભામાં વધારો કરે એવું નાક અને કવિઓએ જે પરવાળાંની ઉપમા આપી છે એવા હોઠ એ સર્વ એવા તો મોહક હતાં કે કવિઓની કલ્પના શકિતને સાધનરૂપ થઇ પડે માટે જ બ્રહ્માએ એ ઘાટ ઘડયો હશે એમ અનુમાન થતું હતું. તેના કપાળના ભાગમાં વાળની જે રચના કુદરતે કરી હતી તે તેના મુખની શોભામાં ઘણો જ વધારો કરતી હતી, મુખના પ્રમાણમાં જ શરીરના બીજા અવયવો હતા, જેની તુલના કરવાનું વાંચનારને જ સોંપી આપણું પ્રકરણ આગળ ચલાવીએ.

ભણેલી અને ગણેલી, ડહાપણવાળી અને સુજ્ઞ, ગંભીરતાવાળી અને સદા ચક્ષુઓ નીચાં ઢાળી જોનારી પૂર્ણ વિનય અને વિવેક વાળી તથા સ્ત્રી મર્યાદાની સિમા મુકરર કરનારી આ અબળા બારી આગળ બેઠેલી છે. વર્તમાનપત્ર વાંચે છે, પણ વખતો વખત દ્રષ્ટિ બારીની બહાર ફેંકતી જાય છે. એટલામાં મોટા આરબી ઘોડાની જોડી થણુથણાટ કરતી ચાલી જતીનો અવાજ તેને કાને પડયો. શરીર જરા ઊંચું કરી, ડોકું બહાર કહાડી, નજર કરતાં રણછોડદાસ શેઠની ગાડી દેખાઈ, તરત જ આ યૌવનાના મનમાં જરા આંચકો લાગ્યો. રાતના પોતાના સ્વામિએ કરેલી વાત યાદ આવી. પાંચ છ લાખ સટ્ટામાં ખોયા તે વાત આખા શહેરમાં ચાલી રહી હતી, વર્તમાન પત્રોમાં પણ છપાઈ ચૂકી હતી અને કહેવાતાં મોટાં ઘરોમાં જોશથી ચરચાવા લાગી હતી. તે વાત પોતાના કાને આવતાં મી. ચતુરદાસે પોતાની સ્ત્રીને કહી હતી. રણછોડદાસ શેઠ ઉપર નજર કરતાં તે

સઘળી વાત યાદ આવી. મનમાં ખેદ થયો અને વર્તમાન પત્ર બાજુએ મૂકી ઊંડા વિચારમાં પડી.

મી. ચતુરદાસ હાઇકોર્ટમાં સદર અદાલતમાં વકીલાતનું કામ કરતા હતા. પરીક્ષામાં પસાર થએ ચારેક વર્ષ થયાં હતાં, બોલવાની છટા સારી હોવાથી ધંધામાં ઠીક આગળ વધ્યા હતા. સ્વભાવ પણ મળતાવડો હતો, દરેક કામ પોતાની પાસે આવતું તેનું બારીકીથી અવલોકન કરી. કામ જો ખરૂં હોય તોજ તે હાથમાં ધરતા. નહીં તો ચોખ્ખી ના પાડતા, પણ તે સાથે ગરીબો ઉપર તેમની દયાદ્રષ્ટિ ઘણી હતી. કોઇ પણ નિરાધાર લાચાર માણસને સહેજ પણ અન્યાય થાય એવું તેમની નજરમાં આવતું તો પોતાનો અમૂલ્ય વખત રોકી કે વખતે પૈસાની પણ સહાયતા કરી તે કામ માથે લેતાં, અને તેનો વાજબી ન્યાય થતાં સુધી તેની પછવાડે ખંતથી મંડતા હતા. કોર્ટમાં બેઠા બેઠા કેટલાક મિત્રો સાથે વાતો કરતા હતા તે વેળાએ રણછોડદાસ શેઠે સટ્ટામાં પૈસા ગુમાવ્યાની વાત નીકળી હતી તથા તેમના સંબંધમાં બોલાતી અનેક વાતોની ચર્ચા ચાલી હતી. તે વેળાએ તે શેઠની નીતિ રીતિ ઉપર ઘણી ટીકા થઇ હતી.

મી. ચતુરદાસ સાંજના ઘેર આવ્યા, વાળુ કરી નિવૃત્તિથી બેઠા સરસ્વતિ પાસ ખુરસી નાખી બેઠી. પતિ પત્નિ વિનોદ કરતાં હતાં તે વખતે રણછોડદાસ શેઠની વાત પોતાના વકીલ મિત્રમંડળમાં થયલી તે મી૦ ચતુરદાસે કહી. રણછોડદાસ પૈસા કેવી રીતે ઉડાવે છે કેવા કુછંદમાં પડ્યા છે, હજારોનો કેવો આંધળો ખરચ રાખ્યો છે, સટ્ટામાં લાખો રૂપીઆ ગુમાવી કેવા લોકોની હાંસીને પાત્ર થયા છે તે વિષે લાંબી વાત ચાલી. આ વાતથી સરસ્વતિને બહુ ખેદ થયો, આ વાત બીજે દિવસે રણછોડદાસ શેઠને જોતાં યાદ આવવાથી વર્ત-

માન પત્ર બાજુ મૂકી વિચારમાં પડેલી સરસ્વતિને બારીએ બેઠેલી વાંચનારે જોઇ.

સરસ્વતિ અને માણેક શેઠાણી બન્ને નાનપણથી ઘાડા સંબંધમાં આવેલાં હતાં, કાળકાદેવી ઉપરની એક કન્યાશાળામાં સાથે વિદ્યાભ્યાસ કર્યો હતો. પાંચમું ધોરણ પૂરૂં કરી છઠ્ઠી ચોપડી ભણતાં લગ્નનો સમય થવાથી બન્નેએ સાથે નિશાળ છોડી હતી, સ્વભાવ અને પ્રકૃતિ બન્નેની સમાન હતી, તેથી તેઓ વચ્ચેનો સ્નેહ ઊંડો હતો, બન્નેનું વર્તન નાનપણથી સરખું હતું, બન્નેનો બ્હેનો સમાન સ્નેહ હોવાથી પોતાની સખી માણેકના સ્વામિની વાત પોતાના પતિના મુખમાંથી સાંભળી સરસ્વતિને ઘણો પરિતાપ થયો હતો, અને વર્તમાન પત્ર દૂર મૂકી વિચાર કરવા લાગી કે "જ્યારે રણછોડદાસની આવી વર્તણુંક છે ત્યારે માણેકને મન કેટલું દુઃખ હશે! માટે હું આજે જરૂર માણેકને મળું, અને કંઇ દિલાસો તો આપું" એમ વિચારી પોતાની બ્હેનપણીને મળી તેના મનની વાત કહડાવી બનતી રીતે તેના મનને શાંત કરવા નિશ્ચય કર્યો, કેવી સુજ્ઞ સખી! કેવી સમજુ બ્હેનપણી! પોતાની સખીની સ્થિતિ વિષે જો કે તે જાણતી નથી તો પણ માત્ર અનુમાન અને કલ્પના જ કરીને આટલો ખેદ કરે છે તો જ્યારે સઘળી હકીકત તેના જાણવામાં આવશે અને પોતાની બ્હેનપણીના સંસાર સુખની દુઃખદ સ્થિતિનું ભાન થશે ત્યારે તેના પરિખેદનો શું પાર રહેશે! નહીં જ.

માણેક શેઠાણીની ભલાઇનું શું કહેવું! તેમજ તે ઘણા ગંભીર હોવાથી પોતાના ઘરની સહેજ પણ વાત બહાર જવા દેવાને કદી પણ વાજબી વિચારતાં નહીં, પોતાની જાંગ ઉઘાડવામાં કંઈ પણ લાભ નથી, પોતાનું દુઃખ કોઇ પાસે રડવાથી તે કોઇ લઇ શકતું

નથી અથવા ભાગ્યે જ ઓછું કરી શકે છે એ વાત તે સારી રીતે સમજતાં હતાં, પોતાના પૂર્વજન્મના સંસ્કારે તે ભોગવવું જ જોઇએ અને તે પણ સહન કરીને જ, એ બાબતમાં તેમનો વિચાર દૃઢ હતો તેમજ એ દુઃખ એવા પ્રકારનું હતું કે કોઇ પણ બ્હેનપણી તે કમી કરી શકે એમ નહીં હતું, સ્વામિ સ્વતંત્ર અને નિરંકુશિત છે, સ્વચ્છંદે વર્તે છે, કોઇનું પણ માને તેવો સ્વભાવ નથી તેથી પોતાના ઘરની હલકાઇ અને પોતાના પતિના દોષો બહાર દેખાડવામાં માણેક શેઠાણી પાછાં હઠતાં હતાં, તો પણ દરેક ચીજની હદ હોય છે, હદથી બહાર ગયા પછી વાત હૈયામાં કે હાથમાં રહેતી નથી, સર્વ સહન કર્યું, પણ જ્યારે લાખો રૂપીઆ સટ્ટામાં ખોવા માંડયા અને અનીતિની ચાલ માટે અતિ ચકચાર થવા લાગી ત્યારે નિરાશ થઇ, હિમ્મત હારીને બેઠાં અને છેલ્લો પ્રયત્ન પોતાના સ્વામિને અન્યદ્વારા સમજાવવાનો પ્રયત્ન કરવાને પ્રવર્ત થયાં. પોતે કરેલા પ્રયત્નમાં નિષ્ફળ નિવડયા પછી હૃદય પણ બહુ ભારે થઈ ગયું હતું, તેથી લાંબો વિચાર કરી પોતાની સખી સરસ્વતિ પાસે હૈયું ખાલી કરવાના અને તેમના પતિ દ્વારે કંઇક કહેવડાવાના ઠરાવ ઉપર આવ્યાં.

સરસ્વતિએ તો સવારનો જ મળવાનો નિશ્ચય કરેલો હતો, એ વાગે પોતાના ચાકર રામાને બોલાવી નીચે પ્રમાણે ચીઠી આપી રણછોડદાસ શેઠને ત્યાં મોકલ્યો—

## પત્ર.

**વહાલી બહેન માણેક,**

બ્હેન, ઘણા દિવસથી તમારો મેળાપ થયો નથી, આજે સાડાત્રણ વાગે હું તમારી પાસે આવવાની છું, માટે તે સમય તમને અનુકુળ છે કે કેમ તે જણાવશો, મળવાને હું ઘણી આતુર છું.

લી૦ સ્નેહાધિન સખી.

સરસ્વતિ.

પત્ર લઇ રામો ચાલ્યો. રણછોડદાસ શેઠના ઘર પાસે આવી પહોંચ્યો, અને જુએ છે તો માણેક શેઠાણી બ્રુમ ગાડીમાં બેસવાને જાય છે. એક પગ જમીન ઉપર અને બીજો પગ ગાડીની પગથી ઉપર મૂકેલો છે. રામાએ જઇ ચીઠી આપી. માણેક શેઠાણીએ લઇ વાંચી. રામાને ગાડી ઉપર બેસવાને કહ્યું અને ગાડી સરસ્વતિના ઘર તરફ હંકાવી.

સરસ્વતિને ઘેર માણેક શેઠાણી આવ્યાં. સરસ્વતિ કપડાં પહેરતાં હતાં અને રામો જવાબ લઇ આવે તો ગાડી જોડાવવાની વરધી આપવાને ખોટી થતાં હતાં. એટલામાં રામો ઉપર આવ્યો અને કહ્યું. " માણેક શેઠાણી આવ્યાં " " ક્યાં છે ? " ચમકીને સરસ્વતિએ પૂછ્યું. "દાદરમાં" રામાનો ઉત્તર સાંભળી સામાં ગયાં અને હાથ પકડી બન્ને સાથે દિવાનખાનામાં આવ્યાં. બન્ને બહેનો સામાસામી બારી આગળ ખુરસી ઉપર બેઠાં અને વાતોએ વળગ્યાં.

"બહેન, ઘણાં દિવસ થયાં અવાયું નહીં હતું. આજે સવારે સહેજ વિચાર થયો, અને હમણાં કપડાં પહેરી આવતી હતી એટલામાં તો તમે આવ્યાં." સરસ્વતિએ કહ્યું.

"હા. હું પણ ઘણા દિવસ થયાં ઝંખી રહી હતી. પણ શું કરૂં બહેન, શરીર પણ જરા નરમ રહે." માણેકે ધીમે સાદે ઉત્તર આપ્યો.

બહેન, તમારૂં શરીર તો હમણાં ઘણું લેવાઇ ગયું. મોઢું પણ તદ્દન પડી ગયું લાગે છે. જીવ બહુ ઉદાસ જણાય છે કેમ !"

"હા બહેન, હમણાં એમજ ચાલે છે. ચિંતા બુરી ચીજ છે. ચેહ સારી પણ ચિંતા ભુંડી છે. શું કરીએ બહેન, કંઈ કહેવાની વાત નથી. " માણેક શેઠાણીએ જરા નિઃસાસો મૂકી ઉત્તર આપ્યો.

"ત્યારે શું ચિંતાથી શરીર આવું કરી નાંખ્યું ?" દિલગીરીથી સરસ્વતિએ પૂછ્યું.

"ચિંતા ખરી ડાકણી છે. પેલી કહેવત કંઇ ખોટી નથી કે,–

ચિંતાથી ચતુરાઈ ઘટે, રંગ રૂપ જલ જાય;
ચિંતા બડી અભાગણી, કાટ કલેજા ખાય.

બ્હેન, શું વાત કરૂં ? મારા અંતઃકરણમાં ચિંતાનો જે તાપ તપી રહ્યો છે, તેના પ્રમાણમાં હું આજ સુધી બળી ભસ્મ નથી થઇ એજ ખરી નવાઇની વાત છે. કોણ જાણે શું કારણ હશે કે ઇશ્વરની શી ઇચ્છા હશે ? ભવિષ્ય કેવું થશે તે સમજાતું નથી." ગદ્ગદિત કંઠે માણેક શેઠાણી બોલ્યાં.

એમ હઇયું પોચું શું રાખો છો ? તમારા જીવને દુગ્ધા બહુ છે તે હું જાણું છું. ગઇ કાલેજ તમારા બનેવી વાત કરતા હતા, અને સટ્ટાની વાત તો તેમણેજ મને કહી. તે સાંભળી મારો જીવ ઘણો બળ્યો, અને તેટલા માટેજ ખાસ આજે આવવા હું તૈયાર થઇ હતી. તમારા જેવાં સમજુને તો બ્હેન વધારે લાગે હું સમજુ છું કે એ વાતથી જ્યારે મારૂં કાળજું ઉથળી ગયું તો તમને કેટલું લાગ્યું હશે, પણ શું કરવું ! ઉપાય શું ? "

"બહેન, શું સાંભળ્યું છે ?"

"શું કહું ! તમારાથી કંઇ અજાણ્યું નથી. પાંચ લાખનો ગોટો વાળી નાખ્યો. તમારા બનેવી પણ જીવ બાળતા હતા કે આવું ઉંધું ક્યાંથી સૂઝે છે ! વળી કોઇ નીચ સ્રીની સંગતમાં પડયા છે, અને પ્રાણલાલે ખરાબી કરવામાં બાકી નથી રાખી."

"બ્હેન, આખા શહેરમાં આવા ભવાડા થઇ રહ્યા છે. મારી ન્યાતના લોકો મોં ભરી વાતો કરે છે. હું તો બળીને બાવટો

બની ગઇ. જગતના મોઢે ઢાંકણું ક્યાં દેવાય? સાચું કહો આ બધું મારાથી કેમ સહન થાય?"

સહન ન થાય એ ખરી વાત છે, પણ તેને માટે આમ જીવ ભડકે બાળવો એ શું કામનું? એથી શું વળે? કંઇ ઉપાય કરીએ. દરદ થયું તેને માટે દુઃખા કરે કંઇ દરદ મટવાનું નથી પણ દવા કરવાથીજ દરદ દફે થાય છે."

શો ઉપાય કરવો? બહેન, રસ્તો કાંઈ સુઝતો નથી. મનમાં બહુ મુઝાઉં છું. હૃદયું ભરાઇ આવે છે. બાવરી બનવા વખત આવી છે. આજ તો ન ખમાયું ત્યારેજ હૃદયું ખાલી કરવા બ્હેન તારી પાસે આવી છું. (માણેક શેઠાણીની આંખમાં પાણી ભરાઇ આવ્યું તે રૂમાલવતી લુછતાં બોલવા લાગ્યાં) બ્હેન, એક પ્રકારનું દુઃખ હોય તો હું ના ગણું, પણ આ તો ચારે બાજુથી સળગ્યું. ત્યાં હોલવવા ક્યાં જવું? મારી ઉપર દુઃખનો ડુંગર તુટી પડયો છે. દુઃખનાં કંઇ ઝાડ ઉગતાં નથી કે દેખાય! પૈસાને હું શું કરૂં? ઓઢું કે પાથરૂં. મારૂં સંસાર સુખ તો ધુળ થઇ ગયું છે, પણ મારૂં ઘર ગવાય છે, તે મારાથી નથી ખમાતું, હવે હું કરૂં શું?" આ પ્રમાણે કોમળ હૃદયની સકુમાર માણેક શેઠાણીએ પોતાનો ઉભરો કહાડયો અને તેમ હૃદયું ભરાઇ આવ્યું અને આંખમાં આંસું ખાળ્યું ન રહ્યું તે સરસ્વતિ રૂમાલ લેઇ લુછતાં પોતાની બાથમાં લઈ બોલ્યાં.

"બ્હેન, આમ શું કરે છે! જરા તો હૃદયું કઠણ રાખ, આટલી બધી નરમ કેમ થાય છે? આમ બાળક બુદ્ધિ રાખીએ! ખુલાસાથી વાત કર, તેનો ઉપાય કરીએ."

"વાત કરવાને અને હૃદયું ખાલી કરવાને તો આવી છું પણ હૃદયું હાથ નથી રહેતું. મારે રહેવાને મોટો બંગલો છે, પહેરવાને

કપડાં લતાં અને દરદાગીના છે. બેસવાને ગાડી ઘોડા છે, પણ એ બધું શું કામનું? જે સ્ત્રીને સ્વામિનું સુખ નથી, જે સ્ત્રી પ્રત્યે પતિનો પ્રેમ નથી, જે સ્ત્રીને સ્વામિ તરફનો સંતોષ નથી તેને અન્ય સુખ તૃણ બરાબર છે, તેના જેવી દુઃખીઆરણ અને અભાગણી બીજી કઇ સ્ત્રીને સમજવી?"

"બહેન, ખરી વાત છે. એ તો બન્નેને અન્યોન્ય છે. પુરૂષને જો સ્ત્રી ખરાબ મળે છે તો તેના દુઃખનો પણ પાર નથી રહેતો. કહ્યું છે કે—

સર્વ દુઃખ તો સાંખીએ, કહાડી કર્મનો વાંક;
પણ ભૂંડી જેની ભારજા, એ દુઃખ આડો આંક.

બહેન, ગભરાય છે શું કરવા? દુનીઆમાં દુઃખ કોને નથી? બધાને છે. થોડું કે ઘણું સુખનું તો સ્વપ્નું છે પણ દુઃખનો તો દરીઓ છે, તેજ તરી પાર જવાનું છે. હિમ્મત રાખ. ઉપાય કર. આપણામાં તો ઘેર ઘેર માટીના ચુલા છે, કોઇની વાત કરવા જેવું નથી."

"પણ બહેન, મારો અવતાર તો એળેજ ગયો છે પતિ સુખ પામવામાં પૂર્ણ દુર્ભાગ્યણી છું. કોઇ દિન નથી સાથે બેઠાં કે હસીને વાત કરી. વાત કરૂં તો અપમાન અને તુંકારા વગર વાત નહીં. કુછંદમાં પડયા છે. તેની પછવાડે લાખો રૂપીઆ ખરચી નાખ્યાં. એનેજ દેખે છે, અને સાંજ પડયાને પાથર્યા રહે છે, લોકોમાં વાતો થાય છે. તેમની અપકીર્તિ ગવાય છે તે મારાથી સાંભળી શકાતી નથી. રૂપીઆને નથી રડતી પણ લાજને રડું છું."

"કાયર થવાનું કામ નથી. બહેન, ધીરજનાં કામ છે. ચાર દિવસ એવા હશે તે જતા રહેશે સહુ સારાં વાનાં થશે."

"પણ એ હઠીલા બહુ છે. કોઇનું કહ્યું માનતા નથી અને હજુ

પણ માને એમ લાગતું નથી. પ્રાણલાલે જાણે ભુરકી નાંખી ન હોય? એ પાય એટલુંજ પાણી પીએ છે. જેમ એક સાપ મોરલીના નાદમાં મગ્ન થઇ ડોલે છે તેમ પ્રાણલાલની મોરલીમાં કોણ જાણે શો જાદુ ભર્યો છે કે તેનાજ તાનમાં તે તણાય છે."

"ધીરજ રાખ. ધીરજનાં ફળ મીઠાં છે. શું કરવા આટલો બધો ક્લેશ કરે છે! જોને શરીરમાં શું રહ્યું છે. નર્યાં હાડકાં છે. આગળ તારૂં શરીર કેવું હતું? તું ભણી ગણી શું કામની? ઈશ્વર ઇચ્છા ઉપર તને વિશ્વાસ નથી? પ્રભુ કરશે એ ઉત્તમજ કરશે. તું તારાથી બનતો પ્રયત્ન કર. પછી તો પ્રભુની ઇચ્છાને આધિન થઇ રહેવું એ આપણો ધર્મ છે."

"બહેન, તમારૂં કહેવું ખરૂં છે પણ એક વાતની લહાય હોય તો બળ્યું. આ તો બધી પારથી ઉપાધિ છે. મારા બનેવી આ બધી વાત જાણે છે, તેઓ કંઇ યુક્તિ કરી તેમને શિખામણ ન આપે?

"બહુ સારૂં. આજેજ રાતના હું વાત કરૂં, કોઇપણ રસ્તે ઠેકાણે આવે તો ઠીક. બધી સોબતની અસર છે. ખરાબ સંગતનુંજ આ પરિણામ છે. સંગ તેવો રંગ લાગ્યા વિના રહેજ નહીં. પ્રાણલાલને બદલે કોઇ સારો સોબતી મળ્યો હોત તો રૂડુંજ ફળ આવત. પણ ભાવિ કાળ કોણ મટાડી શકે?"

"બહેન, આ પતિ ઉપર મારો અભાવ છે એમ લેશ પણ સમજીશ નહીં, અને અભાવ લાવું તો મારા સ્ત્રીપણાને દુષણ લાગે. હું એમ સમજું છું કે મારૂં પાનું કોઈ ગરીબને ત્યાં પડયું હોત તો હું વધારે સુખી માનત. આ તો અંતર હોળી સળગે છે અને બહાર દીવાળી દેખાય છે."

"ચિંતા ન કરો, દુનીઆમાં એમજ સુખ દુઃખના દિવસ સર્વને

ભોગવવા પડે છે. હું આજેજ તમારા બનેવીને કહીશ. સઉ સારૂં થશે."

"થવાનું તો ઇશ્વરનુંજ ધાર્યું છે. લખ્યા લેખ મિથ્યા થવાના નથી. મન ઘણુંએ મારૂં છું, પણ વિચાર આવે છે ત્યારે વિમાસણ થાય છે."

આ વાત અહીંથી અટકી. બીજી આડી અવળી વાતો પણ કેટલીક થઇ. પાંચનો ટકોરો ઘડીઆળમાં થયો. ચાકરે ચા કરી હતી તે બે ચાંદીના વાટકા ભરીને લાવ્યો. બન્ને સખીઓએ પીધી. પાન સોપારી ખાધાં, સાથે ઉઠયાં, નીચે ઉતર્યાં, માણેક શેઠાણી ગાડીમાં બેઠાં, અને પોતાને બંગલે ગયાં.

સરસ્વતિ પાછી ઉપર ગઇ, અને વિચાર કરવા લાગી—અરેરે! માણેકને કેટલી વ્યાધિ છે! નસીબવાળી તેજ સ્ત્રી કે જે પતિ સુખ ભોગવવા ભાગ્યશાળી હોય. આપણો સંસાર બહુ કથળી ગયો છે. માબાપો પોતાની છોકરીઓને વેવિશાળ કરતી વખત છોકરાંઓની યોગ્યતાનો બીલકુલ વિચાર કરતા નથી. નામનુંજ ઉંચું કુળ જુએ છે. માણેકને સારો વિદ્વાન, ગુણિયલ અને પ્રેમિલો પતિ મળ્યો હોત તો તેના પ્રેમનું પાત્ર નિવડત અને દંપતિ સદા સુખમાં કલ્લોલ કરત. પણ પેલી ગાંડી કહેવત પ્રમાણે થયું છે કે—

ચતુરકુ ચિંતા દીની, મુરખકુ દીઓ દામ;
અકરમીકુ રંભા દીની, લિખતેં ભૂલ્યો શ્યામ.

રણછોડદાસ શેઠ જેવા મૂર્ખ માણસને ઇશ્વરે પૈસો આપ્યો, અને માણેક જેવી રંભા સ્ત્રીને ઇશ્વરે એના પાલવે નાખી, બિચારી દુઃખી છે. આજે આવી હૈયું ખોલ્યું, બાકી આટલા દિવસમાં ઘણી વખત મળ્યાં હઇશું પણ એ બાબતમાં મોંઢામાંથી ઉની વરાળ પણ કહાડી નથી. તે સમજુ છે, અને સમજુને જ આપદા છે, રણછોડ-

દાસ હાલમાં ઠેકાણે આવે એમ લાગતું નથી, જ્યારે ઠોકરો ખાશે, પૈસે ખાલી થશે, સ્વાર્થી અને મતલબીઆ મિત્રોનું પોત પરખાશે અને તે વાત તેમના જાણવામાં અને સમજવામાં આવશે ત્યારે જ એમની આંખો ઉઘડશે, ત્યારે જ પોતાના દોષ અને અવગુણો નજરે દેખાશે અને ત્યારે જ પોતાના કર્મોનો પસ્તાવો થયે સુધરશે."

આ પ્રમાણે સરસ્વતિ વિચાર કરે છે એટલામાં મી. ચતુરદાસ આવ્યા, કપડાં કહડયાં, બેઠા, બન્ને વાતોએ વળગ્યાં, માણેક શેઠાણી સાથેની વાત સંક્ષેપમાં કહી જણાવી અને રણછોડદાસ શેઠને મળી પ્રસંગોપાત સદ્બોધ કરી સુમાર્ગે ચાલવા સમજણ આપવાને વિનતિ કરી, પછી કંઇ ઓફીસના કામ બાબતનો પ્રસંગ ચાલ્યો. એટલામાં વાળુનો વખત થયો. બન્ને ઉઠયાં, મી. ચતુરદાસે હાથ પગ ધોઇ, ધોયલું ધોતીયું પહેરી લીધું, સાથે ભોજને બેઠાં. આ જોડું એવું આનંદિત અને સુખી હતું કે તેમનું દ્રષ્ટાંત અનુકરણ કરવા જોગ હતું. જેના ઘરમાં સ્ત્રી પુરૂષ અન્યોઅન્યના ધાડા સ્નેહને વર્તે છે, તેજ ઘર સદા સુખ અને આનંદનું આશ્રમ સ્થાન છે, જે ઘરમાં કદી કલેશ થતો નથી, જે ઘરમાં અનીતિનો આભાસ નથી, જે ઘરના જનો સમાનતાથી, સંતોષથી અને સદ્ગુણથી હળીમળી કલ્લોલ કરે છે અને જે ઘરમાં સદા પવિત્ર, પ્રેમભરી, મર્યાદશીળ, કુશળ અને વિવેક ભારજા સદા ન્યાયબુદ્ધિથી ગૃહરાજ્યનો કાર્યભાર કરે છે તે ઘર કેવળ સ્વર્ગનું ધામ જણાય છે, અને તેમાં વસનાર જનો દૈવી-જનો છે, નર્કકુંડ તો તેજ ઘર છે કે જ્યાં અધર્મ, અનીતિ, અના-ચાર, અન્યાય અને અવિચાર સદા વસેલા છે તથા જ્યાં કુભારજા કલેશ, કંકાસ અને કપટથી કુટુંબમાં અનેક પ્રકારની દુગ્ધા અને વ્યાધિનો વાસ કરાવે છે. ગરીબ બિચારી માણેક શેઠાણી! એક

ઉત્તમ રત્ન અયોગ્ય સ્થળે પડયું છે. બનાવ ભાવિનો છે, ઇશ્વર ઇચ્છાને આધિન થઇ વર્તવું એમાં જ ડહાપણ છે.

## પ્રકરણ ૧૪ મું.

બોરીબંદરનું સ્ટેશન આખા હિંદુસ્તાનમાં પ્રથમ પંક્તિને પામ્યું છે, તેની બાંધણી, તેની રચના અને તેનું નકશી કામ જોનારની આંખને ચકિત કરે છે, તેની પથ્થરની કરામત, ઉત્તમ કારીગરીના નમુના લેખે લાંબો કાળ સુધી આ ભૂમિપર સ્થાઇ રહેશે તેનો બહારનો ભવ્ય દેખાવ, તેનું સુશોભિત કોતરકામ અને આધુનિક સમયના પણ કીસબમાં પૂર્વજોની કીર્તિને જાળવી રાખી—અમર—કરનાર—કારીગરોના હાથે ઘડાયલો ઘાટ આ દેશના કારીગરોની કલમને અભિમાન ઉપજાવે એવાં છે, જેવી તેની બહારની આકૃતિ મોહક છે તેવી જ અંદરની પણ બે ઘડી જીવને આશ્ચર્ય પમાડે એવી છે, આરસપાણના રંગ બેરંગી પથ્થરોના જડાવથી ઉત્તમ રીતે ભરેલો ગાલીચો પાથર્યો હોય એવી રચના દેખાડે છે, તેના વિશાળ અને મોટા પ્લેટફારમો બે ઘડી વિશ્રાંતી લીધાથી મનને આનંદ પમાડે એવા છે. તેની ઓફીસો અને તેની હમેશની માણસોની આવવા જવાની ધામધુમ અને ભીડ કોઇ પણ માણસને જોવાથી નવાઇ લાગ્યા વિના રહે જ નહીં. થોડી થોડી મિનિટોમાં ગાડીઓની આવજાવથી માણસની મેદની સદા ભરીને ભરી જણાતી હતી. આ મેદનીના માણસો ઉપર નજર નાખી અવલોકન કરતાં આ માયિક જગતમાં મનુષ્યના જન્મ મરણના સ્વપ્ન સમાન નાટકના જ્ઞાનની જનમંડળની મનેન્દ્રિપર સારી છાયા પડતી હતી.

રાતના સવા નવ વાગ્યા હતા. સ્ટેશન ઉપર માણસોની ધામધુમ ઘણી હતી. ચૈત્ર એટલે મે મહિનાનો એક દિવસ હતો, * મુંબઇમાં ગરમી વધારે પડતી હતી, તેમાં મુખ્ય કરી પૈસાની ગરમીથી ગભરાયલાઓને તો આ ગરમી બહુ અકળામણ કરતી હતી, અને વાર્ષિક મઝા ઉડાવવાનો ખરચ કરવાને હાથ ચળવળી રહ્યા હતા, સરકારી અમલદારોને ગરમીની રજા પડવાથી કોઇ પુને તો કોઇ લાનોલી, કોઈ ખંડાલા તો કોઈ મહાબલેશ્વર, કોઇ માથેરાન, તો કોઇ ઘાટકુપર જવાને ગાડીમાં બેસવાને સ્ટેશન ઉપર આવ્યા હતા તથા આવતા હતા. શ્રીમંતો, મોટા પગારના અમલદારો, બારીસ્ટરો, વકીલો, પોતાના કુટુંબના માણસો રસોઇઆ ચાકરો સાથે જવાના હોવાથી તેઓનો સરસામાન તોલવાની તથા ચઢાવવાની ઘણી ગરબડ મચી હતી. તેમજ ગાડીમાં જગાની પણ સંકડાસ પડવાનો સંભવ હોવાથી ઉતાવળથી ટીકીટો લેઇ ગાડીમાં ગોઠવાઈ જવાને ઘણાઓ આતુર થઈ રહ્યા હતા. આ સમયે સ્ટેશનની એક બાજુએ એકાંત સ્થળમાં બે યુવાન પુરૂષો ભભકાદાર પોષાકમાં ઉભા રહી ગંભીર વિચાર કરતા હતા. વિચાર તો વધારે કરત પણ ગાડી ઉપડવાની તૈયારી હતી. માત્ર થોડી જ મિનિટ બાકી હોવાથી "ચાલો, વિચાર કરવાનો વખત નથી. એને જુદી ગાડીમાં બેસાડો. સાથે બેસાડવાથી વાત થશે." એકે કહ્યું તેનો ઉત્તર બીજાએ ઉતાવળથી આપ્યો. "હા એમ કરો. જલદીથી ટીકીટો લાવો અને સામાન ઉપડાવો.

આ બે યુવાનો તે રણછોડદાસ શેઠ અને પ્રાણલાલ હતા, સાથે એક રસોઇઓ, બે ચાકર અને ભઇયો હતો, તેઓ ગંભીર વિચારમાં પડયા હતા, તેનું કારણ ખચીત ગંભીર હતું, શેઠની માનીતી જેના પુને સાથે આવવાની હતી તેને કયાં બેસાડવી એ વિચાર હતો.

વેશ્યાની જાત તેમાં પણ તેની સાથેના શેઠના સંબંધથી થોડા જ અજાણ્યા હશે તેથી સાથે બેસાડવામાં લોકાપવાદ અને હાંસીને પાત્ર થવું પડશે, અને આબરૂને વધારે ધોકો લાગશે એમ પ્રાણુલાલનું કહેવું હતું, રણછોડદાસ શેઠની મરજી પોતાની સાથે તે નીચ સ્ત્રીને બેસાડવાની હતી, પણ પ્રાણુલાલની સલાહ સ્વીકારી પહેલા જ વર્ગની ટીકીટ અપાવી જુદી ગાડીમાં બેસાડી, સ્ટેશન ઉપર ભીડ ઘણી હોવાથી અને તેમાં ઓળખાણ પીછાણવાળા ઘણા હોવાથી તેને બેસાડવાનું કામ એક ત્રાહિત માણસને સોંપવામાં આવ્યું હતું, સઘળાં બેઠાં, ગાડી ઉપડી અને ચાલ્યાં.

મુંબઇમાં જુદા જુદા લત્તાઓ ઉપર કેટલાક હલકા માણસો જુગાર રમે છે, એ ધંધાવાળાઓમાં કેટલાક જુગારખાનાં પણ રાખે છે, તેમાં પાસા અને પાનાથી જુગાર રમાય છે. ચીમોડ મુંબાઇમાં જુગાર રમવાને માટે પંકાયલું સ્થાન ગણાય છે, જુગારીઓ ઉપર સરકારનો મજબુત અંકુશ છે. તેઓને પકડી શિક્ષા કરવાને પોલીસ સદા મચેલી હોય છે, આવા જુગારીઓને દંડ થયલો વારંવાર વર્તમાન પત્રોમાં વાંચવામાં આવે છે, સરકારનો કાયદો સખ્ત છતાં પણ જુગાર રમવાનું કામ ધમધોકાર ચાલતું જેવામાં આવે છે, હલકા દેશીઓનો રમવાનો જુગાર નાના પ્રકારનો છે પણ મોટા અને ભારે જુગાર તો અંગ્રેજોનાં મોટાં મંડળોમાં રમાય છે.

"જુગાર તારૂં સત્યાનાશ" આ કહેવત ખોટી નથી. ચોરી, વ્યભિચાર અને જુગાર એ ત્રણ આ જગતમાં એવાં તો ઝેરી મૂળીયાં છે કે તેનું ઘસી પાન કરતાં તો શું પણ વાસ લેતાં તેનું ઝેર રગેરગ પ્રસરી જાય છે, આ ત્રણ, જગતજનોના શત્રુઓએ અનેક જનોના

તન, મન અને ધનનો નાશ કરો, પ્રતિષ્ઠાહિન, મહા વ્યાધિગ્રસ્ત અને ભિક્ષુક બનાવ્યા છે, અને છેવટ નર્કાધિન કર્યા છે. જુગારે જગતની ઓછી ખરાબી નથી કરી! મહાભારતની અમૂલ્ય કથામાં જુગટું રમવાનો કથાપાટ તથા તેથી આવેલું પરિણામ, પાંડવોનો વનવાસ, દ્રૌપદિ સમાન મહાન પવિત્ર દેવીની લજ્જા જવાનો આવેલો સમય એના જેવો બોધદાયક પ્રસંગ બીજે ભાગ્યે મળશે! જુગારથી ખુવાર થયલા અનેક જનોનાં દૃષ્ટાંતો નજરે જોવા છતાં, દીવામાં પતંગીયું પડે તેમ આ એક અસાધ્ય વ્યાધિમાં અનેક જનો સપડાઇ ખુવાર થાય છે, પણ અંગ્રેજ સરકાર રાજ્યની આ એક બલિહાર છે! અને તે શોકજનક છે. કાળી અને ગોરી ચામડી વચ્ચે વારંવાર ભેદથી વર્તન કરવામાં આવે છે તેમ આવી એક અગત્યની બાબતમાં રાજ્ય કરતી પ્રજાનું કામ ટીકાને પાત્ર તો છેજ. દેશીઓ પાસા પાનાથી જુગાર રમે તેઓને શિક્ષા કરવામાં આવે છે. પણ ઘોડાની સરતો, પોલોની રમતો અને ક્રિકેટની મેચોમાં જેઓ મોટા માણસો કહેવાય છે તેઓ સેંકડો અને હજારો રૂપીઆનો જુગાર રમે અને સહેજ વારમાં, આંખના પલકારામાં એક કમાય અને બીજો ખુવે તેને અંગ્રેજી કાયદો છૂટ આપે છે આ રમતોના જુગારમાં સરકારના મોટા અમલદારો પણ ભાગ લે છે. ઘોડાની સરતો અને ક્રિકેટની મેચો જેવી નિર્દોષ ગમતની રમતોને મોટા જનોએ જુગારનું સાધન બનાવ્યુ છે. આ રીતે છૂટથી, ધોળે દિવસે, હજારો રૂપીઆનો જુગાર રમાય અને તેને પરમેશ્વર સિવાય કોઇ પણ પૂછનાર ન હોય એ આ કાળ–જમાનાની–ખુબી નહીં તો બીજું શું સમજવું.?

પુનામાં આજે ભારે ધામધુમ હતી. બહારથી ઘણા માણસો, મોટા અમલદારો, શ્રીમંતો અને દેશી રાજાઓ તથા સરત જોવાના

શોખીનોનો સારો સમૂહાય આવ્યો હતો. કેટલાક નિર્દોષ ગમત મેળવવાને આવ્યા હતા, તો કેટલાક છક્કા પંજામાં ઘુમવાના વિચારમાં હતા. ગણેશખીંડની બાજુએ સરતને માટે સ્થાપિત કરેલી જગાનો દેખાવ ઘણો ભભકાવાળો દેખાતો હતો. ધામધુમ ભારે હતી. લાકડાના જે માંચડા જોનારાઓ માટે ઉભા કરવામાં આવ્યા હતા તેને રંગ બેરંગી કપડાં અને વાવટાઓથી સુશોભિત કરવામાં આવ્યા હતા. તેની બાજુ ઉપરથી માંચડા ઉપર બેસવા જનારાઓને ટીકીટો આપવામાં આવતી હતી. અંગ્રેજ સ્ત્રી પુરૂષો સાથે કેટલાક દેશીઓ પણ બેઠેલા હતા. તેમાં પારસી, હિંદુ અને મુસલમાનોમાં કેટલાક શ્રીમંતોના ચિરંજીવીઓ પણ દેખાતા હતા. એકાદ બે રાજવંશીઓની પધરામણી આ સમૂહાયની શોભામાં વધારો કરતી હતી.

માંચડા ઉપર બેઠેલાઓમાં આ વાર્તાના નાયક રણછોડદાસ શેઠ તથા તેમના મિત્ર પ્રાણલાલ પણ હતા. રૂશીઅન લેધર (ચામડા) ના ઊંચા બુટ ઉપર ઇંગ્લિશ કટનો ઊંચી ફલાલીનનો પાટલુન અને તે ઉપર કીમતી કોટીનનો કટવાળો કોટ ભભકાભેર પહેરેલો હતો અને માથે ટરકીશ કેપ (ટોપી) હતી. આંખ ઉપર શોભાનાં ચશ્માં ચઢાવ્યાં હતાં. હાથમાં નાજુક લાકડી ખાસ સવાસો રૂપીઆ ખરચી ઇંગ્લંડથી મંગાવેલી લટકતી હતી. પ્રાણલાલનો પોષાક પણ એવા પ્રકારનો હતો. આવા ઠાઠમાઠમાં બન્ને મિત્રો (રીઝર્વ્ડ) ખાસ રાખેલી બેઠક ઉપર બેઠા હતા. એટલુંજ નહીં પણ રણછોડદાસ શેઠને સનેપાતનો વ્યાધિ ઉત્પન્ન કરનાર જેનાને એક દક્ષણી ગૃહસ્થ જેવી સ્ત્રીના ઊંચા વસ્ત્રો પહેરાવી પોતાની પાછલી બેઠકમાં બેસાડી હતી. સરત શરૂ થવાનો સમય થયો. ઘણા મહિના અને વર્ષો સુધી ઉત્તમ શિક્ષણ આપી, ભણાવી, ખવડાવી, પીવડાવી તૈયાર કરેલા ઘોડાઓને પોતાનું

પાણી દેખાડવાનો આ પ્રસંગ હતો. તેઓ પોતાની પીઠ ઉપર સ્વારને બેસાડી સરતનું રણસંગ્રામ ગજાવવા માટે સજ્જ થઇ આમ તેમ ધુમાધુમ કરી રહ્યા હતા. તેઓ રંગે રાતા, કાળા, કાબરચિત્રા ધોળા વગેરે હતા. ઘંટો વાગ્યો. રમનારાઓ તૈયાર થઇ ચેતીને ઉભા. સરત છોડવાના નિશાન ધરનાર અમલદારે પોતાનું કામ બજાવ્યું, ઘોડાઓએ વિજળીક ઝડપથી પોતાનો વેગ એવો તો વધાર્યો કે આંખના પલકારામાં તેઓ માર્ગ કાપતા ધસ્તા જતા હતા. જોનારાઓમાં ભારે શોરબકોર થયો. "આ જીત્યો ને પેલો જીત્યો." "રાતો નીકળ્યો પીળો પસાર." એવી બુમોના જબરા અવાજો ગર્જના કરી રહ્યા હતા. કેટલાકના જીવ તો તાળવે બાઝેલા હતા, કેટલાક ચિંતાતુર જણાતા હતા, કેટલાકો ચશ્માંથી અને કેટલાકો દૂરબિનથી ઘોડાઓની દોડવાની ગતિ ઉપર એકી નજરે તાકી રહ્યા હતા. ઘોડાઓની નિયમિત દોડ પૂરી થવા આવી. જેઓ સરતની રમતમાં રમી રહ્યા હતા તેઓનું મન અને ઘોડાઓનું તન લોહચુંબકની માફક એક બીજામાં ખેંચાઇ રહ્યું હતું.

સરતની ચારે રમત પૂરી થઈ. કોઇમાં રાતો, કોઇમાં કાળો એમ ચાર રમતમાં ચાર ઘોડા જીત્યા. નિર્દોષ જોનારાઓ આનંદ અને ઉત્સાહથી વિજયી યોદ્ધાઓને "હુરરેરે" અને તાલીના અવાજોથી વધાવી લેઇ શાબાસી આપતા હતા, અને તે ગર્જનાથી તે સ્થાન ગાજી રહ્યું હતું. જોવાને માટે આવેલાઓ કેવળ આનંદ માનતા હતા ત્યારે માંચડા ઉપર બેઠેલામાંના રમત રમનારાઓ દીલગીરી અને ખુશાલીના સમૂહાયમાંથી છૂટા પડયા. સર્વ જનો પોત પોતાના સ્થાનકે જવા નીકળ્યા. બે યુવાનો જેઓનાં મોં ઉતરી ગયાં હતાં, દીલ ખાટાં થયાં હતાં, મન મંદ બન્યાં હતાં, અને પગ નરમ થયા

હતા તેઓ એક ઘોડાની ખુલ્લી ગાડીમાં બેઠા, અને વિચારમાંને વિચારમાં ધરણુ ઉપર હવા ખાવા જવાનું માંડી વાળી મુકામ પર ચાલ્યા. પછવાડે એક બંધ ગાડીમાં એક ગૃહસ્થની સ્ત્રી જેવી વેશધારી પણ તેઓની પછવાડે આવતી હતી.

રણછોડદાસ શેઠ, પ્રાણલાલ અને જેના ત્રણે જન મુકામ ઉપર આવતાં હતાં. સરત જોવાના માંચડા ઉપર દાખલ થતી વખતે રણછોડદાસ શેઠના મનમાં જે ઉમંગ હતો અને મુખ ઉપર જે લાલી હતી તેમાં આ સમયે ઘણો ફેર માલુમ પડતો હતો તેમની આકૃતિ અને પ્રકૃતિ બદલાયાં હતાં. અંતઃકરણની આરસી એ માણસનું મુખ છે. તેમના અંતઃકરણની દીલગીરી પ્રતિબિંબ રૂપે તેમના મોંઢા ઉપર જણાતી હતી. લાભહાનિની અંતઃકરણમાં થયલી સારી અથવા માઠી અસર પડછાયા રૂપે માણસના મોંની આકૃતિ ઉપર છવાયલી દેખાય છે. આ વખતના રણછોડદાસ શેઠના અને પ્રાણલાલના મનમાં વિચારોની જે ઉથલપાથલ થઇ રહી હતી તે તેમના મોંઢા ઉપરથી વંચાતી હતી. વખતે નિઃસાસા નાંખતા કે વખતે નિસ્પૃહાના ચિન્હો દેખાડતા રણછોડદાસ શેઠ વારંવાર ધીમેથી નરમ શબ્દોમાં પ્રાણલાલ સાથે વાત કરતા–વિચાર કરતા–હતા. પ્રાણલાલની પ્રકૃતિ પાખંડમય હતી. રણછોડદાસ શેઠના મનમાં જે ચિંતા હતી તે કંઇ પ્રાણલાલને નહીં હતી, અને હશે તો તે સહેજસાજ.

રણછોડદાસ શેઠનો જીવ આટલો ચિંતાતુર હોવાનું કારણ સમજવું વાંચનારને મુશ્કેલ પડશે નહીં. ઘોડાની સરતમાં પોતે પણ સરત રમ્યા હતા. તેમાં પણ એક સરતમાં જીત્યા નહીં કારણ કે દિવસ ઘેર નહીં હતો અને પનોતી બેઠી હતી. પહેલી સરતમાં ત્રણ જન સાથે રમતાં દશ દશ હજારની "બીટ" મૂકાયલી તેમાં ત્રીશ

હજાર મૂકેલા અને "બીજીમાં જીતી લેઇશ" એમ મમત કરી "હાર્યો જુગારી બમણો રમે" તેમ ઉપરાચાપરી દાવ મૂક્યા, પણ એકે દાવ પાંસરો પડયો નહીં, અને એંસી હજારની મોટી રકમ ગુમાવી બેઠા. તેથીજ જીવને બેચેની ઉત્પન્ન થઇ હતી.

પુનામાં રાખેલો મુકામ શેહેરમાં નહીં પણ દૂર આવેલા એક બંગલામાં હતો બંગલો બહુ મોટો નહીં હતો પણ ફરનીચર વગેરેથી સારી રીતે શણગાર પામેલો હતો બન્ને ગાડી બંગલામાં દાખલ થઇ રણછોડદાસ અને પ્રાણલાલ ગાડીમાંથી ઉતર્યા, અને બંગલાની ગ્યાલેરીમાં હિંચકે હિંચતા બેઠા, જેના બીજી ગાડીમાંથી ઉતરી કે તરત હસતી લટકો અને મટકો કરતી રણછોડદાસની સામે ખુરશીએ બેઠી અને વાતચીતમાં રણછોડદાસને એવા ભોળવી નાંખ્યા કે ચિંતા ચિતમાંથી ખસી ગઇ અને પાછા હસવા રમવામાં પડયા. થોડો વખત થતાં જમવાને ઊઠયા. જમતાં જમતાં ઠઠ્ઠા મશ્કરીઓ ચાલુજ હતી. ઉઠી પાનસોપારી ખાઇ, કોઇને મળવા જવું છે એવું નિમિત દેખાડી ગાડી જોડાવી બન્ને મિત્રો ચાલ્યા.

આ બે મિત્રો આટલી રાતના કયાં ગયા ? નહીં કોઇને મળવાનું હતું કે નહીં કોઇનું નોતરૂં હતું પણ તેઓને એક ખાનગી વિચાર કરવાનો હતો. સરતમાં ખોયાની વાત જેનાને કાને નાખી નહીં હતી, અને તે બાબત તેને જાણ કરવાની પણ જરૂર જોઈ ન ન હતી. માટે તેના સંબંધમાં એકાંત વાત કરવાને ગાડી જોડાવી નીકળ્યા.

"બંડ ગારડન" નામનો રમ્ણ્ય બાગ પુનાના રહેવાશીઓને માટે વિશ્રાંતિનું એક ઉત્તમ સ્થાન છે. તેની ઝાડપાનની રચના મનને આનંદ પમાડે એવી છે, અને સઘળી વર્ણના માણસોને તે

બાગમાં હરવા ફરવા માટે જાય છે. રાતના સાડા નવ થયા હશે. વદ એકમનો દિવસ હતો, ચંદ્રમાનો ઉજેશ પડી રહ્યો હતો, અને સર્વત્ર ઠેકાણે ચંદ્રના શીતળ પ્રકાશની ખુબી પ્રાણી માત્રનાં ચક્ષુઓને ઠારી રહી હતી, બન્ને મિત્રો બાગમાં દાખલ થયા, લોખંડના એક કોચ ઉપર બેઠા અને વાતોએ વળગ્યા.

"કામ બહુ ખોટું થયું. બધા દાવ ખોટા પડયા, રકમ જખરી ગઇ" રણછોડદાસ શેઠે નિઃસાસો નાખી કહ્યુ.

"હા, મઝા કરવા આવ્યા તેમાં રંગમાં ભંગ થયો." પ્રાણલાલે ધીરજથી ઉત્તર આપ્યો.

"પણ તમારે એક કામ કરવું પડશે, તમારે મુંબઇ ગયા વિના ચાલશે નહીં, કારણ કે રૂપીઆના ચેકો તો લખી આપ્યા છે અને તે સોમવારે શીકરાવા જોઇએ, પણ બેંકમાં આપણા લેણા નથી. કાલે રવિવાર વચ્ચે આવ્યો એ ઠીક થયું. નહી તો પંચાતી પડત.

"હા, ખરૂં કહો છો. હું જવા તૈયાર છું. તે રૂપીઆ સોમવારે અગીઆર વાગ્યા પહેલાં બેંકમાં ભરવા જોઇએ, નહીં તો ચેક ન શીકરાય અને આબરૂ જાય. પણ તે રૂપીઆનો વેત શી રીતે કરવો. ?"

"જુઓને પ્રાણલાલ, આપણાં અગીઆર ઘર તેમાંથી બાપણે ત્રણ મોટાં ઘર તો નીરવી મૂકેલાં છે. બાકીનાં આઠ ઘર છે. તેમાં પાંચ ઘર ઉપર લાખ રૂપીયા લેજો. તેમાં કાળકાદેવીવાળું નાનુ ઘર, બંદરવાળું મોટું ઘર હોળીચકલાવાળું, હનુમાન ગલીવાળું અને કુકર ગલીવાળું. લાખ રૂપીઆમાંથી એંસી હજારતો બેંકમાં ભરશો, અને વીશ હજાર આપણને ખરચ માટે જોઇશે."

"પણ એ પાંચ ઘર ઉપર લાખ રૂપીઆ નહીં આપે. કારણ કે ત્રણ ઘર તો બાર બાર હજારની કીમતાનાં છે. ઠીક છે, જોઇશું જેમ ઉતરશે તેમ ઘાટ ઉતારીશ."

"ત્યારે તમે આજે રાતની અગીઆર વાગ્યાની ગાડીમાં જાઓ. આખો દિવસ રવિવારનો છે તે વખતમાં બધો રસ્તો કરી નાખજો, અને સોમવારે બપોર પહેલાં ભરી ચેક શીકરાય તેમ કરજો. નહીં તો પછી ફજેતી."

"તે કાળજી શું મને નથી? મને કહેવું પડે? પણ મુશ્કેલી તો એ છે કે એક દહાડામાં આમ પાંચ ઘરનો સોદો કેમ ઉતરશે?"

ત્યારે એમ ધ્યાનમાં આવે છે? હાલ આપણા મોટા બંગલા ઉપર લેજો. પછી આપણુ જઇ મહિને બે મહિને વેંત કરી પાછા આપીશું."

"હા, એ ઠીક છે. આપનાર પણ તરત મળશે. ત્રણ ચાર લાખની મિલકત ઉપર લાખ રૂપીઆ આપવા તેમાં શું?"

"તો એમ કરજો. જેમ સગવડ થાય તેમ કરી તમે તે રૂપીઆ મુંબઇ બેંકમાં મોકલવાની ગોઠવણ કરી તરત કાલને કાલ પાછા આવજો, સોમવારે તમારે રહેવાની જરૂર નથી. મુનીમને કહેજો એ ભરી આવશે.

"હા, એમજ કરીશ. જો રાખનાર ધણી ચેક આપશે તો તેજ બારોબાર બેંકમાં જમે કરાવવાનું મુનીમને કહીશ. બેંકના ખાતામાં આપણા ચારસો પાંચસો લેણા નીકળે છે. ફીકર કરશો નહીં. ગમે તેમ રસ્તો કરીને આવીશ."

"આ વાત ચાર કાનેથી છ કાને ન જાય તો સારૂં. જેનાને ખબર નથી. કોણ જાણનાર છે? પણ ધ્યાન રાખજો ઘરમાંથી ચેતી

જાય નહી. કોઇ જાણે તો કહેજે કે પુનામાં એક મીલ છે તે મીલના ધણી પાસેથી મીલ અને તેનુ કંઇક કમીશન ગીરવી રાખ્યું છે તેટલા માટે જોઇએ છીએ. એવી રીતે મુનીમને કાને વાત નાખી મૂકજે."

"સારૂં, એમજ કહીશ. એટલે કોઇને વહેમ નહીં આવે. બીજું પણ કામકામ જોતો આવીશ. લાંબું કામકાજ છે નહીં. કંઇ સોદા બાકી નથી. શેરનો વાયદો પતી ગયો. તેમાં પાંચ સાત હજાર નફો છે તે મુનીમ લેશે."

"હા યાર, આપણુને કંઇ લહેણું શેર પર કે અફીણુમાં છે. એકવાર શેરમાં ખોયા હતા, પણ પછવાડેથી બે ત્રણ વાયદામાં થોડા થોડા મળતા આવે છે, જોઇએ અહીંથી જઇ બે ચાર મહિના એ ખેડવું છે. વાત કરતાં પાછા પૈસા પેદા કરી લેશુ."

"પૈસા પેદા કરવા શું મોટી વાત છે ! એતો સટ્ટો છે. એક પારથી જાય તો બીજી પારથી આવે. કંઇ હમેશ જાય છે ? પણ એ વાતનો વિચાર પછી કરીશું. હમણાં દશ થવા આવ્યા. અગીઆરે ગાડી ઉપડે છે. માટે ચાલો, ઢીલ કરવી હવે કામની નથી.

બન્ને મિત્રો ઉઠી ગાડીમાં બેઠા. બંગલે આવ્યા. જેના તો બંગલામાં રસોઈઆ સાથે 'નવરસ'ની બાજી ખેલતાં રસ ઉપર આવી હતી. રસોઈઆની જગાએ શેઠને બેસાડવાને જેનાએ ઘણો આગ્રહ કર્યો. ઈશ્વરને ત્યાં આ ન્યાય ખોટો નથી. ગમે તેવો મોટો માણસ છતાં, વેશ્યાના નાદમાં લાગ્યો એટલે રસોઇઆની તો શું પણ એ થકી પણ નીચ માણસની પદ્દિને પામવાને અને પૈસો ધુળધાણી કરી તેના કરતાં હલકાં માણસોની જગાએ બેસવાને લાયક થાય છે. નીચ સ્ત્રીના છંદમાં પડેલાઓ ત્રણ બદામની સ્ત્રીના ગુલામ કરતાં પણ વધારે માઠી અવસ્થા ભોગવે છે. ધિક્કાર છે એવા જનોને કે જેઓ

આવી રીતે નિર્લજ અને બુદ્ધિહીણ બની જનેતાની કૂખ લજવે છે. પરસેવો ઉતારી વડીલોએ સંપાદન કરલો પૈસો વાત કરતાં ઉડાવી નાંખે છે, અને પોતાની કાયાનો નાશ કરી, આત્માને ભ્રષ્ટ કરી કીર્તિને કલંકિત કરી નર્કસ્થાનના વાસી થાય છે. રણછોડદાસ શેઠને આવા જનોની પંક્તિમાં મૂકવામાં કંઇ અન્યાય ભરેલું કે ગેરવાજબી ગણાશે નહિ."

રસોઇઆની જગાએ રમવા બેસવાના જેનાના આગ્રહના ઉત્તરમાં રણછોડદાસ શેઠે કહ્યું—

"હું આવું છું, પ્રાણલાલને સ્ટેશન ઉપર મૂકીને."

"કેમ એકાએક એવું શું કામ છે?" જેનાએ અજાયબીથી પૂછ્યું.

"જરૂરનુ કામ છે. પુને આવ્યા તો કંઈ પેદા કરતા જઇએ. પુનાનો ખરચ પુના પાસેથી લેવો કે નહીં? કેમ બોલતાં નથી?"

"હા, લેવું તો ખરૂંજ, તોપણ એવું શું કામ કર્યું છે? મને તો કહો. મારાથી કંઇ છાનું છે?

"નહીં નહીં તારાથી શું છાનું છે! અત્રે એક મીલ છે, ૭ લાખ રુપીઆની. તેના ઉપર લાખ સવા લાખ રૂપીઆ જોઇએ છીએ. કાલે સવારે એક ખાનગી ગૃહસ્થની મુલાકાત થઇ હતી ત્યારે નક્કી કર્યું હતું. ફક્ત કમીશન કેટલું લેવું તેજ નક્કી કરવાનું હતું. વ્યાજ તો ચૌદ આના કબુલ કર્યા હતા.

"પણ તેમાં પ્રાણલાલને મોકલવાનું શું કામ?"

"રૂપીઆ રોકડા આપવાના. સોમવારે આપવા જોઇએ."

બે દિવસ પછી નહીં અપાય? આપણે પણ બે ત્રણ દિવસમાં જવું છે. વળી પ્રાણલાલને જવું ને આવવું.

"નહિં, ગયા વિના ચાલેજ નહિ. સોમવારે દશ વાગે તેમની વતી મુંબઇમાં ભરવાજ જોઇએ. નહીં તો કામ જતું રહે અને ખરાબ લાગે.

"ત્યારે તમારી ધ્યાનમાં આવે તેમ કરો. પણ આજે એક બાજી તો ખેલવી છે."

"હા, એક નહીં ને બે."

"પણ મને મૂકીને રમશો!" પ્રાણલાલ હસતાં હસતાં વચમાં બોલ્યો.

તમે તો અમને મૂકીને એકલા ચાલ્યા જાઓ છો. ઘેર શેઠાણી વાટ જોતાં હશે. બહુ દિવસ થયા. ગુસ્સે થાય તો સવા બે ફદિયાનું ન આપે!" જેનાએ ચેષ્ટા કરી કહ્યું.

"આપ્યું આપ્યું" પ્રાણલાલે તોરમાં ઉત્તર આપ્યો.

"જોયું જોયું તમારૂં જોર, બાયડીઓ આગળ તો બકરી બની જાઓ છો. શેઠ પણ શું! જાણ્યું જાણ્યું. ખાલી ડંફાસ શું કરવા મારો છો? પેલી બંગડીઓ માટે શેઠને શેઠાણીએ શું ઓછા પજવ્યા હતા?" જેનાએ હસતાં હસતાં હાડ ભાગ્યાં.

"હવે એ વાત જવા દો, ગાડીનો વખત થયો છે. ચાલો પ્રાણલાલ" રણછોડદાસ શેઠે કહ્યું.

"હાજ તો, પોતાની તળે લફરૂં આવ્યું એટલે વાત ઉડાવી નાંખવી." જેનાએ લટકો કરી જવાબ આપ્યો.

વાત અટકી. પ્રાણલાલ એકાદ પેટી મૂકાવી ગાડીમાં બેઠો. સાથે રણછોડદાસ શેઠ પણ સ્ટેશનપર મૂકવા ગયા. આગગાડીમાં બેઠા ત્યાં સુધી વાતો કરી. જેમ બને તેમ જલદીથી રૂપીઆ ભરવાની

ગોઠવણ કરવાને મજબુત ભલામણ આપી. ઘંટા થયે. સિસોટી સંભળાઇ અને ગાડી ઉપડી.

જે માણસે વેશ્યાને ઘેર વાસ કર્યો તેના પ્રારબ્ધમાં અસત્ય બોલવાનો બ્રહ્માનો લેખ તો લખાયલોજ સમજવો. જુઠું બોલવાનું અને તેથી થતા વિશ્વાસઘાતનું પાપ દરેક ધર્મ શાસ્ત્રમાં ઘણું મોટું લખેલું છે. એના જેવું બીજું પાપ શું છે? અને એવા પાપના રસ્તે લેઇ જનાર માત્ર એક નીચ જાતની અબળા ઉપરનો ખોટો મોહ છે. કેવું અજાયબ જેવું! સરતમાં રૂપીઆ હાર્યા છે તે વાત છાની રાખવાને કેવું હડહડતું જુઠું બોલવું પડે છે? માલ ગીરવી રાખવાની કેવળ ખોટી વાતની બનાવટ કરવી પડી. આવું અસત્ય બોલતાં કરેલા એક અપરાધને છુપાવતાં કેવા બે અપરાધ બને છે.

વેશ્યાના ફંદમાં ફસી પડેલા જનો જ્યારે પછવાડેથી કાંટાના બીછાનાં અને જુતીના મારનો અનુભવ મેળવે છે ત્યારે છેવટે પોતાના કૃત્યોને માટે રડે છે. તેમની સ્થિતિ કસાઇને પણ દયા આવે એવી થઇ પડે છે. પળે પળે અને ડગલે ડગલે જુઠું તેઓને બોલવું પડે છે. એ દુષ્ટ ધંધામાં પૈસો તો મુખ્ય પદાર્થ છે. તે હોય ત્યાં સુધી તો ચાલે, પણ જ્યારે જર ખુટ્યું. ગાંઠમાં ગરથ ન રહ્યું એટલે છેવટ ચોરીનો રસ્તો શોધવો પડે છે. એ ધંધાથી શરીરમાં અનેક રોગ ઘર કરીને વસે છે. જગતમાં સર્વ પાપનું મૂળ, સર્વ પ્રકારના દુઃખોનો પાયો અને નાશનું તાજું અને તરત ઉગી નીકળે એવું બી માત્ર આજ ફંદ છે. પણ કામી જનો કામાંધ બની મોહમાં પડે છે. તે આંખ ક્યારે ઉઘાડી જુએ છે કે જ્યારે ચારે દિશાએ બળતા અગ્નિના ભડકા વચ્ચે ઘેરાયલા પોતાને જુએ છે ત્યારે તકદીર!

રણછોડદાસ શેઠ સ્ટેશનથી પાછા ફર્યા. નવલખીના નાદે એક

એ બાજી રમ્યા. પછી સુતા. મનમાં તો ચિંતા હતી, પણ જેમ વખત જાય છે તેમ તેમ થોડી થાય છે. આખરે ઉંઘ્યા.

"પ્રાણલાલ મુંબઇ આવી પહોંચ્યા. ઘેર ગયા. દાતણ પાણી કરી નાખ્યા, કંઈ નાસ્તો લીધો અને પોતાના કામે વળગ્યા. વિચાર કર્યો કે પાંચ ઘર ઉપર રૂપીઆ લેવાની પીડામાં કોણ પડે? વખત પણ નથી. ઘણા લોકો જાણશે. માટે મોટા બંગલા ઉપર લેવા સારા છે." પછી બંગલાના પડોશી પારસી શેઠ નસરવાનજી કાવસજી હતા તેમની પાસે ગયા. સલામ કરી ઉભા અને કહ્યું—

"કેમ શેઠ સારી પેઠે છો?"

"હાજી, આવો મી. પ્રાણલાલ. કેમ, શો વિચાર છે? બેસો, શેઠ, ખુરશી લો."

"શેઠ. વાત ખાનગી રાખવાની છે. રણછોડદાસ શેઠનો વિચાર આ મોટો બંગલો વેચવાનો છે. મારો વિચાર કે તમને અપાવું ત્યાં સુધી બીજાના હાથમાં ન જવા દેવો."

"હા, પણ રીતસર થાય તો.

"શેઠ તમે જાણો છો કે સાડાત્રણ લાખ લાગ્યા છે."

"હા પણ મી. પ્રાણલાલ આજે કોણ એટલા આપે? શેઠે પોતાને રહેવાની સગવડને માટે છૂટે હાથે વેર્યા. તેટલા રૂપીઆ કંઇ ઉપજે? વિચાર કરો. તમે ડાહ્યા છો. દોઢ પોણાબે લાખમાં થાય તો જોઇએ.

"શેઠ, એક રસ્તો છે. રણછોડદાસ શેઠના ધ્યાનમાં એકદમ નહિં ઉતરે, તેમાં બંગલાઓની કીંમત આ તરફ હમણાં વધતી જાય છે."

"હા, પણ શેઠ! રહેવાને માટે આજ ત્રણ સાડાત્રણ લાખ

ખરચનાર કોણુ ? અને કંઈ ભાડું પણુ એટલું ના આવે કે વ્યાજ એવું ના ઉપજે. અમારે તો ભાડું ખાવાનું છે. ભાડું કે વ્યાજ."

"ત્યારે એક વાત ધ્યાનમાં આવે તો કહું. હું ધીમે ધીમે રણુછોડદાસ શેઠને ગળે વાત ઉતારૂં, પણુ વાત મનમાં રાખો તો. શેઠ છે નુકશાનમાં. બંગલો વહેલે કે મોડે વેચાશે. પણુ એકદમ નહિ માને. શેઠ, મારી સલાહ એમ છે કે હાલ એ બંગલો તમે મારગેજ રાખો. પછી થોડા વધારે ઓછે હાથો ઠોકી આપીશ."

"પણુ મારગેજ ઉપર રૂપીઆ કેટલા આપું ?"

"બે લાખ આપો."

"ના દોઢ લાખ આપું, અને બાર આના પ્રમાણે વ્યાજ."

"તે તો ઠીક છે. વ્યાજમાં કંઈ વાંકું બોલાય ? દશ આના લેજો. ઓછા નથી."

ઠીક છે. વ્યાજનું તમો કહેશો તેમ કરીશું,"

"સારૂં ત્યારે, પણુ હાલ ફક્ત એક લાખ આપો. પછવાડેથી હું બંધ બેસાડી આપીશ. શેઠ અમારામાં કહેવત છે કે "માબાપનો દિવસ અને પાડોસીની ભોંય" ફરી ફરીને હાથ નથી આવતી."

"હા ઠીક છે, મી. પ્રાણુલાલ, તમારૂં પણુ કંઇ કરીશું આ સોદામાં પણુ તમને બે માથાની દલ્લાલી પા રૂપીઓ મળશે."

"શેઠ. એમાં શું વળે ?"

"પણુ વેચાણુ વખતે ઠીક કરી આપીશ."

અગીઆર આનાના વ્યાજે હાલ લાખ રૂપીઆ લેવાના નક્કી કર્યા. બન્ને જન ઉઠયા. રવિવારનો દિવસ હતો, બેંકો અને ઓફીસો બંધ હતી. તેથી વકીલને ઘેર ગયા. ગીરવીનું બાનાખત તૈયાર કર્યું. પ્રાણુલાલ પાસે રણુછોડદાસ શેઠનું મુખ્ત્યારનામું હતું એટલે ત્યાંજ

સહી કરી. વકીલે શાખ કરી. રજીસ્ટર સોમવારે કરાવવાનું કર્યું. રજીસ્ટર કરાવ્યા વિના રૂપીઆ ન મળે. પણ પારસીના ધ્યાનમાં વાત ઉતરી ગયલી. વિશ્વાસ મોટી વાત છે. વિશ્વાસે વહાણ ચાલે છે. અંગ્રેજ સરકારના રાજ્ય પહેલાં લાખો અને કરોડો રૂપીઆનો વહિવટ માત્ર મોંઢાની જુબાન ઉપરજ ચાલતો હતો. અંગ્રેજના કાયદાના કેટલાક નિયમોએ આ દેશના જનોનાં અન્યોઅન્યનો વિશ્વાસ ખંડીત કર્યો, અને આજે પચીશ રૂપીઆની આપલેમાં પણ એક આનાનો સ્ટાંપ (ટીકીટ) જોઇએ. કાળ પણ પોતાનું કામ કરે છે. એ માત્ર સમયનીજ બલિહારી છે. નસરવાનજી શેઠને પ્રાણલાલ ઉપર પૂરો વિશ્વાસ હતો. લાખ રૂપીઆનો ચેક મુંબઇ બેંક ઉપરનો તરત પારસી શેઠે ભરી આપ્યો. નસરવાનજી શેઠ પણ હુંશીઆર અને પક્કા હતા. સોમવારે સવારના દશ વાગે રજીસ્ટ્રારની ઓફીસમાં તે ગીરવી ખતનો દસ્તાવેજ રજીસ્ટર કરાવવાનું ઠરાવ્યું હતું, કે અગીઆર વાગે બેંકમાં ચેક જાય તે પહેલાં દસ્તાવેજ રજીસ્ટર થઈ જાય. નક્કી કરી પ્રાણલાલ ઘેર ગયો. બે વાગે રણછોડદાસ શેઠને ઘેર આવ્યો, ચેક મુનીમને આપ્યો. માણેક શેઠાણીને મળ્યો તે બિચારી પોતાનો કાળ સ્વામિ તરફની ચિંતામાં કે સારાં પુસ્તકો વાંચવામાં ગાળતી હતી. ન કોઇને ત્યાં જવું કે ન આવવું. પ્રાણલાલને "ભાઇ આવો." કહી આવકાર આપ્યો સહેજ વાત કરી. ખબર પૂછી. આવવાનું કારણ માણેક શેઠાણીએ પૂછ્યું. ઉત્તરમાં મીલ ગીરવી રાખવાની બનાવટી વાત કહી સંભળાવી. પછી ચાલ્યા. બજારોમાં ફર્યા. ભાવ તાલ પૂછ્યા. દલાલો વળગ્યા. કંઇ સોદા કર્યો. શેરોની આપ લે કરી થોડી નોટ પણ વેચી. સોનાની લગડીનો પણ થોડો વહિવટ કર્યો. અફીણના બજારની ખબર લીધી. સાંજના ઘેર ગયા. સોમવારે સ-

વારના સાડા નવ વાગે જમીને ઘેરથી નીકળ્યા. રજીસ્ટ્રારને ઘેર મળવા ગયા, અને સાથે તેડી બરોબર દશ વાગે કોર્ટમાં આવ્યા. પારસી શેઠ પણ ત્યાં તરતનાજ આવેલા હતા. સહી થઇ. સિક્કો થયો. નોંધ થઇ દસ્તાવેજ પાકો થયો. "સાહેબ મહેરબાન" કહી પારસી શેઠ ચાલ્યા પ્રાણલાલ બારોબાર ગાડી ઉપર આવ્યો. અને સાડા અગીઆરની ગાડીએ બેસી પુને પધાર્યા. પારસી શેઠનો ચેક અને રણછોડદાસના ચેક બેંકના ખાતામાં જમે ઉધાર પડી ગયા, પત્યું. પીડા મટી, અને પુને રમત ગમતમાં રણછોડદાસ શેઠ સાથે ભળ્યા.

## પ્રકરણ ૧૫ મું.

"હવે તો હું થાક્યો. દેખી કે ખમી શકાતું નથી. વધારે વખત હવે આ નોકરી કરવી એ ઠીક નથી, પરિણામ સારૂં નહિજ આવે. હું શું કરૂં? રકમો ઉપર રકમો ઉધાર કરી ચોપડાનાં પાનાંએ ભરાઇ ગયાં. આ ઘર કેમ ચાલશે? આ સંઘ કાશીએ કેમ જશે? રૂપીઆ હાથમાં આવે પંદર કે સોળ મહિના થયા હશે. તેમાં ખજાનો ખાલી થવામાં હવે શું બાકી રહ્યું છે? રોકડ તો ઉડી ગઇ છે. ઘણાં ખરાં ઘર પણ ગીરવી મૂકાઇ ચુક્યાં છે. લાખનો ચેક આજે આવ્યો તે મોટો બંગલો ગીરવી કરી શીકાર્યો. પ્રાણલાલે બંગલો ગીરવી કર્યો. શેઠ જાણતા હશે કે નહિ તે તો ઇશ્વર જાણે પણ આ ખોટું થાય છે. ખરચ મહિને સાત આઠ હજારનો ચાલુજ છે. પૈસા એકની આવક નથી. સટ્ટો હજુ થોડો ઘણો પણ રમાય છે. હવે કહેવું કેમ! ભલભલાનું પણ શેઠ માનતા નથી. ગમે તેવા મોટા

માણસના કહેવાને પણ કાન ધરતા નથી. પ્રાણલાલ શેઠને ખાલી કર્યા વિના છોડશે નહીં. પણ બિચારી માણેક શેઠાણીની શી દશા! ભણેલી પણ ભોળી, સમજુ પણ નિખાલસ અને નિર્દોષ હૃદયની વિચારવાળી અનેક વિવેક વાળી, વયે નાની પણ ગંભીર સ્વભાવની તથા પતિપ્રત્યેના ધર્મ સમજનારી એ સુજ્ઞ સ્ત્રીની શી અવસ્થા? તે મોંઢે કહેતી નથી પણ મનમાં બધું સમજે છે. કોઇ પણ પાસે હૃદય ખોલતી નથી પણ તેનું અંતકરણ ઘણું બળે છે. તે ઘરની વાત બહાર કહેવાને અચકાય છે પણ મનમાં બહુ મુંઝાય છે. તે બળી બળીને શ્યામ પણ થઇ ગઈ છે. આપણે તો હવે રાજીનામું આપી, લીધી લાજે જવુંજ સારૂં છે. આજે પ્રાણલાલે લાખનો ચેક બેંકમાં અપાવ્યો તેને બદલે પુનેથી લખ્યો જણાય છે. વાત તો એ નક્કી કે ઘોડાની સરત રમ્યા હશે એમ જણાય છે. કરવું શું અને કહેવું કોને? આ નોકરીમાં વધારે વખત રહેવામાં હવે માલ નથી."

ગુણિયલ અને પ્રમાણિક કાનદાસની જગા ઉપર મુનીમ તરીકે એક વૃદ્ધ ગૃહસ્થને રણછોડદાસ શેઠે નિમ્યા હતા. તે શેઠની રૂક્તિ બરોબર રાખતા. સમયે સમયના શબ્દો કહેતા, ભરમમાં શિખામણ આપતા તથા કેટલાંક કુડાં કામોમાં ભવિષ્યમાં થનારી ખરાબી માટે વ્યંગમાં ચેતવણી પણ આપતા પણ શેઠ તેમની વાતને હસવામાં ઉડાવી નાંખતા હતા. મુનીમનું નામ પરમાનંદદાસ હતું વયે વૃદ્ધ, સમજમાં પાકા અને ઠરેલ હતા. પોતાનો ઉપાય નહીં ચાલવાથી મુનીવૃત ધારી બેઠા હતા, અને મળતી રોજીને લાત મારી જવાનું વખત બારીક સમજી ડહાપણ ભરેલું વિચાર્યું નહીં હતું નવો બંગલો ગીરવી મૂકાયાથી હવે તેમના પેટમાં ફાળ પડી કે હવે રામદાસ શેઠની તીજોરીનું તળીયું રણછોડદાસ શેઠ જરૂર લાવવાના. હિસાબ,

સરવાયું તો તેમના હાથમાં હતું, તેમાં ઉધાર પાસાની રકમો જોઇ શોક કરતા, નિશ્વાસ નાખતા અને તે ઉપર વિચાર કરતા પેઢીમાં પરમાનંદદાસ બેઠા છે એટલામાં ઉપરથી માણસ આવ્યું કે "માણેક શેઠાણી બોલાવે છે." ઉપર ગયા અને પૂછ્યું.

"કેમ બહેન શું કામ બોલાવ્યો ?"

"તમે મારા મુનીમ છો, પણ તમને મારા પિતા તુલ્ય પૂજ્ય માનું છું. તમે વૃદ્ધ છો તેમ અનુભવી છો. માટે તમારી સલાહ લેવા બોલાવ્યા છે. પ્રાણુલાલ આવ્યા હતા તે શું કરી ગયા ?"

"બહેન, શું કહું ? કહેવામાં કાંઇ માલ નથી. વાત હાથથી ગઇ છે. કોઇને દોષ દેવાનો નથી. ફક્ત ઇશ્વરની ઇચ્છાજ એવી છે."

"ના, પણ ભાઇ કહોતો ખરા કે કારણ શું છે ? કંઇ સમજ નથી પડતી."

"કહેવા જેવું લાગતું નથી. વાત કરવી ને ખાલી ઠપકામાં આવવું. ઠપકાથીએ બીતો નથી, પણ વાત કરી તમારી દુઃખમાં વધારો કરવાને હું નથી ઇચ્છતો."

"હા પણ વાત જાણવી જોઇએ કે ઉપાય કરવાનું બની આવે. દુઃખ તો છેજ, તેને ક્યાં રડીએ !"

"કંઇ ઉપાય થવાનો નથી. કહેવું યોગ્ય તો ન કહેવાય પણ તમને મારી પુત્રી ગણું છું અને તમારા માટે મારો જીવ બળે છે માટે કહું છું, પણ વાત પેટમાં રાખવાની છે."

"ત્યારે શું તમે નથી જાણતા કે મેં સાગર જેવડું પેટ કર્યું છે ! મારી પાસેથી વાત બહાર જાય ! અને તે પણ મારા ઘરની વાત ! શું મારૂં ઘર મને વહાલું નથી ? હું તો ઢંકાય એટલું ઢાંકું છું " પણ જ્યાં આભ ફાટે ત્યાં થીગડું દેવાતું નથી."

"હા, આભજ ફાટયું છે. તમે બધી વાત જાણો છો એટલે શું વધારે કહું."

"હા, બધું જાણું છું. પુને ગયા છે અને ત્યાં પણ આબરૂના કાંકરા કર્યા છે, પણ પ્રાણલાલ આવીને શું કરી ગયો ?"

"મને એણે કંઇ કહ્યું નથી. ફક્ત લાખ રૂપીઆનો ચેક લાવીને આપી ગયો અને કહી ગયો કે "મુંબઇ બેંક" માં જમે કરાવી આવજો. પણ હું એમ અનુમાન કરૂં છું કે આ રૂપીઆ આપણો નવો બંગલો ગીરવી મૂકી લાવ્યા છે, કારણ કે ચેકની નીચે સહી આપણા પડોશના બંગલાવાળા પારસી નસરવાનજી શેઠની હતી."

"અરે, આ વખત આવી ! તે દિવસે ત્રણ ઘર ગીરવી મૂકી ખૂટતા રૂપીઆ લાવી સટ્ટાનું મોં કાળું કર્યું. વળી પુનામાં શું કામ પડયું હશે કે આવી રીતે લાખ રૂપીઆની જરૂર પડી, હાય ! મારું થવા કાળ છે ! એક પૈ પણ પાસે રાખે એમ મને તો લાગતું નથી."

"ખચીત એમજ છે. હજારોનો ખરચ. પૈસાની આવક નહીં, વટાવીને ખાવાનું શેઠને કંઇ સુજતું નથી. પ્રાણલાલે ભમાવ્યા છે. પૂરી ભીખ મગાવશે."

"પણ લાખ રૂપીઆ શા માટે લીધા હશે ? પુનામાં વળી શું કર્યું હશે ?"

"ખરૂં ખોટું ઇશ્વરને માલમ. હજુ ખાત્રી નથી, પણ મને લાગે છે કે ઘોડાની સરત જોવા ગયલા તે સરતોમાં રમ્યા હોય અને તેમાં ખોઇ બેઠા હોય."

"હા, તમારૂં અનુમાન બોલેબોલ ખરૂં છે. એમજ મોંકાણ વળી હશે, નહીં તો એકદમ રતોવઇ પ્રાણલાલ આવી આવા ગોટા કેમ વાળી જાય ?"

" હા, એમજ હશે, પણ મને વિચાર થાય છે કે આમજ ચાલ્યાં કર્યું તો આગળ જતાં શી રીતે થશે ? "

" તમે કંઇ કહેતા નથી ? "

" શું કહું ? મારાથી ખુલ્લી રીતે કહેવાય નહીં. ગમે તેવો પણ હું નોકર. ભરમ ધણી વખતે કહું છું પણ વાત ગળે નથી ઉતરતા. "

" ત્યારે બીજા કોઇ સારા માણસ પાસે કહેવડાવીએ એમ નથી ? તેમના બાપના એકાદ બે મિત્રોને સમજાવીને કહો તો ખરા. જુઓ કંઇ ઠેકાણે આવે છે ! "

" કોઇ શું કહે ! ઉલટું કોઇ સારા માણસનું અપમાન થઇ બેસે તે કરતાં ઠીક છે. પુનેથી આવ્યા પછી ભગવાનદાસ અને વૃંદાવનદાસ શેઠ પાસે કહેવડાવીશ. હું જાતે જઇ કેટલીક વાત કરી આવીશ. " પછી જોઇએ ? "

" હા, કંઇ રસ્તો થાય તો કરજો. વાત હવે હદ બહાર ગઈ છે. પાણી વહી ચાલ્યું છે. હજુ પાળ બંધાય તો કંઇક રહે, પછી તો નશીબ."

" બહેન, શું રસ્તો કરૂં મને અન્ન ભાવતું નથી. રાતે ઉંઘ પણ નથી આવતી. જુઠું બોલું તો તમારા પગે હાથ થોડા દહાડા જોઉં છું, નહીં તો પછી મારે તો રાજીનામું આપવું પડશે, "

" તમારા જેવા જ્યારે આવા વખતમાં છોડી જશે તો પછી પછવાડે શું થશે તેનો કંઇ વિચાર કર્યો ? "

" શું મારૂં કપાળ વિચાર કરૂં ! મને તો કંઇ સુજતું નથી. રામદાસ શેઠની પછવાડે આવું થવું ન જોઇએ પણ માતાપિતા

મરણ પામ્યાં, માથે અંકુશ રહ્યો નહીં અને સંગત સારી ન મળી તેનુંજ આ ફળ છે."

"હા, છે પણ એમજ. બંગલા ઉપર રૂપીઆ લીધાની વાત લોકોમાં થઇ તો હું શું મોઢું બતાવીશ? મારો એકે આરો નથી, મારૂં શું થશે તેની ચિંતા મને નથી પણ એમના માટે મારો જીવ કપાઈ જાય છે."

"બ્હેન, તમારૂં કહેવું સત્ય છે, પણ તમે શું કરો? એ લેખ એવા હશે. તમારે ધીરજ રાખવી જોઇએ. સહુ સારૂં થશે. ચાર દિવસ એમ પણ હોય! ચિંતા કરીને શું કરશો? લક્ષ્મી ચંચળ છે. સ્થીર, સ્થાઇ રહેતી નથી. કસ્તુરચંદ શેઠ જુઓને કેવા શ્રીમંત હતા? અને હાલ તેમની સ્થિતિ કેવી થઈ પડી છે. પૈસાને, દુઃખીયાનાં દુઃખ કાપવામાં, ધર્મના કે પરોપકારનાં કામોમાં વાપર્યો હોય તો તે ખુટતો નથી અને ખુટે છે તો ઉગી નીકળે છે, પણ અનીતિને માર્ગે તેને જવા દીધો તો તે પાછું જોવાનોજ નહીં. "પાપ થકી લક્ષ્મી ઘટે, કહે દાસ કબીર" એ ભક્ત કવિરાજ કબીરની બોધદાયક વાણીનું રહસ્ય સમજનારા કેવા તરી ગયા છે? અનીતિને માર્ગે બધી લક્ષ્મી અપાતી દેખાતી નથી, પણ અનીતિ—અનાચારનું અઘોર પાપ થાય છે તેથીજ લક્ષ્મી અનેક રસ્તેથી નાશને પામે છે. બહેન, આમજ લક્ષ્મીનો નાશ થતો બેઠો છે. તમારા જેવાં પરમ સાધવી, સુશીળ અને સદ્‌ગુણીને પરમ વ્યાધિ તો ખરોજ, પણ ઈશ્વરને ત્યાંના એક દેખીતા નિયમના સંબંધમાં, તેનું આંતરીક સ્વરૂપ ગમે તેવા ઉંચ તત્વોમાં સમાયલું છે છતાં તેના બાહ્ય સ્વરૂપ ઉપરથી લોકોને માનવાને કારણ દેખાય છે કે "ધર્મિને ઘેર ધાડ અને પાપીને ઘેર કુશળ." તે પ્રમાણે તમારા સંબંધમાં કહી શકાય. પણ બહેન,

ધર્મી જનોને તે ઈશ્વર હમેશાં સોનાની પેઠે ભટ્ટીમાં તપાવી સ્વચ્છ કરીને પછી કસોટીએ ચઢાવે છે. તે શુદ્ધ માલમ પડતાં તો તેને વગર વિલંબે સદ્દગતિ આપે છે. જ્યારે પાપ માર્ગે માયિક-ક્ષણિક સુખ પ્રાપ્ત કરતાં અને ભોગવતાં તેનું પરિણામ અંતે આ જગતમાં જે પ્રિય વસ્તુ તેના નાશમાં આવે છે એટલુંજ નહીં પણ મનુષ્ય દેહ ધરી જે અમુલખ હિરો મેળવવાનો તે મેળવવાને તે દુર્ભાગી રહી. पुनरपिजननं पुनरपिमरणं पुनरपिजननी जठरे शयनं: એવી ગતિને પામે છે. હું જાણું છું કે તમે સર્વ વાતે સમજુ છો. ધર્મ પુસ્તકોનું તમે ધ્યાનથી અધ્યયન કરો છો તો હું તમને શિખામણ આપવાને યોગ્ય નથી."

"ભાઈ તમારૂં કહેવું બોલેબોલ ખરૂં છે. ઇશ્વર ઉપર આધાર રાખી, તેની ઇચ્છાનેજ માન આપી ધીરજ ધરવી એજ સર્વોતમ ઉપાય છે. છતાં કંઇ માનસિક ઉપાયો તેમને સમજાવવાને થઇ શકતા હોય તો જો જો. " મનુષ્ય પ્રયત્ન ને ઈશ્વર કૃપા."

"મને કહેવું નહીં પડે, બહેન પણ થોડા દિવસ હું તો જોઈશ. પછી વધારે વખત રહેવાનો નથી. લાજ આબરૂમાં જવું એજ સારૂં છે."

"એ વાત ઠીક છે. તે તો તમારી મરજી ઉપર છે."

"હવે હું રજા લેઉ છું."

"હા, ભાઈ જાઓ."

માણેક શેઠાણી એકલાં બેઠાં હતાં, પાસે કોઈ હતું નહીં. મુનીમ સાથેની બંગલા બાબતની વાતથી મનને અતિ શોક થયો હતો, પણ મુનીમના દિલાસાના અને શાંતિના શબ્દોએ તેમના મનમાં કંઇ શાંતિ પ્રાપ્ત કરી. કરે શુ! "વાર્યું ન કરે તો હાર્યું કરે."

ચાર પાંચ દિવસમાં રણછોડદાસ શેઠ પુનેથી આવ્યા. લાખ રૂપીઆનો પાકો ગીરવી દસ્તાવેજ નસરવાનજી શેઠને કરી આપી તેજ દિવસે સહી કરી. પૈસો ઓછો થયો એટલે દમામ વધારે રાખવા લાગ્યા, વધારે ભભકો દેખાડવા માંડયો. ઘોડાવાળાઓને નવા નવા ભારે પોશાકો કરાવ્યા, ઝવેરાત લે અને ધામધુમ જારી રાખે.

—:o:—

# પ્રકરણ ૧૬ મું.

આખા હિંદ દેશમાં કોઈ પણ સર્વોત્તમ રાજ્યકર્ત્તા બ્રિટીશ રાજ્યના સમયમાં થયો હોય તો તે લોકપ્રિય વાઈસરોય લોર્ડ રીપન છે. તે નામદારના સમયમાં અનેક પ્રકારના હક આ દેશની પ્રજાને મળ્યા છે. તથા કેટલાક જુલમી અને કઢંગા કરોમાં તે મહાન રાજ્યદારી પુરૂષે ઘટાડો કરી આ પ્રજાના હ્રદયમાં વાસ કર્યો છે. તે નામદાર જ્યારે આ દેશમાંથી સિધાવ્યા ત્યારે આખા દેશની પ્રજાએ જે અનહદ પ્રેમ દર્શાવ્યો હતો તે આ દેશના ઇતિહાસમાં કોતરાઇ રહ્યો છે. તે નામદાર વાઇસરાએ સ્થાનિક સ્વરાજ્યનો હક આ પ્રજાને આપ્યો તે પહેલાં લાંબા સમયથી મુંબઇની પ્રજા તે હક ભોગવતી આવી છે, અને મુંબઈની મ્યુનીસીપાલીટીનો (શહેર સુધરાઇ ખાતું) વહિવટ થોડા સરકાર તરફથી પસંદ કરેલા અને થોડા પ્રજા તરફથી ચુંટી કહડાયલા ગૃહસ્થોને હાથે ચાલતો આવ્યો છે. પ્રજા તરફથી જે જે ઉમેદવારો પ્રજાના પ્રતિનિધિનું માન મેળવવાને ઉત્સાહી હોય છે તેમાં સઘળા તે માટેની જોઇતી યોગ્યતા ધરાવતા નથી. આ બાબતમાં મુંબઇની પ્રજાની મોટામાં મોટી ફરીઆદ પ્રજા સન્મુખ

હમેશાં ચર્ચાતી રહી છે. આ ઉમેદવારીમાં કેટલાક પ્રજાના કલ્યાણની ઇચ્છા રાખનારા વિદ્વાન નરો હોય છે, ત્યારે કેટલાક માનના લોભી, પૈસાનાં પુતળાં પણ હોય છે. જ્યારે લાયક ગૃહસ્થો થોડી મહેનતથી અને થોડા પૈસાથી તે શહેરીસમાજના સભાસદનું માન મેળવી શકે છે ત્યારે પૈસાનાં પુતળાં લાગવગથી, પૈસા વેરવાથી, કે ખુશામતથી તે માન મેળવી ખુરશીએ બીરાજે છે. પણ પ્રજાની તેઓ કેવી સેવા બજાવે છે તેનો વિચાર કરવાનું તથા તેઓના કામ ઉપર અભિપ્રાય બાંધવાનું તેઓના મત આપનારાઓની ન્યાયબુદ્ધિનેજ સોંપવું ઉચિતછે.

રણછોડદાસ શેઠના મનમાં વિચારની ઉર્મિ ઉઠી. શહેરી સમાજમાં પ્રવેશ "કોરપોરેટર" કહેવડાવાની હોંસ થઇ. અને ગમે તેમ કરીને પણ દાખલ થવાનો ઠરાવ કર્યો. દર ત્રણ વર્ષે ચુંટણી થાય છે. નવી ચુંટણીને માત્ર અઢી મહિના બાકી હતા. પ્રાણલાલે, વાત કહેતાં તરત "હા" ભણી. વળી "પાંચ પૈસા મળશે " એજ ધારણા પ્રાણલાલની હતી. એટલે ના શું કરવા કહે ? મતો માગવાની ધમાલ ચાલી. રણછોડદાસ શેઠને એક નવો ધંધો મળ્યો. ચીઠીઓ છપાવી. મતો મેળવવાનું કામ ભારે ધામધુમથી ચાલ્યું. જ્યાં પૈસાનું જોર, પૈસો પૂર છૂટથી વપરાય પછી શું કામ ન થાય ? માણસો દશ, વીશ, પચીશ, પગાર કરી રાખી લીધાં. ભલામણો થઇ. પ્રાણલાલ જાતે જઇ કાલાવાલા કરી મત લેઇ આવે. વખતે રણછોડદાસ શેઠ પોતે પણ આજીજી કરવાને વાર ન લગાડે. કેટલાકોને તો કંઇ કંઇ લાલચો આપવામાં આવી. શેઠીઆઓને શેઠીઆની ઓળખાણ વધારે તેથી કેટલાક શેઠીઆઓએ રણછોડદાસ શેઠની ઉમેદવારીને મદદ કરી. રોજ પચાશ માણસનું શેઠને ઘેર જમણ થાય. દિવસને રાત ગાડી ઘોડાઓ મારવા માંડયા. ભાડુતી ગાડીઓ પણ રોકી અને મતો મેળવવાનું કામ

ઘણું જોરમાં ચાલ્યું. જોઇતા મતો એકઠા થયા.

પણ આ તો હજુ સહીઓ આવેલી હતી. ચુંટણીના દિવસની ધમાલ તો જુદી હતી. તે દિવસ આવી પહોંચ્યો. શહેરના જુદા જુદા ભાગોમાં ચુંટણીને માટે મતો નોંધવાનાં ઠેકાણાં મુકરર કરવામાં આવ્યાં હતાં. જે વિભાગ તરફથી રણછોડદાસ શેઠ ઉમેદવાર હતા, તે વિભાગના ચુંટણીનાં સ્થાનક આગળ શેઠે આગલ્યા દિવસે મોટો મંડપ નંખાવ્યો હતો. ચુંટણીના દિવસે પ્રભાતના ૭ વાગ્યાથી સવાસો માણસની ફોજ પ્રાણલાલના ઉપરીપણા નીચે કામે વળગી હતી. ગાડીઓ સો શેઠે રોકી હતી અને મતો આપનારાઓને ઘેરે તે માણસો ગાડીઓ લેઇને પડયા હતા. ખુશામત, આજીજી, કાલાવાલા અને દીન વાણીથી આ માણસો મત આપનારાઓને વિનતિ કરતા હતા, અને વખતે થતું અપમાન કે સાંભળવા પડતા ગુસ્સાના શબ્દો તરત તેઓ પી જતા હતા કે ગજવામાં મૂકતા હતા. મત આપવા ને આવનારાઓને ગાડીમાં બેસાડી ચુંટણીના મથકે લેઇ જવામાં આવતા જ્યાં તેઓને રણછોડદાસ શેઠ ઘણીજ નમ્રવાણીથી તાબેદારી ઉઠાવી, માંડવામાં લઇ જઇ ચા પાણી, ફળ ફુલ, મેવા મીઠાઈ વગેરે પોતાના હાથેથી લેઇ આપતા હતા, અને પછી ઠંડા પાડી મતના પત્રક ઉપર સહી કરાવવા લેઇ જતા હતા. આમ આખો દિવસ ચાલ્યું. સાંજના પાંચ વાગ્યા. મત લેવાનો સમય વિતવા વખત થઇ. છેલ્લી ઘડીએ જેટલાં બન્યાં એટલાં પત્રકો આપ્યાં અને કામ ખલાસ થયું. રણછોડદાસ શેઠના મતો આડસો ઉપર આવ્યા. તેમના મિત્રો, આશ્રિતો દલાલો અને પેટભરાઓએ શેઠને માનથી વધાવી લીધા. આઠ ઉમેદવારોમાંથી ત્રણ પસાર થવાના હતા તેમાં શેઠ બીજે નંબરે આવ્યા. સઘળી મહેનત સફળ થઇ. પૈસો પાણીની પેઠે વાપર્યો તેનું પણ સા-

થંક થયું. સમજવા લાગ્યા, મનમાં બહુ ફુલાવા લાગ્યા, આવું મોટું માન મળ્યું તેથી બહુ મલકાવા લાગ્યા. આસપાસના માણસોએ ચ-ઢાવવામાં બાકી જરા પણ ન રાખી, ઘેર ગયા, બંગલામાં ધામધુમ થઈ રહી. નાચ રંગ ઉડી રહ્યા. બીજે દિવસે મોટી મીજબાની આપી. સેંકડો માણસો જમવાને આવ્યાં. ત્યાં પણ નાચ તો ખરોજ અને શેઠના હાજીઆ સેવકો શેઠના ગુણો ગાવાને તૈયારજ.

રણછોડદાસ શેઠ મુંબઇની શહેરી સમાજના સભાસદ થયા પણ કામ શું કરે? કામકાજની ગમ મળે નહીં. સભામાં હાજર થાયજ નહીં અને થાય તો હાથ ઊંચો કરે. એક નામના સભાસદ થયા. એક પુતળા તરીકે ગણાવા લાગ્યા, મ્યુનીસીપાલીટીના એક શણગાર તરીકે મનાવા લાગ્યા. એમના માટે પ્રજામત કેવું બંધાયેલું હોવું જોઇએ તે વિષે દરેક માણસ સહેલથી વિચાર બાંધી શકશે.

પણ આ માન રણછોડદાસ શેઠ મફત નથી ખાટયા. ખુલ્લા હાથે ખરચ કરવાથીજ તે મળ્યું હતું. મતો એકઠા કરનારાઓને સારી રકમો આપી બદલો વાળ્યો. કેટલાક મતો આપનારાને પણ ખુશી કર્યા હતા. ખરચનો કુલ આંકડો આઠ નવ હજારનો થયો. આવડી મોટી રકમ ખરચી રણછોડદાસ શેઠ મુંબઇની શહેરી પાર્લામેન્ટમાં ખુરશીએ બેસવા ભાગ્યશાળી બન્યા.

પણ કેવું અજાયબ જેવું કે પંદર લાખની દોલતના ધણી થયે લગભગ દોઢ વરસ થયા છતાં રણછોડદાસ શેઠનું નામ મુંબઇના "સુ-લેહના અમલદારો" ની ટીપમાં દાખલ થયેલું નહી! પ્રાણુલાલે તે માટે પ્રયત્ન કરવા માંડયો, અને તેમાં આડા અવળો ખરચ ઘણો થયો. પ્રાણુલાલ પોતાનું પણ કરવાને ચુકતો નહીં. સાડા છ હજાર તે ખાતે પણ ખરચ થયા અને રણછોડદાસ શેઠનું નામ જે. પી.

( સુલેહના અમલદાર ) ની ટીપમાં દાખલ થયું, છાપામાં છપાયું, અને હવેથી શેઠ જે. પી. તરીકે લખાવા લાગ્યા. જે. પી. થયાની ખુશાલીમાં પણ મીજમાનીઓ ઉડેલીજ.

પુનેથી આવે લગભગ ત્રણ મહિના થવા આવ્યા હશે. તે સમયમાં આ પ્રમાણે બે મોટાં માન મેળવ્યાં. પુને ગયા ત્યારે સીલીક થોડી હોવાથી મોટા બંગલા ઉપર લીધેલા લાખ રૂપીયામાંથી એંસી હજાર સરતની રમતના આપતાં વિશ હજાર રાખ્યા હતા તે તો ચપટીમાં ઉડી ગયા. પુનાનો ખરચ તથા આ બે પ્રકારનાં માન મેળવવાના ખરચમાં તે રકમ તો ઉધાર પડી ગઇ, પણ ત્રણ મહિનાના ઘર ખરચ માટે વીશ પચીશ હજારની રકમ જોઇએ. તથા વીશ બાવીશ હજાર બજારમાં આપવાના પ્રાણલાલે દેખાડેલા તે પણ જોઇએ તેટલા માટે આઠ ઘર વેચવા કહાડયાં. એક મહિનામાં તેનો નિકાલ કરી નાંખ્યો, વેચવાનાં પ્રાણલાલને હતાં, દલાલ પણ પ્રાણલાલ હતો અને લેનાર ધણીઓનો દલાલ પણ તેજ હતો. એટલે પછી પ્રાણલાલના પોબારની શું વાત કહેવી ! સવાબેથી અઢી લાખ રૂપીઆની કીમતનાં આ ઘરોનો એક લાખ અને ચોરાશી હજારમાં હાથો ઠોકી નાંખ્યો. આ આઠ ઘરમાં ત્રણ મોટાં ઘર કે જે ઉપર નોટના બજારમાં આપવા રણછોડદાસ શેઠે રૂપીઆ લીધેલા હતા તે પણ આવી ગયા. માત્ર ત્રણ ઘર સીતેર પંચોતેર હજારની કીમતનાં રહ્યાં. એક લાખ ચોરાશી હજારની રકમમાંથી ત્રણ ઘરના ગીરવી ખત ઉપર લીધેલા એક લાખને બાવીશ હજાર રૂપીઆ વ્યાજ સાથે થયા તે આપી દીધા. નહીં તો તે ઘરનાં વેચાણખત થઈ શકે નહી. બાકી રૂપીઆ પીસ્તાળીશ સુડતાળીસ હજારને આશરે રહ્યા. તે ઘરખરચ તથા બજારમાં આપવામાં વાપર્યા. આઠ ઘરનું વેચાણ કરતાં પણ શેઠ પાસે

સીલીકમાં લાંખુ ન રહ્યું. આ આઠ ઘરના વેચાણમાં પંદર સતર હજારનો તડાકો પ્રાણુલાલને પડયો. પ્રાણુલાલની ક્રુરતાની કંઇ હદ છે?

રણુછોડદાસ શેઠની આંખો હજુ પણ ઉઘડતી નથી. તદ્દન હૈયાના ફુટયા બન્યા હતા. જેનામાં જીવ વિંટાઇ રહ્યો હતો અને પ્રાણુલાલે નાંખેલી ભુરકીમાં તેમનો પ્રાણ ભરાયો હતો. આ બે સિવાય તે બીજું કંઈ દેખતાજ નહીં તદ્દન અંધ બન્યા.

માણેક શેઠાણીને આ ઘર વેચ્યાની ખબર પડતાં તેમનો જીવ તો ખોળીઆમાંથી ઉડી ગયો. તેમની તો હવે ખાતરી થઇ કે લક્ષ્મીનો અંત આવવા વખત થઈ. ખરચમાં શેઠ ઘટાડો કરતા નથી. એક ઘોડો મરી ગયો. બાકીના ઘોડાની પાયગાનો ખરચ ચાલુ છે. બીજબાનીઓનાં ખરચ કંઇ ખુટતાં નથી અને રોજ શેઠ હાથખરચીમાં ઉડાવી નાંખે છે એ જુદું. હવે હાથ શાથી રહેવાનું, માટે હવે તો ઇશ્વર ઇચ્છાથી જે બને તે ખરૂં. એમજ માની ધીરજ ધરીને બેઠાં. સરસ્વતીના સ્વામી ચતુરદાસે પણ ઘણું કહ્યું ત્યારે તેમને પણ હસવામાં ઉડાવી નાંખ્યા. માણેક શેઠાણીને સરસ્વતીએ ઘણોજ દિલાસો આપ્યો હતો તેમજ સઘળા સંજોગ લક્ષમાં લેતાં પોતાના સ્વામીને એક શબ્દ પણ નંહી કહેવાને નિશ્ચય કર્યો. બંગડીઓ પાછી ન આવી. શાની આવે! કયાંથી આવે? આવવાની હોય અને માણેક શેઠાણીના નસીબમાં પહેરવાની લખી હોય તો જાય શું કરવા? બંગડીઓની આશા માણેક શેઠાણીએ મૂકી અને તે વિષે સ્વામીને યાદ દેવડાવવાનું પણ છોડી દીધું. અને ગરીબ થયા વિના કે તદ્દન ખાલી થયા વિના ઠેકાણે આવવાના નથી. એમ વિચારી ઇશ્વર પાસે માગવા લાગ્યાં કે ક્યારે નિર્ધનાવસ્થા આવે કે પોતાનો પતિ સુધરે. "બહુ દુઃખીઆને દુઃખ શું અને બહુ સુખીઆને સુખ શું!" તેમ માણેક

શેઠાણીના દુઃખની સિમા નહી હતી. એકવીશ બાવીશ મહિના પૈસે આવે ગયાં તેમાં એકવીશ કે બાવીશ કલાક પણ માણેક શેઠાણીને દુગ્ધા કે ચિંતા વિનાના ગયા નથી. પૈસાનો ઉપભોગ તેમનાથી થઇ શકતો નથી. પતિ વિનાના પરિતાપે તેમને પળેપળ વિના અગ્નિએ બાળી ભસ્મ કરી નાંખ્યાં છે. ઘણું રડવું આવતાં આંખમાંનાં આંસુ પણ દેખાતાં નથી તેમ હવે તેમના અતિ દુઃખે તેમને પાષાણ હૃદય બનાવ્યાં, અને ગમે તેમ થાય પણ દરકાર કર્યા વિના જે આવી પડે તે સહન કરવાનો મક્કમ ઠરાવ કર્યો.

વાંચનાર ! માણેક શેઠાણી ઉપર એક વધુ મહાભારત દુઃખનું વાદળ લટકેલું છે તેની કંઇ કલ્પના થાય છે ?



## પ્રકરણ ૧૭ મું.

પોતાની ગેરહાજરીમાં પચીશ હજાર રૂપીઆની બંગડીઓ લેઇ ગાંઠ કરેલી તે ડંખ પ્રાણલાલની છાતીમાંથી ખસેલો નહી હતો, અને પોતે એકવાર બોલી ગયલો કે બીજી પરણાવું તો ખરો તે વિચાર ધ્યાનમાં રાખી રણછોડદાસ શેઠને ફરીથી પરણાવવાની તે પેરવી કરી રહ્યો હતો. ગમે ત્યાંથી પણ લાવવી, માગે એટલા ખાલા આપવા પણ માણેક શેઠાણીને બંગલામાંથી કહાડી દૂર રાખવાનો તેનો દૃઢ નિશ્ચય હતો. તે મનમાં એમ માનતો હતો કે માણેક શેઠાણી નખેદ પગલાંની ઘરમાં આવી તે પગલે ઘર પાધર વાળી નાંખ્યું, માટે કોઇ નવી લાવી પરણાવવી. સારાં પગલાંની આવશે તો ગયેલી લક્ષ્મી પાછી આવશે. માણેક શેઠાણી ઘરમાં આવ્યાં ત્યારથી નુકશાનનું

નુકશાન શેઠને થાય છે એવી સમજ તે ધરાવતો હતો, અને જે માગે તે માણેક શેઠાણીને આપી તેને જુદી રાખવી એ તેનું પણ હતું. રણછોડદાસ શેઠને પણ વારંવાર એજ વાતો કરી ભંભેરતો હતો, અને આ વહેમ શેઠના મનમાં ઠસાવી દીધો હતો, એટલુંજ નહી પણ માણેક શેઠાણીને કંઇ સંતાન થતું નથી એવું પણ બહાનું બતાવ્યું હતું, જેથી ગમે તેમ કરીને પણ ફરીથી લગ્ન કરવાનો ઘાટ ઘડવા પ્રાણલાલને શોધખોળ કરવાને શેઠે કહી મુકયું હતું.

પ્રાણલાલે એક રતન શોધી કહાડયું. નામ રતનજ હતું. ગરીબ માબાપની દીકરી હતી. તેનું વેચાણ કરવાને તેનાં માબાપ ટમટમી રહ્યાં હતાં. શિકાર શોધતાં હતાં. તેમને વર ગમે તેવો હોય તેની દરકાર નહીં હતી, નેવું વરસનો હો કે પછી સો પૂરાં થયાં હોય તેની તેમને પરવા નહીં હતી. ક્ષયવાળો હો કે પતવાળો હો, ત્રિદોષ થયલો હો કે મરણને બીછાને હો તેની તેમને કાળજી નહીં હતી. છોકરી કુવામાં પડે કે ભઠ્ઠીમાં પડે તેની તેમને ચિંતા ઓછીજ હતી. દીકરી દુઃખ ભોગવે કે રંડાપો ભોગવે તેને માટે તેમને જરા પણ ફિકર નહીં હતી. ગમે તેવો વર હો, વૃદ્ધ હો કે જુવાન હો. કૂળ નીચું હો પણ તેમને તો ફક્ત તે બાળકીની કીમત સાથેજ કામ હતું. વધારે રૂપીઆ આપે તેજ આ બાળકીને પરણે એ તેમનો ધંધો હતો. કેવી શોકની વાત છે કે હિંદુ સંસારમાં કેટલીક ન્યાતોમાં કેટલાક પાપી જનો દીકરીનો પૈસો ખાવા લેઇ પોતાની પુત્રીનો ભવ બગાડે છે કન્યા વિક્રયના દુષ્ટ અને ઘાતકી રીવાજે ઘણી કંગાલ કુમળી કુંવારીકાઓનાં કાળજાં બાળી નાખ્યાં છે, ઘણીઓને દુઃખ સંતાપમાં ડુબાવી દીધી છે અને ઘણીઓને મીંઢળ છોડતા પહેલાં રંડાપો આપી આખો ભવ ધુળધાણી કરી નાખ્યો છે. કન્યાનું વેચાણ કરનારાઓ

માત્ર પૈસોજ જુએ છે.

રતનનાં માબાપ પણ પૈસો પૈસો જંખી રહ્યાં હતાં. તેમને પ્રાણલાલ મળ્યો. વેશવાળ નક્કી કર્યું. સાડા બાર હજાર રૂપીઆ રોકડા આપવાના ઠરાવ્યા, ત્રણ હજારના રતનને દાગીના કરાવવા તથા શોકયનું સાલ હોવાથી એક ઘર રતનના નામે કરી આપવું. આ પ્રમાણે સરટો કરી. રણછોડદાસ શેઠ કયારે પ્રાણલાલનું વચન ઉથાપે એવા ન હતા? પ્રાણલાલે કર્યું એ "ડાકોરના દેવે કર્યું" એમ રણછોડદાસ શેઠનું માનવું હતું. પરણવાની તૈયારી કરવા માંડી. રણછોડદાસ શેઠની ન્યાતમાં એવો રિવાજ હતો કે માણેક શેઠાણી "નાળીએર" આપી રજા આપે તોજ શેઠથી ફરી પરણાય. માટે ગમે તેમ કરી માણેક શેઠાણીની રજા મેળવવાને તેમને સમજાવવા માંડયું. રજા લીધા વિના પરણે અને માણેક શેઠાણી ન્યાતમાં તકરાર ઉઠાવે તો રણછોડદાસને ઘણું ભારે થઇ પડે એમ હતું. માણેક શેઠાણીની કંઇ વાત કરવાની છેજ નહીં. તેમના ડહાપણનો તો પારજ નથી. માણેક શેઠાણીને મન તો ગમે તેવો પણ પોતાનો સ્વામિ, તેમની આજ્ઞા કેમ ઓળંગાય એમ તે સમજતાં હતાં! નરતું થાય છે એ સારા માટે એમ તો તેમના મનને દઢ હતું. તેથી સ્વામિની ઇચ્છાનુસાર ફરીથી લગ્ન કરવાને હા પાડી. પણ તે એક ચોક્કસ સરતે કે "જે કંઇ જર જરીઆન માણેક શેઠાણી પાસે હોય તે તેમની પાસે રહે અને તે તેમનું સ્ત્રીધન ગણાય તથા એક ઘર તેમણે શેઠાણીને નામે કરી આપવું." આ સરત રણછોડદાસ શેઠે તથા પ્રાણલાલે કબુલ કરી અને લગનની તૈયારી કરવા માંડી.

પણ રૂપીઆ ક્યાંથી લાવવા? સીલીક લાંબી હતી નહીં,

લગ્નનો ખરચ. ધામધુમ તો કરવાની નહીં હતી. વાડી બંગલે ચાર મિત્રો મેળવી બે હાથ મેળવવાના હતા. તો પણ શેઠના ઘરનાં લગ્ન તેમજ લગ્ન ક્યારે થાય કે બે ઘર નવી અને જુની શેઠાણીઓના નામ ઉપર પાકા દસ્તાવેજની રૂએ ચઢે ત્યારેજ. પ્રાણલાલે રસ્તો કર્યો. અગીઆરમાંથી બાકી રહેલાં ત્રણ ઘરમાં એક ઘર માણેક શેઠાણીને નામે તથા એક ઘર રતનવહુને નામે વકીલની મારફતે વેચાણ ખતથી ચઢાવી આપ્યાં, અને ત્રીજું ઘર હતું તેના ખુરદા કરી સાડા બાર હજાર રોકડા રતન વહુના કસાઇ માબાપને ગણી આપ્યા. બાકી થોડા લગ્નના તથા ઘરના ખરચમાં ગયા. આ રીતે અગીઆર ઘરની દશા થઇ રહી.

લગ્ન થયાં. રતન વહુ ઘરે આવી. તેના માબાપને હવે કંઇ સગાઇ ન રહી. એમની સગાઈ રૂપીઆની હતી તે તો પૂરી થઇ. સાડા બાર હજાર લીધા. આઠ હજારે એક છોકરો પરણાવ્યો તેના આપ્યા. બે ત્રણ હજાર દેવામાં આપ્યા. આમ ખરચ થયો તેમ ખરચ થયો. "ધાડે આવ્યા ને ઘુમે ગયા." "દીકરીનો પૈસો અને દીવાળીનું કોડીયું." કદી ઘરમાં ન રહે. દીકરીનો પૈસો લેઇ કોણ સુખી થયો છે ! પાછા ભીખારીના ભીખારી બન્યા. એટલામાં છોકરાની વહુ, આઠ હજાર રૂપીઆ આપી લાવેલા તેને તાવ આવ્યો અને મરી ગઇ. પાછા હાથ ઘસતા અને ઘસતા રહ્યા, ખાવા પીવાના પણ સાંસા થઇ પડયા. રોટલાને રડતા થયા !

રતનવહુ રૂપમાં તો રત્ન સમાન પ્રકાશ પાડતી હતી. કાંતિ પણ તેની ભવ્ય હતી. શરીરમાં પાતળી, સોળ વર્ષની વય, માબાપોએ વધારે રૂપીઆ લેવા સારૂ પાળી પોષી છછેરી મોટી કરેલી એટલે રૂપમાં મણા નહીં હતી. અતિ સોહામણી હતી. શરીર આકૃતિ

કંઇ રણછોડદાસ શેઠની જેનાને મળતી હતી. ધાટમાં જેનાથી ચઢે એવી હતી. તેમાં રણછોડદાસ શેઠે પહેરવા ઓઢવાનું મન માન્યું કરાવ્યું એટલે તેનું તેજ તો ઘણું વધ્યું પણ "ખાટલે મોટી ખોડ કે ચોથો પાયોજ નહીં." પેલી જાણીતી કહેવત પ્રમાણે "દેખીતું ઇંદ્રિવાયણા જેવું પણ ભાગ્યું ત્યારે લારા નીકળ્યા." આખરે પોત પરખાઇ આવ્યું. જાત જણાઇ આવી. સ્વભાવ કેવળ પીતળ હતો બહુ હલકો અને નીચ, ગર્વ તો રાજા રાવણનો અને મોંઢામાંથી શબ્દ નીકળે તે તો જાણે કુહાડાના ઘાજ પડયા. આવે નવ દિવસ તો થયા નથી એટલામાં માણેક શેઠાણી સાથે સળગ્યું. માણેક શેઠાણીના મોંમાંથી હલકો કે ગેરવાજબી શબ્દ ન નીકળે. એ તો વિવેકથીજ વાત કરે. પણ ગમે તેમ કરી માણેક શેઠાણીની ઠેસ વચમાંથી કહાડવી હતી માટે રણછોડદાસ શેઠે અને પ્રાણલાલે રતનવહુને મોંઢે ચઢાવી. રણછોડદાસ શેઠ જાણતા નહીં હતા કે આજે મોંઢે ચઢાવીએ છીએ અને તેજમાં અંજાઇ જઇએ છીએ પણ પાછળથી કેટલું વિમાસણ કરવું પડશે? "વખાણી ખીચડી દાંતે વળગી." પંદર દિવસ પૂરા થયા નથી એટલામાં તો માણેક શેઠાણી સાથે ખુબ વઢી. વા સાથે વઢવાને તૈયાર એવી આ રતનવહુ તે માણેક શેઠાણીને કેમ જંપવા દે! આખરે શેઠાણી કંટાળ્યાં, અને પોતાના પતિને પગે લાગી—આજ્ઞા માગી—પોતાનું જર જરીઆન હતુ તે લેઇ જે ઘર પોતાને નામે કર્યું હતું તેમાં વાસ કર્યો. રણછોડદાસ અને પ્રાણલાલ ને તો "ભાવતું હતું ને વૈદે કહ્યું." નડ હતી તે મટી ગઇ. હવે રતન વહુનું રાજ્ય થયું. માણસો સાથે વઢે, ગાળો દે, મોંઢામાં જે આવે તે બોલે રણછોડદાસ શેઠને પણ ધમકાવે ઘડીમાં કોડીના બનાવે. પણ નવી વહુ એટલે ઘણે ખરે ઠેકાણે માનીતી વધારે

હોય છે તેથી તે છાપરે ચઢી બેસે છે. બંગલામાં રણછોડદાસ શેઠ અને નવી વહુ રહેવા લાગ્યાં.

પણ માણેક શેઠાણી પૂર્ણ દુઃખી થયાં. તેમના નશીબમાં શોક્યનું સાલ આવ્યું. સ્ત્રી જાતને મોટામાં મોટું દુઃખ આ જગતમાં કંઈ પણ હોય તો તે શોકયનું છે. તે દુઃખને શરણે માણેક શેઠાણી થયાં. અવતાર અફળ ગયા જેવું થયું. સત્તર અઢાર વર્ષની વય છે. પતિએ તજ્યાં છે. સંતાન કંઇ છે નહીં. એકલાં પોતાના પતિએ આપેલા ઘરના એક દિવાનખાના અને ઓરડીમાં રહે છે. માત્ર એક વખત અન્ન લે છે. સમયનો મોટો ભાગ ભક્તિમાં ગાળે છે. તથા બાકીનો સમય પતિના કાર્યોનું અવલોકન કરી બળ્યાં કરે છે. પોતે દૂર રહી પતિ સુધરેલો સાંભળવાને આતુર છે. પ્રાણલાલની સંગત મૂકે, જેનાને તજી દે અને જે કંઈ રહ્યું છે તેટલામાં ભલે રતન વહુ સાથે પણ આબરૂભેર દિવસ કહાડે તે જોવાને માણેક શેઠાણી તલપી રહ્યાં છે. શોકયના સાલને ગણતાં નથી. પૈસો ગયાની પરવા કરતાં નથી. પણ કેવળ પતિ સુધરેલો અને સુખી થયલો જોવાને ઝંખી રહ્યાં છે. માણેક શેઠાણી તો તેમનાં માતપિતાનું એક રત્ન હતું. તેમની પતિભક્તિની આ પરિસિમા તેમને પરમ પદને કેમ ન પમાડે? વાંચનાર ધીરજ ધર, ધીરજનાં ફળ મીઠાં જ છે.

પ્રાણલાલને હવે વિચાર થયો કે—"કાસળ તો કહાડ્યું. એનાં પગલાં ઘરમાંથી ટળ્યાં. રતન વહુનાં પગલાં એ જરૂર ગયલી લક્ષ્મી પાછી આવશે. માટે હવે એકવાર ખેડવું. આ પાર કે પેલે પાર. રણછોડદાસ શેઠ પાસે રહ્યું છે પણ શું? બંગલાનો વધારો છે તે છે એમનું નશીબ એક વાર ફરીથી અજમાવી જોઇએ. પછી તો એમના ભાગ્યની વાત છે. હું વધારે શું કરી શકું? એમ વિચારી રણછોડદાસ શેઠને વાત કરીઃ—

"હવે સારૂં થશે. પાપ હતું તે ગયું. પગલાં પૂજાય એવાં હતાં!" પ્રાણુલાલે માણેક શેઠાણી પ્રત્યે તિરસ્કાર બતાવી કહ્યું.

"હા હવે આપણે ખેડા, જોવાનું નથી. નવીનાં પગલાંથી ગયેલું બધું પાછું સંપડાવીશું. „ રણછોડદાસ શેઠે હિમ્મતથી કહ્યું. પણ શું ખેડવું? વેપાર કરે કંઇ વળે નહીં. એતો હાથ ચાટવાના. તેથી કંઇ પેટ ભરવાનું છે? સટ્ટા વિના બીજો કંઇ રસ્તો નથી. સટ્ટો લેઇ ગયો છે તે સટ્ટોજ પાછું લઈ આવશે."

"હા પ્રાણુલાલ, શેર અને રૂમાં આપણને ઠીક છે. એમાં આપણે ઘણી વખત કમાયા છીએ માટે એ આપણને આપશે."

"ઠીક છે, રૂનો સટ્ટો ઉપાડીએ."

"હા જેમ ધ્યાનમાં આવે તેમ કરો. હવે ખાલી થઇ ગયા છીએ. લાંબું રહ્યું નથી. ખરચ તો ચઢયો જાય છે. માટે વૈશાખનો વાયદો ઉપાડો. રૂમાં મને બજાર તેજ લાગે છે. કારણ કે આ વરસે વરસાદ વધારે આવે એમ લાગતું નથી, બે ચાર લાખનો હાથ પડશે."

"ઘણાઓનું મત તેજી ઉપર છે ખરૂં. ગયે વરસે પાક વધારે થયો હતો માટે આ વર્ષ ઓછો થવો જોઇએ. માટે તેજીમાં રહ્યાથી સારો લાભ મેળવીશું. „

"હા, પ્રાણુલાલ હવે જોવાનું નથી. "મેલ દરીઆમાં દોટ કે રખને વાલે રામ" જરૂર કમાઇશું."

દલાલો તો આવતા હતા સોનામાં, નોટમાં, અફીણમાં થોડું થોડું કરતા હતા, બેચાર હજાર કમાય કે ખુવે. પ્રાણુલાલે રૂનો સટ્ટો જબરો રમવા માંડયો. તેજીમાં પડયા ને રૂ લે લે કર્યું. હજારો ગાંસડીઓ ગળામાં ઘાલી, બજાર વધે ને લેતા આવે. પ્રાણુલાલથી તે-

જીવાળાઓને ટેકો મળ્યો, મફતચંદ, નાનચંદ, પેસ્તનજી વગેરે તેજીના વેપારીઓએ રણછોડદાસ શેઠ સાથે એકસંપી કરી અને બજાર એ-કદમ વધારી દેવાનું કર્યું. તેજીવાળાઓએ વાયદાનો માલ ઉપાડવા માંડયો એટલે બજાર વધ્યો. ચાલીશ ચાલીશ ટકા પેસી ગયા. પણ તેજીવાળાઓના લોભનો થોભ ન રહ્યો. આજે જો રણછોડદાસ શેઠ પોતે લીધેલ રૂ વેચી નાંખે તો જરૂર ત્રણ સાડાત્રણ લાખ રૂપીઆ પેદા કરે, પણ "નફો ન ખાય તે જુતા ખાય," રતન વહુનાં પ-ગલાં તો પૂરેપૂરાં પૂજવા જેવાં હતાં! એટલે એ નફો કેમ ખવાય! ભવિષ્યમાં બનાવ બનવાના છે એટલે આ લાભ લેવાનું રણછોડદાસ શેઠને અને પ્રાણુલાલને મુનેજ ફર્યાંથી! તેજીના તોરમાં જબરા ખી-લ્યા. એકસો સાઠના ઉડયા એકસો સતાણું બોલાયા તો પણ હજુ અઢીસોની આશાએ વધુ લેવા માંડયું.

પણ ભાવિ પોતાનું બળ દાખવ્યા વિના કેમ રહે! અમેરિકા-થી ઉપરાઉપરી તાર આવ્યા કે પાક ગયા વર્ષ કરતાં વધારે છે. રૂના ખેડુતો ઉપરનો ચોકસ કર સરકારે માફ કર્યો છે તેથી અમે-રિકાનું રૂ ઈંગ્લાંડના બજારમાં ઘણું સસ્તુ પડશે. આ તાર આવતાં ભાવ ગડગડવા માંડયા અને વાત કરતાં કરતાં જોતજોતમાં ત્રીસ ત્રીસ ટકા નીકળી ગયા. વેચના ભવે કોઇ લેનારજ નહીં. મંદીવાળાઓ જોરપર આવ્યા, કુદાકુદ કરવા લાગ્યા અને બજાર પાછો ચાલીસ બે-તાલીશે આવીને અટક્યો. તેજીવાળા ભારે નુકશાનમાં આવ્યા અને રણછોડદાસ શેઠને અઢી ત્રણ લાખ રૂપીઆનો નફો જતાં સવાથી દોઢ લાખની ખોટ આવી પડી. પૂરા નરમ થયા. વૈશાખનો વાયદો પતા-વવાનો આવ્યો. ગાડીઓ અને ઘોડા લીલામમાં મોકલ્યા. બંગલો બે લાખ અને દશ હજારમાં તેના સઘળા ફરનીચર અને સરસામાન

સાથે તેજ શેઠ નસરવાનજીને વેચાણ કરી આપ્યો. પ્રથમ લીધેલા લાખ રૂપીઆ તેના વ્યાજ સાથે આપી બાકીના રૂપીઆ એક લાખને છ સાત હજારને આશરે થયા તે લીધા. તેમાંથી દલાલી ખરચ વગેરે ૭ સાત હજાર જતા રહ્યા અને લાખ રૂપીઆજ હાથમાં આવ્યા. ગાડી ઘોડા વિગેરેના ઉપજ્યા. સઘળું વૈશાખના વાયદામાં હોમતાં અઢાર વીશ હજારનું દેવું માથે રહ્યું.

નવા બંગલામાંથી વાસ ઉપાડી રણછોડદાસ શેઠ તથા રતન વહુ રતનવહુવાળા ઘરમાં રહેવા ગયાં. સઘળી સહાયબીનો અંત આવ્યો. ચાકર નોકરોને રજા આપવામાં આવી. ઠાઠમાઠ બધો જતો રહ્યો. ગાડી ઘોડે ફરનારા શેઠ પગે ચાલતા થયા. રણછોડદાસ શેઠની સ્થિતિનું રૂપાંતર થઇ ગયું. રણછોડદાસ શેઠની આ સ્થિતિ ઉપર કોને દયા ન આવે ? તેમની આજની મોઢાની આકૃતિ જોઇ કોણ એવો કઠણ હૃદયનો હશે કે તેની આંખમાં આંસુ નહીં લાવે ? દેનાની લાયમાં દુઃખી થતા જોઇ કોણ તેમની હાલતને માટે દાઝ નહીં ધરે ? તેમના ખુશામતીઆ મિત્રો તેમને છોડી ગયા. તેમના હાજીહા કરનારાઓ તેમનાથી નાસભાગ કરવા લાગ્યા. તેમનાથી વર્તાયલા અને કમાયલાઓ દૂર ખસવા લાગ્યા. તેનું કારણ એજ કે રખેને તેમના પાંચ રૂપીઆના કામમાં ઉભા રહેવું પડે ? કોઇ પાસે આવે નહીં. રસ્તામાં મળે તો આડુ જુવે. સલામ પણ ન કરે.

રણછોડદાસ શેઠને જ્યારે લેણદારોએ કાયર કર્યા ત્યારે તેમની વહાલી જેના પાસે ગયા, અને થોડા રૂપીઆની માગણી કરી પણ જેનાની જાત કોણ ? વેશ્યાની જાત. તે શું રૂપીઆ આપે ? એકવાર આવ્યા ત્યારે બેસાડયા, વાતચીત કરી, નુકશાન આવવા માટે દલગીરી બતાવી, મદ્યના કુંડામાં હાથ મૂકાવ્યો. બીજીવાર ગયા ત્યારે

"ઠીક છે. જો સગવડ હશે તો આપીશ" કહી પતાવ્યું. અને ત્રીજી વાર ગયા ત્યારે ભૈયા પાસે કહેવડાવ્યું કે "ઉપર જાનેકા હુકમ નહીં હે" આ શબ્દોએ રણછોડદાસ શેઠના હૈયામાં કેવા ડામ દીધા હશે ? જ્યાં સુધી પૈસો હોય ત્યાંજ સુધીનીજ તે સગી છે, અને પછી તો "કાંટાનું બીછાનું અને જુતીનો મારજ" વેશ્યાની સંગત કરનારના નશીબમાં લખેલો છે.

હવે પ્રાણુલાલ પણ રણછોડદાસ શેઠને ત્યાં આવતો ઓછો થયો. બે ચાર દિવસે સહેજસાજ આવે. એક દિવસે રણછોડદાસ શેઠને એક માગનારે ઘણો કાયર કર્યો, ત્યારે પ્રાણુલાલ પાસે આઠ હજાર રૂપીઆ માગ્યા. પ્રાણુલાલે ઉત્તર આપ્યો કે "ભાઈ, તું જાણે છે કે મારી પાસે રૂપીઆ છે ? આ ફક્ત ઘરનું એક ખોરડું છે તે કંઇ મૂકવા જવાય? અને તે પણ મારી બૈરીના નામપર છે. માટે શું કરૂં ?" પ્રાણુલાલના આ ઉત્તરથી રણછોડદાસ શેઠના મન ઉપર કેવી અસર થઈ હશે તેનો કંઇ વિચાર આવે છે ? રૂપીઆ માગવાની સાથેજ પ્રાણુલાલે આવવું બંધ કર્યું કદાપિ રણછોડદાસ શેઠ મળવા જાય તો વાત ટુંકામાં પતાવી કામનું બહાનું કહાડી ઉઠી જાય અને શેઠ વ્હીલે મોંઢે ઘેર જાય.

જેના અને પ્રાણુલાલનો અનુભવ લીધા પછી પોતાની નવી માનીતી શેઠાણી રતનવહુ પાસે માગણી કરી. રતનવહુ માથાની ફાટેલી તે કંઈ રણછોડદાસ શેઠને પત કરે ? તે બોલી "શું મોંઢું લેઇને માગો છો, ? શરમ નથી આવતી ! કંઇ દહલો આપ્યો છે ? પાંચ સાત હજારના દાગીનો હશે કે રહેવાને આ ઘર છે તે આપીને પછી હું શું ખાઉં ? તમે તો રોજ વેપલો કરશો. આપીને પછી હું તમારા નામની ક્યાં પોક મૂકવા જાઉં ? મારી પાસેથી તો એક

પૈસો મળનાર નથી. મારા માબાપોએ તો પૈસાને પરણાવી છે. તમારે રહેવું હોય તો રહો અને બેચાર ખાઇ જાઓ. મારો જીવ જશે હું તો ઘર કે દાગીનો આપનાર નથી. તમારી ખુશીમાં આવે તેમ કરો." પોતાની નવી વહુનાં આવાં વચનોએ શું રણછોડદાસ શેઠના કાળજામાં ઓછા ઘા કર્યા હશે ?

રણછોડદાસ શેઠ, લેણદારોએ કાયર કરવાથી સંતાતા ફરવા લાગ્યા. અનેક વિચારો મનમાં કરતા, મુંઝાતા, ગભરાતા અને ભારે પરિતાપ કરતા હતા. શેઠ રતનવહુને પરણ્યા ત્યાર પહેલાંથીજ પરમાનંદદાસ તો લીધી લાજે રાજીનામું આપી નીકળી ગયા હતા. પણ રણછોડદાસ શેઠની આવી સ્થિતિ સાંભળી મનને ઘણો કલેશ કરવા લાગ્યા, અને કાનદાસ મહેતો આ સઘળી હકીકત જાણી ચોધાર આંસુએ રડવા લાગ્યો. આ બે નિમકહલાલ નોકરો રણછોડદાસ શેઠના મનની શાંતિ કરવાને રહ્યા.

પણ આ સઘળું સાંભળી, જાણી, માણેક શેઠાણીના મનને થયલા કંકાસની કંઇ સિમા દેખાય છે? તેના હૃદયમાં તો સત્ય અગ્નિ પ્રજવલિત થઇ હતી. તો પણ ઇશ્વર ઇચ્છા પ્રમાણે ધીરજ ધરી કાનદાસ મહેતાને તથા પરમાનંદદાસને ખાનગી રીતે બોલાવ્યા અને પોતાના વીશ હજાર રૂપીઆના દાગીના તેમના હાથમાં મૂકી કહ્યું, ભાઇઓ, તમારો ઉપકાર અમારી ઉપર ઘણો છે. પ્રધાન સત્યકીર્તિએ જેમ રાજા હરિશ્ચંદ્ર સાથેનો પોતાનો સંબંધ સિદ્ધ કરી આપ્યો હતો તે પ્રમાણે તમે તમારો સંબંધ દાખવી, કળિયુગમાં નોકરના શેઠ પ્રત્યેના ધર્મનો ઉત્તમ બોધ જનમંડળને કર્યો છે, પણ વધારે વાત આપણે પછીથી કરીશું આ દાગીના લો, મારા છે એમ કહેશો નહિં. મારૂં નામ એમના જાણવામાં આવે તેમ કરશો નહિં. પણ તમે તે વેચીને

શેઠને તેમના ઉપરના દુઃખદ કરજમાંથી મૂક્ત કરો. એમના જીવને બહુ ખેદ થતો હશે, લેણદારોથી કંટાળતા હશે, માગનારાઓથી તે કાયર થતા હશે. એમનાથી એ દુઃખ સહન નહીં થતું હશે. એમણે કદી કોઈનો શબ્દ સાંભળ્યો નથી માગનારાઓના હુંકારા એમનાથી સંખાતા નહીં હશે. બહુ મુંઝાયા હશે. ગભરાયા હશે માટે કૃપા કરી તમે જાઓ અને તેમને મુક્ત કરો. કહેજો કે એ રૂપિઆ તમારા પોતાના છે. એવી રીતે કહી આપજો. અને તમે એમની સાથે રહેજો. એમને દિલાસો આપજો, અને કોઈ વાતે એમના જીવને શાન્તિ થાય તેમ કરજો રૂપીઆ જેટલા જોઇએ તેટલા મારી પાસેથી લેઇ જજો. પણ એમની સર્વ પ્રકારે રક્ષા થાય, એમને કિંચીત પણ દુઃખ ન થાય તેમ કરજો. તમે મારા ભાઇઓ છો. તે મારા ઇશ્વર છે. હવેસમય બદલાયો છે. સારાં ચિન્હ દેખાય છે. થોડો સમય છે. તેટલામાં તમે તેમને સંભાળી લેશો તો તમારો ઉપકાર અમે જન્મોજન્મ ભૂલીશું નહીં તમે જાઓ જેમ બને તેમ જલદીથી તે વેચી નાખી મારા સ્વામિનું રક્ષણ કરો, તેમની લજ્જા રાખો, તેમના દુઃખી આત્માને શાંતિ આપો.

માણેક શેઠાણીનાં આ વચનો સાંભળી કાનદાસ મહેતો અને પરમાનંદદાસ મુનીમ તો ગળગળા બની ગયા. પોતાનો પતિ દોષવાન છતાં તેનાથી અનેક કષ્ટ પોતે સહન કર્યાં છતાં અને જેના અનેક કામોએ પોતાને અનેક વ્યાધિ ઉત્પન કર્યાં છતાં જે આવા ગાઢ પ્રેમથી પતિ પ્રત્યે જુએ છે તે પરમ પવિત્ર માણેક શેઠાણી ઉત્તમ પ્રતિવૃતા સ્ત્રી જેવી, કેટલાં વખાણને પાત્ર છે? માણેક શેઠાણીના મુખમાંથી નીકળેલાં પતિપ્રેમ ભક્તિનાં વાક્યો તેમના કોમળ અને પ્રેમીલા અંતઃકરણના ઉદ્દગારો હતા. માણેક શેઠાણીના રૂડા ગુણો જો આપણી દરેક સ્ત્રીમાં હોય તો આજે સત્યયુગ વર્તે છે એમ કેમ ન કહેવાય?

કાનદાસ મહેતા અને પરમાનંદદાસે દાગીના લીધા પછી કાનદાસે કહ્યું.

"બહેન, તમારા મોઢે તમારાં વખાણ કરવાં યોગ્ય નથી, તમે તો સાક્ષાત દેવી સ્વરૂપ છો. તમે તો વંદન કરવા યોગ્ય છો. વધારે કહી શકાતું નથી. પણ તમારી આજ્ઞા અમે શિર માન્ય કરીએ છીએ તમે નિશ્ચંત રહો.! અમારો દેહ તમારા અને તમારા પતિને માટેજ છે. તમારૂં અન્ય અમારા પેટમાં છે, તમારૂ રજક અમે ખાધું છે, તમે અમારૂ પોષણ કર્યું છે' તો અમે નગુણા પાષાણ વૃતિવાળા થવાના નથી, રણછોડદાસ શેઠ માટે ચિંતા કરશો નહીં. હું તથા પરમાનંદદાસ મળીને સર્વ નીકાલ કરી નાખીશું. ચિંતા ન કરો. તમારી વાણી સત્ય છે, સમય બદલાયો છે, એને ભવિષ્ય સારૂંજ છે બન્ને મુનીઓ દાગીના લેઈ ગયા અને રણછોડદાસ શેઠને શોધવા માટે નીકળ્યા.



## પ્રકરણ ૧૮ મું



મુંબાઈના એક મહોલ્લામાં આગના ભડભડ બળતા ભડકા નીકળી રહ્યા હતા. " આગ લાગી " ના જબરા પોકારો પડી રહ્યા હતા. " પાણી " " પાણી " ની મોટી બુમો લોકો મારી રહ્યા હતા. બંબા આવી લાગ્યા હતા. પાણીનો મારો ચાલી રહ્યો હતો હજારો લોકોની ઠઠ મળી હતી. આગ હોલવવાને અનેક જનો મથન કરી રહ્યા હતા. પોલીસ અને લશ્કરી માણસો પણ તે હોલવવાને મંડી પડયા હતા. તે આગ કાબુમાં ન રહે તો આસપાસની મોટી ઇમારતોનો પળવારમાં નાશ કરી નાખે એવી હતી. આગ એકજ

ઘરમાં સળગેલી હતી, અને તે ઘર ભડકે બળી રહ્યું હતું. ભાડુતો નાસભાગ કરી રહ્યાં હતાં, જે હાથમાં આવ્યું તે લઇને ચાલ્યાં જતાં હતાં. અગ્નિના મોં આગળ શું રહે ? ચોર ચોરી કરવા આવે તો ઘેર તો ના ઉપાડી જાય પણ દરદાગીનો કે એવીજ ભારે ચીજ લેઇ જાય, પણ આગ તો સર્વ ચીજને બાળી ભસ્મ કરે, ઘરને સપાટ જમીન બનાવે, માણુસોને જીવતાંને જીવતાં સળગાવી મૂકે અને સઘ-ળાનો નાશ કરી ભીખ માગતા અને અન્ન વગરના કરી નાંખે. આ આગથી ગરીબ ભાડુતો પાયમાલ થઇ ગયા. પણ તે ભાડુતો માંહેથી કોઈના પ્રાણુને ઇજા ન થઇ. આ આગમાં જે ઘરધણી હતો તેનો સઘળો સામાન નાશ પામ્યો અને તેની સ્ત્રી તથા ત્રણ વર્ષની ઉમ્મરનું કુમળું બાળક તે અગ્નિમાં બળી મુવાં. સ્ત્રીએ પોતાને તથા બાળક-ને બચવાને ઘણાં ફાંફાં માર્યાં, ગાભરી થઇ ઘણી ત્રફડી, પણ લાચાર માર્ગ ન સુઝ્યો અને આગનો ઝપાટો આવતાં પળવારમાં તેમના પ્રાણ તેમનો દેહ છોડી જતા રહ્યા, અને તેમનું શરીર વગર લાકડાં-એ વાત કરતામાં રાખોડી થઇ ગયું. વખત રાતના નવ વાગ્યાનો હતો. સાડાબાર વાગે આગ શાંત પડી. તો પણ પાણીના બંબાનો મારો ચાલુજ હતો. આગની શરૂઆતમાં પોલીસના માણુસોએ ઘણી બહાદુરીનું કામ કર્યું. બળતા ઘરમાં ચઢી જઈ કેટલાક ભાડુતોના પ્રાણ બચાવ્યા, કેટલાંક બચ્ચાંને તેઓ ઉચકી ઉચકીને નીચે લાવ્યા હતા, અને બીજે માળના દિવાનખાનામાં સુતેલા એક માંદા માણુસને પણ એક મજબુત બાંધાનો પોલીસ સીપાઇ ઉચકીને નીચે લાવી શક્યો હતો. તે માંદા માણુસમાં શક્તિ નહીં હતી. ક્ષય થવાથી તે ઘસાતો જતો હતો. તેને બારોબાર દવાખાનામાં મોકલવામાં આવ્યો. આગ રાતના બે વાગે ઠંડી પડી. માણુસો વિખરાઇ જવા લાગ્યાં. બંબા-

વાળાએ બંબા પાછા ફેરવવા માંડયા. ઘર તો માત્ર સપાટ જમીન થઇ રહી, અને ત્યાં જમીન પર પડેલી બળતાં લાકડાં ઉપર પાણી નાંખવામાં આવતું હતું.

પ્રાણુલાલ પાસે લગભગ બે લાખનો જીવ થયો હતો. એક સારો માળો બંધાવ્યો હતો. અને તે પણ સ્ત્રીના નામ ઉપર કર્યો હતો. રણછોડદાસ શેઠના ગાડી ઘોડા સસ્તામાં લેઇ લીધો હતો. વેપાર ધંધો શું કરવા કરે ? ઘરનું ભાડું આવે, વ્યાજ આવે. ફરવા હરવા જાય અને મઝા ઉડાવે. રણછોડદાસ શેઠ પાસે જવાનું પણ છોડી દીધું. જ્યાં સુધી "દીવામાં દીવેલ હોય ત્યાં સુધી દીવો બળે." મધ ઉપર માંખો બેસવા આવતી હતી. હવે રણછોડદાસ શેઠનું નામ પણ ના દે. જાણે જાણુતાજ નથી. ઓળખાણ પણ નથી. પણ રણછોડ-દાસને તજ્યા પછી આ પ્રમાણેની સાયબી લાંબો વખત ટકી ન શકી. પંદર કે વીશ દિવસજ થયા હશે, એટલામાં પોતે માંદા પડયા. ક્ષય લાગ્યો અને તેમાંથી જ્વર પેદા થયો, એટલે ખાટલે પડયા. પ્રાણુ-લાલની સ્ત્રી સારી હતી, સાદી અને ભોળી હતી. પ્રાણુલાલનાં પરા-ક્રમ તે જાણુતી નહોતી. રણછોડદાસ શેઠ સાથે રમ્યાનું તેના લક્ષમાં નહીં હતું. તે પોતાના ઘર કામ સિવાય બીજી કુથલીમાં પડતી નહીં અને ધંધો રોજગારની વાત બાબત પોતાના ધણીને પૂછતી પણ નહીં. પૂછે પણ કયારે ? ધણી તો પડ્યો પાથર્યો રણછોડદાસ શેઠને ત્યાં રહે. તેને એક છોકરો હતો. છોકરો સારો દેખાવડો રમતીઆળ હતો. હાથમાં લીધા પછી મૂકવો ન ગમે. તેને દરેક જન બોલાવે અને રમાડે. તે આખા માળામાં લાડકો થઇ પડયો હતો.

પણ ઇશ્વરને સત્ય ન્યાય છે. તેને ત્યાં જમે ઉધાર પાસુ બરો-બર રાખવામાં આવે છે. પાપનો ઘડો ભરાતાં ફુટી જાય છે. અન્યાય

અને અધર્મ ઇશ્વરને વહાલો નથી. કર્યાં કર્મ માણુસને ભોગવવાં પડે છે. માણુસ ગમે તેટલું મગરૂબ થઈ ફરે, કુડાં કર્મો ગમે તેટલાં કરી રાજી થાય. પણ કર્યાં કર્મોનાં ફળ ભોગવવાં પડવાનાંજ છે. જેવાં બી વાવ્યાં હોય તેવાં ફળ ચાખવાનાંજ. "કરણી તેવીજ પાર ઉતરણી." બીજાને દુઃખી કરી પોતે સુખી થવાની કેમ આશા રખાય? સામા માણુસને અન્યાય અને અનીતિને માર્ગે લુંટી લઇ પોતે ભોગવવાને ઇચ્છા કરે તે ઇચ્છા તે પરમાત્મા કેમ પૂરી પાડી શકે? એક માણુસ બીજાની આંતરડી કકળાવી પોતાની આંતરડી ઠારવાની જે ઉમેદ બાંધે તે ઉમેદ શી રીતે બર આવે? પ્રાણલાલનાં પરાક્રમો વાંચનારે જોયાં. રણછોડદાસ શેઠને પૈસાથી, આબરૂથી, પ્રતિષ્ઠાથી સર્વ વાતે ખરાબ કર્યા. માણેક શેઠાણીને મહા દુઃખ દીધું. અને પોતે કાળાં કાળાં ધોળાં કરી, સાચાં જુઠાં બોલી, દગા ફટકા રમી, આડા અવળા હાથ મારી જે ધન એકઠું કર્યું તેનો તે ન્યાયી પ્રભુ કેમ તેને ઉપભોગ કરવા દે? તે પ્રભુને જગતની ઘટમાળ ચલાવવી છે. તેને અસંખ્ય જનોને ન્યાયનો બોધ કરવાનો છે. કોટીક જનોને ધર્મનું જ્ઞાન આપી–ગતિ આપી પોતાને શરણે લેવા છે. તો તે પ્રભુ આ જગતના જનોને, પોતે અન્યાય કરે છે એવા અંધારામાં કેમ રાખે અને જગતને કેમ શિખવે કે તે પ્રભુ ન્યાયનો નહીં પણ અન્યાયનો બેલી છે? તે તો ન્યાયજ કરવાનો. ભલે મનુષ્ય પૈસાના મદમાં છાકે કે લક્ષ્મીની લહેરમાં—અભિમાનમાં રાચે, પણ જેટલાં કામ અધર્મનાં થવાનાં, • જેટલાં કામો અન્ય જનોને દુઃખી કરવાનાં થવાનાં અને જેટલાં કામ અનીતિનાં થવાનાં તે દરેક કામોનો યોગ્ય બદલો આપવાને ઇશ્વર સદા જાગૃત બેઠેલો છે એવું દરેક જીવે નિશ્ચય માની રાખવું જોઇએ.

પ્રાણુલાલના કર્મોનો ન્યાય થયો. તેનાં અનેક કૃત્યો પરમાત્માને અન્યાયનાં, વિશ્વાસઘાતનાં અને દુષ્ટ બુદ્ધિનાં જણાયાં. તે માટે વાજબી શિક્ષા ન્યાયી પ્રભુએ જે તેને કરી તે વાંચનારે જોઇ. જે ઘરમાં આગના ભભુકા નીકળી રહ્યા હતા તે ઘર પ્રાણુલાલનું હતું, અને જે સ્ત્રી અને બાળક તે અગ્નિમાં બળી મુવાં હતાં તે પ્રાણુલાલની સ્ત્રી તથા તેનો એકનો એક પુત્ર હતો. આ અગ્નિ એક દેવકોપ હતો, અને કે કોપ પ્રાણુલાલનાં કુડાં કુડાં કૃત્યોનું પરિણામ હતું. પ્રાણુલાલની સર્વ મિલકતનો નાશ થયો, અને ક્ષયવાળા માંદા માણુસને એક બહાદુર સીપાઇએ મહા મહેનતે આણ્યો હતો અને જેને દવાખાનામાં લેઇ જવામાં આવ્યો હતો તે બીજો કોઈ નહીં પણ પ્રાણુલાલ પોતે જ હતો. તેના અંગ ઉપર વાલની વિંટી નહીં હતી. અરે! એટલુંજ નહીં પણ તેના શરીર ઉપર વસ્ત્ર પણ નહીં હતાં. કેવળ વસ્ત્ર વગરની સ્થિતિમાં પેલા સિપાઇએ અગ્નિમાંથી બચાવ્યો હતો, અને પોલીસે એક ચાદર આપી તે ઓરાઢી ગાડીમાં નાંખી દવાખાનામાં તેને લેઇ ગયા હતા, આ પ્રમાણે પ્રાણુલાલ જીવ્યો તથા તેની મિલકતમાં ઘરની જમીનનો ટુકડો રહ્યો. બાકી સર્વ નાશ પામ્યું. લોકોને ધીરેલા રૂપીઆની ચોપડી પણ અગ્નિમાં નાશ પામી એટલે તે અવેજ જેઓને ધીરેલો તેઓની પાસેજ રહ્યો.

પ્રાણુલાલ દવાખાનામાં પડયો હતો. શરીરનું ભાન રહ્યું નહોતું દવાખાનામાં રાબ ધીમે ધીમે તેના ગળે ઉતારવામાં આવતી હતી. દવાખાનાનાં દરદીઓ માટેનાં પહેરણમાંથી એક તેને પહેરવા માટે આપવામાં આવ્યું હતું. એક લાંબી ચાદર ઓરાઢી એક ખાટ ઉપર સુવાડવામાં આવ્યો હતો. રાતનો બાકીનો ભાગ બેભાન અવસ્થામાં કહાડયો. સવારના દશ વાગે ફરીથી રાબ આપવામાં આવી. જરા

સાવધ થયો અને પોતાની સ્થિતિનું ભાન થયું. જોવા આવેલા એકાદ સગાથી તેણે જાણ્યું કે તેનાં સ્ત્રી પુત્ર અગ્નિમાંથી બહાર નીકળી ન શક્યાં અને બળીને મરણ પામ્યાં. ઘર અને ઘરમાંનું સર્વ ભસ્મ થઇ ગયું, અને તે પોતે એકલોજ નિરાધાર સ્થિતિમાં રહ્યો. આ સમાચાર સાંભળી તે હબક્યો. કાળજામાં ચીરો પડ્યો, અને આવેશમાં આવી બોલ્યો. "હાય! મારી આ વલે થઇ? મારી વહાલી સ્ત્રી બળી મૂઇ! મારો લાડકાયો પુત્ર હાય! આગમાં બળી ગયો? મારૂં કલ્લોલ કરતું કુમળું બાળક અગ્નિનો ભોગ થયું! ખીલતું ફુલ કરમાઇ ગયું! મારી આ દશા? મારા દરદાગીના, મારૂં રાચ રચીલું મારૂં ઘરબાર બધું બળી ગયું! હાય! આવો હું કંગાળ બની ગયો! હવે મારૂં જીવવું શા કામનું? હું જીવીને શું કરૂં? જીવવાનો તો નથી. મરણના બિછાના ઉપર પડેલો છું. પણ હું શું કરવા તે અગ્નિમાંથી બચ્યો? શું કરવા જીવતો રહ્યો? શું આ પ્રમાણે મારાં સ્ત્રી પુત્રની અને ઘરબારની આવી દશાના સમાચાર સાંભળવા માટે! શું આ પ્રમાણે એક કંગાળની અવસ્થામાં આ દવાખાનામાં એક ધર્મના દરદી તરીકે ખાટલે પડી રીબાવવાને માટે? હું ગરીબમાંથી તવંગર થયો. લક્ષાધિપતિ બન્યો, મોટો માણસ ગણાયો, ગાડી ઘોડે ફરતો થયો અને આબરૂવાળો કહેવા લાગ્યો, તો એક પળવારમાં મારી આ દશા! મારી આવી હાલત? હું બચવાનો નથી હું જીવવાનો નથી. મરીશ એ નિશ્ચય પણ મારૂં આવું મોત આવ્યું? મને ક્ષય થયો છે. રગતપીત નીકળવા માંડયું છે. મરીશ, મરીશ તો ખરો પણ રીબાઇ રીબાઇને મરીશ. દુઃખી થઇને મરીશ. હાય! આ પ્રમાણે મારા કુળનો અંત આવશે? હું જલદી મરૂં તો છુટું. પણ આ બધો વાંક કોનો છે? આવો બનાવ શા માટે બન્યો?

મારી આવી હાલત કેમ થઇ ? હું આવી સ્થિતિને કેમ પામ્યો ? અગ્નિ શા માટે પ્રગટ્યો ? આગ શાથી લાગી ? સ્ત્રી પુત્રનું અગ્નિમાં ભષ્મ થવું એ શું ? મને ક્ષય શો ? રગતપીત શું ? હું આ જોઉં છું એ શું ? હું રીબાઉં એ શું ? આ બધી લીલા શું છે ! એ તો ન્યાયાધીશનો ચુકાદો છે. એ તો સત્ય ઇનસાફ કરનારનો ખરો ઇનસાફ છે. સાક્ષી પૂરાવા લેઇ, કામની બરોબર તપાસ કરી ન્યાય આપ્યો છે. એક ખરા અપરાધીને વાજબી શિક્ષા થઇ છે. એ તો સજા છે. અને તે સજા તે ન્યાયી પ્રભુએ કરી છે. મારી કરણીનાં ફળ મને મળે છે. મારા કર્મનો બદલો હું ભોગવું છું. "કરવું તેવું ભોગવવું, વાવવું તેવું લણવું." હાય ! મારા દુષ્ટકર્મોનું મને હવે જ્ઞાન થાય છે. મારાં નીચ અને પાપી કામો આ વખતે મારી નજર આગળ આવી ઉભાં રહ્યાં છે. હું શું જોઉં છું ? રણછોડદાસની ખરાબીનું મૂળ હું જ છું. મારી તેમના પ્રત્યેની વર્તણુંક એક કસાઇ કરતાં ભુંડી મને જણાય છે. હું મિત્રદ્રોહી બન્યો છું. મેં વિશ્વાસઘાતનું મહા અઘોર પાપ કર્યું છે. દુષ્ટમાં દુષ્ટ હરામી હું થયો છું રણછોડદાસ શેઠને આડે માર્ગે લેઇ જઇ તેમના તનની, મનની અને ધનની ખરાબી કરનાર પાપી હું જ છું. પૈસાને મેં વહાલો કરી કોઇ પણ જાતના મારા ધર્મને સ્વપ્નામાં પણ સંભાર્યો નહીં. પાપનો ઘડો પૂરેપૂરો ભરાઇ ગયો ત્યારે ફુટી ગયો. જગતમાં મારા જેવા દુષ્ટ અને પાપી કોઇ પણ મળવાનો નથી. આજે હું જે અવસ્થાને પામ્યો છું તેમાં કોઇનો દોષ નથી. મારા કર્મનો દોષ છે. લોકો વાજબી કહે છે કે "મારૂં કર્યું મારા મરણને આડે આવજો." તેમ મારા મરણને આડે આવ્યું છે. ઈશ્વરને દયાળુ કહે છે એ ખોટું નથી. તેણે દયા ન કરી હોત તો મારાં કર્મ એવાં છે, મારી કરણી

એવી છે, હું એવાં આચરણે ચાલ્યો છું અને મેં એવાં તો ઘાતકી કામો કર્યાં છે કે આથી સો કે સહસ્ત્ર દુઃખનો મારી ઉપર વરસાદ વરસવામાં આવે તોપણ મારા કર્મનો બરાબર ન્યાય થયલો અંકાય નહીં. મારાં સઘળાં કર્મોમાં મને એક કર્મ વિશેષ સાલે છે. મારા અંતઃકરણમાં તેનો ડામ જબરો લાગ્યો છે. તેનો કારી ઘા મારી છાતીમાં ઉંડો પેઠો છે, અને તે કર્મ પેલી પવિત્ર, સમજુ, નીતિવાન અને ખરી પતિવ્રતા સ્ત્રી માણેક શેઠાણી પ્રત્યેની મારી વર્તણુક છે. હાય ! મેં એમને જે દુઃખ દીધું. એમનું જે કાળજું બાળ્યું, એમની જે આંતરડી કકળાવી, એમના હૈયામાં જે હોળી સળગાવી અને પતિથી વિમુખ કરી પતિ વિરહની પીડાની જે અગ્નિ તેમના શરીરની રગેરગમાં પ્રગટાવી તે સઘળું આજે હું વિચારૂં છું તો હું કબુલ કરૂં છું કે તે મારી કરણી પ્રમાણે મારાં રૂંવે રૂંવે મને કીડા પડે અને જીવતો નર્કકુંડમાં મને રોળી નાંખે તો પણ મારા અપરાધની પૂરતી સજા થઇ ગણાય નહીં, એ સતી સ્ત્રીએ શ્રાપ તો દીધો નહીંજ હોય. "સતી શ્રાપ દે નહીં" પણ માત્ર તેમના અંતઃકરણની હાયના બળતા અગ્નિમાંથી સહેજ ચીંગારી ઉડી હશે, અને તે ચીંગારીએ મારૂં સર્વસ્વ બાળી ભસ્મ કરી નાંખ્યું હશે. તેઅગ્નિશ્રાપ રૂપે બહાર નીકળ્યો હોત તો મારા પાપ માટે આખું બ્રહ્માંડ બાળી ભસ્મ કરી નાંખત તે મારા મિત્રની સ્ત્રી પણ સદ્દગુણી અને સતી સ્ત્રી જેનું નામ સ્મર્ણમાં પાતક જાય, જેના ચરણનો સ્પર્શ થતાં પાવન થવાય અને જેના આશિર્વાદથી સદ્દગતિને પમાય એવા સાધ્વી સ્ત્રીને મેં અનેક કષ્ટ દીધાં. હે દેવી, હે ભાતૃપત્નિ તારી ક્ષમા માગવા હું કયારે ભાગ્યશાળી થઇશ. અરે મારૂં શું થશે? અરે હું ક્યાં જઇશ ? કંઇ નહીં, ધીરજ ધરવી, કર્યાં કર્મ ભોગવવાં

અરે ! મનુષ્ય શું આથી શિખામણુ નહીં લે ? મારી આવી ગતી તેમને બોધ નહીં કરે ? મારા આ ઉદ્ગારો શું અધર્મ અને અનીતિનો નાશ કરવા શક્તિવાન નહીં થાય ? જનમંડળને જાહેર થાઓ કે જગતમાં જેવાં કર્મ કરશો તેવાં ફળ ભોગવવાં પડશે. બીજાને દુઃખી કરી સુખી થવાની આશા સ્વપ્નામાં પણ રાખશો નહીં. બીજાનું કાળજું બાળે તમારૂં કદી ઠરવાનું નથી ? જેવું સામાનું ઇચ્છશો તેવુંજ તમારૂં થશે, ભલું કરશો તો ભલું થશે, ભુંડું કરશો તો ભુંડું થશે. મેં ભુંડું કર્યું તો તેનાં ફળ હું ભોગવું છું. રણછોડદાસ શેઠ, મને માફ કરો. માણેક શેઠાણી મને ક્ષમા આપો. હાય ! મારી શી ગતિ થશે !"

બોલતાં બોલતાં આંખમાંથી જળની ધારા વહિ ચાલી. નિસાસા નાંખવા લાગ્યો, વખતે છાતીએ હાથ અફાળે કે માથું કુટવાને જાય. અસંત શોકમાં આ પ્રમાણે ઝુરેલો પ્રાણલાલ જરા આંખ મીંચી આડુ પાસુ કરીને પડ્યો અને મનને પડેલા અતિશય શ્રમથી તે ઊંઘી ગયો.

પ્રાણલાલનો પરિતાપ, તેનો આ પસ્તાવો, તેનો આ વિલાપ શું જગતમાં અનેક પ્રકારના અધમ અને અનાચાર આચરનારને બોધ નહી કરી શકે ? પ્રાણલાલની સ્થિતિ તેનું પ્રત્યક્ષ પ્રમાણ—જગતના જનોને સ્પષ્ટ કરી દેખાડે છે કે " મનુષ્ય જેવાં કર્મ કરશે તેવાં ફળ તેને ભોગવવાં પડવાનાં, આ જન્મમાં કે પછી બીજે જન્મે. " પ્રાણલાલની દવાખાનામાં દવા ચાલુ હતી. રગતપીત અને ક્ષયના વ્યાધિથી પીડાતો હતો, અને દુઃખી દિવસ કહાડતો હતો.

# પ્રકરણ ૧૯ મું.

જેઠ વદી આઠમ હતી. વરસાદનો આરંભ થવાના ચાળા દેખાતા હતા. આકાશ વાદળાંથી તદન ઘેરાઇ રહ્યું હતું. સુર્યનારાયણનાં દર્શન, તેમના મંદિરનાં વાદળાં રૂપી દ્વારો બંધ થઇ જવાથી બીલકુલ થઈ શકતાં ન હતાં વરસાદ ઘેરાઇ આવવાથી કંઈ અંધકાર પથરાઇ રહ્યો હતો, વીજળીઓ વારંવાર ચમકારા કરી રહી હતી અને અને કલાક બે કલાકમાં વરસાદ પડશે એમ ભવિષ્ય કહેતી હતી અને આ પ્રમાણે મુંબાઇના લગભગ આખા શહેરમાં ગંભીર દેખાવ થઇ રહ્યો હતો. તેમાં ચરનીરોડ સ્ટેશનની પાસેના બેંકબેના ફરવા ફરવાના રત્નાગર સાગરના કિનારા ઉપર તો આ દેખાવ વિશેષ ગંભીર લાગતો હતો. સાગરનાં મોજાં જોશબંધ ઉછળતાં હતાં અને કિનારે અથડાઇ જબરો અવાજ કરતાં હતાં. આ સ્થળે પવનનું શું પૂછવું ? તેમાં પાછો આવો સમય, એટલે પવનના ઝપાટા અને સપાટા ઉડે એતો કુદરતીજ છે. બાકી સર્વ શાંત હતું. સમય સવારના દશ વાગ્યાનો હતો પણ માણસ કોઈ જવલેજ જતું આવતું હતું, પૂજા કરાવવાને કે અરધી (પૈ) માગવાને બ્રાહ્મણો બે ત્રણ બેઠેલા હતા અને તેઓ પણ કુદરતના આ પોશાકથી ડરી ત્યાંથી ઉઠવાની તૈયારી કરતા હતા.

આ સમયે એક યુવાન પુરૂષ તે કિનારા ઉપરના એક પથ્થર ઉપર બેઠો હતો બુટ કહાડી મૂક્યા હતા, પગ ઉપર પગ ચઢાવ્યો હતો, પાઘડી નીચે મુકેલી હતી અને લમણે હાથ દઇ ઊંડા વિચારમાં હતો. એ જ્યારે દરીઆ ઉપર આવ્યો તે વખતે કુદરતે આવો શણગાર ધર્યો, સહેજ વાદળાં થતાં હતાં, પણ તેના બેઠા પછી વાદળાંની ઘટા

અંધકાર, વીજળીના ચમકારા તથા પવનના ઝપાટારૂપી વસ્ત્રાલંકાર કુદરતે થોડા વખતમાં સજી લીધાં. આ દેખાવ જગત જુવે છે પણ પેલા યુવાનને તેનું ભાન નથી. છવાઈ રહેલો અંધકાર તથા વિજળીના ચમકારા તે જોઇ શકતો નથી કારણ કે તેના આંતરીક ઉંડા વિચારોએ બાહ્યચક્ષુનું તેજ હરી લીધું હતું. પવનના ઝપાટા તેને લાગતા નથી કારણ કે તેના મનના ગુઢ વિચારોએ તેના દેહની સ્પર્શશક્તિને આકર્ષિ લીધી હતી. તે બેઠો હતો પણ તેનું તેને ભાન નહોતું. પાઘડી પવનથી ઉડી કેટલેક દૂર પડી હતી તેની તેને ખબર નહોતી. શાની ખબર હોય ? તે વિચારના ઘણા ઉંડાણમાં ઉતરી પડયો હતો. તેની વૃત્તિ આ સમયે આ જગત્‌ના સંબંધથી કેવળ વિરક્ત હોય એવી હતી.

તે યુવાન શું વિચારો કરતો હતો ? તે રત્નાગર સાગરને પોતાના દેહનું બળીદાન આપવાને આવ્યો હતો. દરીઆમાં પ્રાણત્યાગ કરવાને જંપલાવા જવા ઉઠતો હતો પણ પાછો કંઇક વિચાર આવતાં તે તેને તેમ કરતાં અટકાવતો હતો તે મરવાને આવ્યો હતો. પણ બેઠાં બેઠાં પોતાના સંબંધમાં બની ગયેલા બનાવો તેના સન્મુખ આવી ઉભા રહ્યા. તે બનાવો વિશે તેના મનમાં વિચારો આ સમયે ઉભરાઇ જતા હતા. તે મનમાં બોલતો હતો કે " હું કેવો મુર્ખ ! કેવો નાદાન ! કેવો અક્કલહિન ! આજે દેહ ત્યાગ કરવા વખત આવ્યો તેને માટે હુંજ દોષવાન છું. પંદર લાખની મિલકતનો માલીક થયે આજેજ બે વર્ષ પૂરાં થયાં. બે વર્ષમાં મારી સ્થિતિમાં કેવો ફેરફાર થઈ ગયો ! જરૂર હું તો આજે મરીશ. પણ મારો દાખલો ઘણાઓને બોધ નહીં કરશે.! મારા દેહ ઉપર જુરી ભરતાં મારો બે વર્ષનો ઇતિહાસ જગતના જનોને જાહેર થશે. ઇશ્વરદાસ જેવા વૃદ્ધ, ડાહ્યા, સમજુ પુરૂષનાં મારા શુભહિતનાં વચનો મેં ગણ-

કર્યાં નહીં. પ્રાણુલાલ જેવા એક સ્વાર્થિ, લોભી અને કપટી માણુસને મિત્ર ગણી મારો ખરો વિશ્વાસુ માણુસ બનાવ્યો. તે મારી સાથે દગો રમ્યો અને તેણે મને દુનીઆંપાર કરી આખરે આ આત્મઘાત કરવાની સ્થિતિએ પહોંચાડયો તેણે મારા પૈસાની ખરાબી કરી, મને ભીખારી બનાવી પોતાનું ઘર ભર્યું. અને થોડા રૂપીઆ માગતાં મારે ઘેર આવવાનું બંધ કર્યું. એટલુંજ નહીં પણ રસ્તે મળે તો આડું જોઇ ચાલ્યો જાય, પણ ઇશ્વરે તેના કર્મનો તેને બદલો આપ્યો. ગઇ પરમ દિનેજ આગમાં તેનું સર્વસ્વ બળી–ગયું. સ્ત્રી પુત્ર પણ બળી મુવાં અને પોતે ધર્માદા દવાખાનામાં પડયો છે. હશે, મારે સટ્ટો શું કરવો ? મારે રાંડના છંદમાં શું પડવું ? જગતનાં જનોનો નાશ કરનારા તેજ સટ્ટા અને રંડીબાજીએ મારી પંદર લાખની દોલતનો નાશ કરી મારો આ વખત આણ્યો છે. અધુરામાં પૂરૂં પ્રાણુલાલે ઘાતકી કામ એ કર્યું કે મને કર્કશા પરણાવી દાઝયા ઉપર ડામ દીધો. નવીએ કહેલા શબ્દોના ડામ મારી છાતીમાંથી ભુસાવાના નથી. જેનાનો શો વાંક કહાડવો ? એનું તો એ કામજ છે. માણુસ આંધળું થઇ પતંગીઆની પેઠે અગ્નિમાં પડે તેમાં અગ્નિનો શો દોષ ? સઘળું બન્યું એ કોઇને માટે નહીં પણ મારા જીવને આજની આ ગતિ આપવાને માટેજ બન્યું છે. થયું છે તો ઘણું થયું છે. તેની કંઈ હદ રહી નથી. હવે મારે જીવવું શા કામનું ? હું શું મોઢું બતાવું ? અને હું શું કરૂં ? જગત્‌માં કોઇ કોઈનું નથી. મરવું તો છેજ અને તે એકજ વાર' વહેલું કે મોડું. આજે નહીં મરૂં તો થોડા દિવસ, માસ કે વરસ પછી. પણ મરણ તો મૂકનારજ નથી, તો હવે લેણદારોના ઠુંકારાં ખાવા, કર્કશાનાં વચનો સાંભળવાં, લોકોનું આંગળી ટેરવું બનવું અને દુઃખે દિવસ

પૂરા કરવા એ કરતાં મરવું શું ભુંડુ ! પાસે પૈસા નથી, દેવું ક્યાંથી આપવું ! પૈસા કરવાનાં સાધનો નથી. વેપાર ધંધાની ગમ નથી. તો નાહકનું જીવીને શું કરવું ? જીવવું શાને માટે ? વગર ઉપયોગનું જીવવું ? નર્થ બીજા ઉપર બોજો થઇ પડવું ? ફોકટમાં પૃથ્વિ માતાને ભાર રૂપ થવું એ કરતાં મરવું શું ખોટું ! હું મરીશ તો છુટીશ. સુખી થઈશ. માટે મરવું. પાછલું હું શું સંભારૂં ? સહાબીને યાદ કરી શું કરવું ? એ તો વીજળીનો ચમકારો થઇ ગયો. એ તો એક રમત રમાઇ ગઇ. હવે જીવીને શું કરવું ? અપયશમાં જીવવું એ કરતાં મરવું હજાર દરજે ઉત્તમ છે. મરવું એ નિશ્ચય. પણ નહીં, આજે ન મરવું. કાલે મરવું. એક કામ મારે જરૂર કરવું જોઇએ. મારા અપરાધની ક્ષમા માગવી જોઇએ મારી ભૂલ મારે કબુલ કરવી જોઇએ મને એક વાર તેની માફ મળવી જોઇએ. મારે એકવાર તેની દયા પામવી જોઈએ મારે એકવાર તે પવિત્ર. સદ્ગુણી અને પ્રતિવૃતા સ્ત્રીને હાથ જોડી દોષમાંથી મુક્ત થવા યાચના અવશ્ય કરવી જોઇએ. માણેક શેઠાણીને મેં અનેક દુઃખ આપ્યાં છે. તેમની આંતરડી અત્યંત કકળાવી છે. તેમનો જીવ ભડકે બળ્યો છે મેં તેમને કેટલું કષ્ટ આપ્યું છે તેનો હુ. આજે વિચાર પણ કરી શકતો નથી તો એક વાર મારા અપરાધોની મારે માફી માગવીજ જોઇએ, કાલે મરીશ, જીવીને શું કરવું છે ? માણેક શેઠાણી સ્ત્રી છે તેથી માફી માગવી એ કઢંગું દેખાશે ના, પણ એમાં કઢંગુ શું છે ? ગમે તે માણુસ હો, બાપ હો કે દીકરો હો, શેઠ હો કે ચાકર હો, ધણી હો કે ધણીઆણી હો પણ જેનો દોષ થયો તેની પાસે ક્ષમા માગવી એ દરેકનો ધર્મ છે. અરે ! એક વાર તે પતિવ્રતાનાં દર્શન થશે ? એમની શિખામણે ચાલ્યો હોત તો આ વખત

ન આવત. હશે બની તે ખરી પણ માફ તો માગું. મરવું તો ખરૂંજ જીવીને શું કરવું ! ચાલ જીવ ઉઠ, એમને મળું, કયાં મળું ? તેમને ઘેર જાઉં ? શું મોં લઇને ? આ મોઢું કેમ બતાવું ? નહીં ફીકર નહી તે મારી સ્ત્રી છે મારા ઉપર તેમનો પ્રેમ છે. તે મને માનથી બોલાવશે. પ્રેમથી મને ક્ષમા કરશે એટલે મારાથી નિશ્ચિંતપણે મળશે. મારો જીવ ન રહી જાય, હું ભૂત ન થાઉં, નિવૃતિથી મરીશ, ઠંડે કલેજે મરીશ, મરીશ એતો નિ:સંદેહ, કારણ જીવીને શું કરવું ? જવું. શરમાતાં શરમામાં પણ જવું, ધીમે ધીમે ડગલે પણ જવું. તેમને મળવું અને ક્ષમા માગવી. મને તે મળશે ! તે દયાળુ છે, માયાળુ છે. આપશે અને આપશેજ. ”

આમ વિચાર કરતાં—જાગૃત થતાં, ઉઠી જુએ છે તો તે યુવાનની પાઘડી લેઇ બે માણસો તેમની પુંઠ પછવાડે ઉભેલા તેણે જોયા તેઓ તેની આ સ્થિતિ માટે કલ્પાંત કરતા હતા, રડતા હતા અને જે યુવાન, ગાડી, વાડી ને લાડીની પૂર સહાયબી અને મઝામાં થોડા દિવસ ઉપર ભારે ભભકામાં મહાલતો હતો તેને આજ રત્નાગર સાગરમાં પડી આપઘાત કરવાને આવેલો જોઇ તથા તેમની અંત:કરણની તે જુવાન પ્રત્યેની પવિત્ર લાગણીને લીધે તે બન્ને માણસોની આંખમાંથી ચોધાર આંસુ વહ્યાં જતાં હતાં, “ માણેકને મળું, તેની ક્ષમા માગું ” આ શબ્દો ધીમેથી પેલા ભલા મનુષ્યોને સંભળાયા હતા. તેથી તેમના મનને કંઇ આશા આવી કે માણેક શેઠાણી માટે તેની કંઈ સારી ઝંખના છે ખરી. આ બે માણસોને જોઇ તે યુવાન ચમકયો. તેમને ઓળખ્યા અને નીચું મોં કરી ઉભો રહ્યો.

“ ચાલો ભાઇ, શું કરવા ગભરાઓ છો ? ઇશ્વર સહુ સારૂંજ

કરશો. આવો ગાંડો વિચાર કરો છો. તે સારૂં નહી. હોય દુઃખ સુખ માણસને માથે આવે છે. ચાર દિવસ દુઃખના આવે. ચાર સુખના આવે. તેમાં શું આમ ના હિમ્મત થાઓ છો ? ચાલો." પેલા બે-માંથી એક જણે કહ્યું.—

"તમે અહીં ક્યાંથી ?" યુવાને પૂછ્યું.

"તેનું તમારે શું કામ છે? ચાલો અમારી સાથે. હિમ્મત રાખો."

એક શબ્દ પણ તે બોલી શકયો નહીં. ત્રણે જણે મુંગે મોઢે નીચું ઘાલી ચાલવા માંડ્યું. તેઓની જબાન બંધ થઇ ગઇ.

આ ત્રણ જનો કોણ હતા તે વાંચનારને ઓળખવાની જરૂર નથી. રણછોડદાસ શેઠ પ્રાણલાલની વર્તણુકથી, જેનાએ ભૈયા મારફતે કરેલા અપમાનથી, રતનવહુનાં કડવાં અને તિક્ષ્ણ વેણોથી અને લેણદારો એ કાયર કરવાથી આત્મઘાતનું પાપ કરવાને દરીઆ ઉપર આવ્યા હતા અને માણેક શેઠાણી પાસેથી દાગીના લેઇ કાનદાસ મહેતો પોતાને ઘેર મૂકી પરમાનંદદાસ સાથે રણછોડદાસ શેઠની શોધ માટે નીકળ્યો હતો. રાત્રીના પત્તો નહીં લાગવાથી બીજે દિવસે આ બે લુણહલાલ કરનારા પુરૂષો પોતાની શેઠાણીની આજ્ઞાનુસાર કામ કરવાને નીકળ્યા હતા. તપાસ કરતાં કોઇએ તેમને ખબર આપી કે શેઠ દરીઆ તરફ જતા જોવામાં આવ્યા હતા. તે ઉપરથી તેઓ ત્યાં ગયા, અને રણછોડદાસ શેઠને વિચારમાં બેઠેલા જોઇ, પવનથી ઉડી ગયેલી પાઘડી હાથમાં લેઇ, બન્ને જનો ઉભેલા તથા પછવાડેથી ત્રણે સાથે ચાલતા વાંચનારે જોયા.

ત્રણે જન કાનદાસ મહેતાને ઘેર આવ્યા. રણછોડદાસ શેઠને ગરમપાણી નાવા માટે આપ્યું. નાહ્યા. પરમાનંદદાસે પણ ત્યાંજ નાહી લીધું અને ત્રણે જનો સાથે જમવા બેઠા. રણછોડદાસને સમજાવીને બરોબર જમાડયા કારણ કે તેમનો જીવ તો ચકડોળે ચઢેલો છે મરવા ગયલા ત્યાંથી પાછા આવ્યા હતા, તેમના મનમાં માણેક શેઠાણીને મળવાની ઘણી આતુરતા હતી અને તેમને મળી ક્ષમા માગી મરવા જવા માટે નિશ્ચય હતો. પણ "રામ રાખનાર તેને કોણ મારનાર છે." જેના આયુષ્યની દોરી ખૂટી નથી અને આ સંસારમાં જેના દિવસો પૂરા ભરાયા નથી તેને મોત કયાંથી આવનાર છે ? રણછોડદાસ શેઠના પ્રારબ્ધમાં દુઃખના દિવસો પુરા થઇ સુખ ભોગવવાનું લખ્યું હશે તે કેમ મિથ્યા બને ? તેમનાથી આપઘાત થાયજ કેમ ? એ વખત ગયો. "અણીનો ચુકયો સો વરસ જીવે." રણછોડદાસ શેઠ માણેક શેઠાણીને મળવા તલપી રહ્યા હતા. કાનદાસ મહેતો તથા પરમાનંદદાસ પણ તેમના મનની વૃત્તિ જાણતા હતા. કાનદાસ મહેતાએ રણછોડદાસ શેઠની સાથે જઇ તેમના લેણદારોના હિસાબ નક્કી કર્યા. પરમાનંદદાસને દાગીનાની વ્યવસ્થા કરી રૂપીઆ લાવવાનું સોંપ્યું હતું. તે વૃદ્ધ ડાહ્યો અને દિર્ઘદૃષ્ટિવાળો પુરૂષ હતો. તેણે દાગીના વેચવા વ્યાજબી ન વિચાર્યું. તેથી એક સારા ગૃહસ્થને ત્યાં માત્ર છ આનાના વ્યાજે તે ગીરવી મૂકી રૂપીઆ સત્તર હજાર લીધા. કાનદાસ મહેતાએ કરેલા હિસાબોમાં કુલ દેવા સવા ચૌદ હજાર નીકળ્યા. તે બન્ને સમજુ મુનીમોએ પાસે રહી સર્વને ચુકાવી આપ્યા. રણછોડદાસ શેઠ દેવાથી મુક્ત થયા, એક પૈસો પણ તેમની પાસે કોઇ માગનાર ન રહ્યું. સર્વનું પતી ગયું હવે શેઠ એક સંકટમાંથી છુટયા. દેવાની લાલા તેમને ટળી તેમનું મોટામાં મોટું કષ્ટ

મટયું. તેમનો ભારેમાં ભારે ભય દૂર થયો. તેમને લેણદારોના ટુંકારા અને શબ્દો સાંભળવાની જે બીક હતી તે જતી રહી. તેમના મનને આવી રીતે દેવું પતાવ્યાથી શાંતિ થઇ. અને કાનદાસ મ્હેતા પ્રત્યે કહ્યું:—

"ભાઇ, આ રૂપીઆ તમે કયાંથી લાવ્યા ? તમે મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. તેનો બદલો હું કયારે આપીશ ?"

"રૂપીઆ કયાંથી લાવ્યા તે તમારે પૂછવાની જરૂર નથી. એ બધું તમારૂં જ છે. અમારૂં શું છે ? આ દેહ તમારો છે. અમે તમારા ઉપર શો ઉપકાર કરી શકીએ ? અમે તમારા નોકર છીએ. તમારૂં અન્ન અમારા પેટમાં છે તો તમારી સેવા બજાવવી એ અમારૂં કામ છે. હું તમારા પિતાજીના ધર્મ ખાતામાં છું. પણ એ બાજરી પણ તમારી જ ખાઉં છું. તમારી સારી સ્થિતિમાં સાથે સહાયબી ભોગવવાને જેવા અમે તૈયાર હતા. તેવીજ રીતે તમારી દુઃખદ સ્થિતિમાં તમને સહાય કરવી એ અમારો ધર્મ અમે સમજીએ છીએ પરમાનંદદાસ તમારૂં ભલુ ચાહનાર છે અને જ્યારે તમારી વર્તણુંક તેમને દુઃખદ લાગી ત્યારે કંટાળીને રાજીનામું આપ્યું. તમે ચિંતા ન કરો. દેવાથી મુક્ત થયા. હવે ચાલો, માણેક શેઠાણીને મળવા જઇએ.

"હું શું મોં લેઇને આવું ? તે બિચારીને દુઃખ દેવામાં મેં કંઇ પણ બાકી રાખી નથી તેમના ગુણો મેં ન જાણ્યા. તેમની યોગ્યતા મેં ન પીછાની, તેમના જેવી ગુણિયલ સ્ત્રીના અનેક સદ્‌ગુણોની અવજ્ઞા કરી મને પ્રાણલાલે ખરાબ કર્યો. તેણે મને તેમની સાથે વિરોધ પડાવ્યો, તેણે મને આડુ અવળું સમજાવી તેમના ઉપર અભાવ કરાવ્યો અને તેણેજ મને એક રૂપાળી ડાકણ પરણાવી

ઘરમાં શોકયનું સાલ ઉભું કરી મારો અવતાળ ધૂળ કરી નાખ્યો. એમના ગુણો મને આજે યાદ આવે છે, એમની શિખામણો મને ઘણી સાંભળે છે અને એમને મારાથી થયલું દુઃખ મને ઘણું સાલે છે. હું માનું છું કે મને દેવામાંથી મુક્ત કરનાર એજ સન્નારી છે તો શું મોંઢું બતાવું?

"કંઈ નહીં, તે બાબતની કાળજી ન કરો. માણેક શેઠાણીનો તમારી ઉપર બીલકુલ અભાવ નથી. તમને પોતાના પ્રાણથી વધારે ચાહે છે. એમના સ્વભાવ અને ગુણની તો કંઇ વાત થાય તેમ નથી. એ તો એની માએ એક રત્ન જણ્યું છે. તમારા ઉપર પૂર્ણ પ્રેમભરી તેમની દૃષ્ટિ છે. તમને સુખી થયલા જોવાને તેઓ ઇચ્છે છે. તમારાં દર્શનને માટે આતુર છે. ચાલો, તમારા પગ ધોઇને પીએ એવી પતિવ્રત પાળનારી એ સ્ત્રી છે."

"અરે પણ હું કેમ આવું? મારો પગ કેમ ઉપડે? તેમનું કાળજું મેં ઓછું નથી બાળ્યું? હું આવીને શું કહીશ! હુ મારી સ્ત્રીને સુખ આપવા બંધાયલો છતાં મારા પાલવે પડયા પછી મેં એમને દુઃખ ઘણું દીધું છે. મેં એમનો ઘણો અપરાધ કર્યો છે. મને તે ક્ષમા કરશે?"

"હા, તમે ચાલો તો ખરા. સહુ ઠીક થશે."

પરમાનંદદાસ, કરસનદાસ મહેતો અને રણછોડદાસ શેઠ માણેક શેઠાણીને ત્યાં આવ્યા રણછોડદાસનું મન અચકાતું હતું. દાદર ચઢતાં તેમના પગ ધ્રૂજતા હતા. પોતાની સ્ત્રી છે એ વાત ખરી પણ તેમના સંબંધમાં પોતે જે વર્તણુક ચલાવેલી તે તેમના અંતઃકરણમાં ડંખતી હતી. ઉપર ગયા. ત્રણે જણુ બેઠા. શેઠના ઉપર નજર પડતાં માણેક શેઠાણીનું હૈયું બહુ ભરાઇ આવ્યું. તેમણે બાજુ ઉપર

જઈ ખૂબ રડી ખાલી કર્યું. એટલામાં હિમ્મત લાવી રણછોડદાસ શેઠ બોલ્યા—

"આવી રીતે કલ્પાંત કરી શા માટે મને વધારે દુ:ખી કરો છો ? હું અપરાધી છું. મેં ઘણા દોષો કર્યા છે, અને તેમને ઘણું દુ:ખ દીધું છે. તેની મને ક્ષમા આપો. તેટલાજ માટે આવ્યો છું."

"આવી રીતે કલ્પાંત કરી શા માટે મને વધારે દુ:ખી કરો છો ? હું અપરાધી છું મેં ઘણા દોષો કર્યા છે, અને તમને ઘણું દુ:ખ દીધું છે. તેની મને ક્ષમા આપો. તેટલાજ માટે આવ્યો છું."

"આ તમે શું બોલો છો ? મારી પાસે ક્ષમા માગો છો ? શાને માટે ? તમે કંઇ મને દુ:ખ દીધું નથી. તમે શો દોષ કર્યો છે ? તમે શો અપરાધ કર્યો છે ? કંઇ નથી કર્યો. એ તો ચાર દિવસ દુ:ખના હોય ! એમ ચાલે તેમાં શું થઇ ગયું !"

આવી રીતે વાતની શરૂઆત થઇ એટલે કામનું નિમિત કહાડી પા કલાકમાં પાછા આવવાનું કહી કાનદાસ તથા પરમાનંદદાસ ગયા. રણછોડદાસ અને માણેક શેઠાણી એકલાં રહ્યાં એટલે માણેક શેઠાણી તરતજ ઉઠી પોતાના પતિને વિવેકથી વળગ્યાં, એક બાજુ કોચ ઉપર સાથે બેઠા અને નમ્રતાથી બોલ્યાં:—

"વહાલા, બધું પાછલું ભૂલી જાઓ. જાણે કંઈ બન્યુંજ નથી. મારૂં દાસીનું કહ્યું માનો તો પાછલી વાત યાદ કરી વધુ ખેદ કરવાનું કારણ ન આપો."

"કેમ ભૂલાય ? મેં તારી શીખામણ ન માની, તારી સમજના અને ડહાપણના શબ્દો મેં ન સાંભળ્યા અને આપણી આવી સ્થિતિ મારી મૂર્ખાઈ મેં કરી."

"એમાં કોઇનો ઉપાય ચાલતો નથી. એ પ્રમાણે બધું થવાના પૂર્વ જન્મના લેખો લખાયલા હશે તો તેમ થયું. "ગઇ પળ જોશી પણ વાંચતો નથી" જે માણસ મરી ગયું. જે ચીજનો નાશ થયો અને જે વાત બની ગઈ તેનો શોક કરનાર માણસ અણુસમજુ ગણાય છે. વહાલા, તમારે શું દુઃખ છે? તમારે કંઇ વાતથી અરભડવાનું નથી. જે દાસી પાસે છે તે તમારૂં જ છે. મરજી આવે તો અહીંયાં રહો. મરજી આવે તો ત્યાં રહો. ખાઓ પીઓ અને આનંદ કરો."

"અરે, હું તારો કેટલો બધો ઓશીગણુ છું ? તેંજ રૂપીઆ આપી મને રણમાંથી મુક્ત કર્યો જણાય છે. આજે તારીજ દયાથી મારા પ્રાણનું રક્ષણ થયું છે. વહાલી, એકવાર મને મારા દોષોની ક્ષમા આપ."

"તમે આ શું બોલો છો ? તમારા ચરણ ધોઇને પીઉં તોજ આ દેહ પવિત્ર થાય એવી તમારી રાંક દાસી તેની પાસે ક્ષમા માગો છો ? અને તેની ક્ષમાની આશા રાખો છો ? એવું કહેવું તમને છાજતું નથી."

"નહીં નહીં, તેમ નથી, હું જાણું છું કે તમે તમારો સ્ત્રી ધર્મ પૂર્ણ રીતે બજાવ્યો છે. પણ તેમ કરતાં હું તમારી સાથે ઘણી બાબતોમાં ઘાતકીપણે વર્ત્યો છું. ને તેને માટે ક્ષમા—'

"એ વાતજ જવાદો આજે ભૂખ્યા હશો માટે ઉઠો! જમવા આજે તમારો જન્મદિવસ છે. રસોઇ તૈયાર છે."

"હું જમ્યો છું. કાનદાસ મહેતાને ત્યાં."

પછી ધીમે ધીમે બન્ને જાણુ વાતોએ વળગ્યાં. જે વાત નીકળી તેમાં

માણેક શેઠાણીને જુદાં કહાડયાં ત્યાર પછીની બનેલી સઘળી હકીકત રણછોડદાસ શેઠે કહી સંભળાવી. જ્યારે પ્રાણલાલ અને જેનાએ આપેલા ઉત્તરની વાત આવી તે વેળાએ તેઓ તરફ રણછોડદાસ તિરસ્કાર બતાવવા લાગ્યા, અને રતન વહુના જવાબથી ઘણા દુઃખી થતા દેખાતા હતા પણ બન્નેના હૃદય વધારે ક્યારે પીગળ્યાં કે રણછોડદાસ શેઠ જ્યારે દરીઆ ઉપર આત્મહત્યા કરવા ગયા હતા તે વખતની પોતાની સ્થિતિનું વર્ણન કર્યું ત્યારે અને તે વખતે ઇશ્વરનો તથા એ મુનીમોનો તેઓ અંતઃકરણથી આભાર માનવા લાગ્યાં. રતન વહુ તરફ રણછોડદાસને એટલો ધિક્કાર આવ્યો હતો કે રૂપીઆ માટેનો જવાબ મળવાની સાથેજ તેનો ત્યાગ કર્યો હતો. માણેક શેઠાણીનાં પ્રેમ ભર્યાં વચનોથી રણછોડદાસ શેઠને શાંતિ વળી. મરવાનું ભુલી ગયા. કલાક એક થયો હશે એટલામાં બે મુનીમો પાછા આવ્યા. તેમનો ભારે ઉપકાર આ દંપતિ માનવા લાગ્યાં. કાનદાસ મહેતાએ દાગીનાનો હિસાબ આપ્યો. ગીરવી મૂક્યાની વાત જણાવી અને જે વધ્યું હતું તે માણેક શેઠાણીને સોંપ્યું તે રાતના બે મુનીમો પણ ત્યાં જમ્યા. રસોઇઆએ રસોઈ તૈયાર કરી હતી. સઘળાં સાથે જમવા બેઠા. જમી થોડો સમય બેસીને તેઓ ગયા અને રણછોડદાસ શેઠ માણેક શેઠાણીને ત્યાં રહ્યા. માણેક શેઠાણી પતિની અતિ ભાવથી સેવા કરવામાં લીન થયાં અને બન્ને જન આનંદમાં કલ્લોલ કરવા લાગ્યાં.

રણછોડદાસ શેઠ સુધર્યાં ઠોકરો ઘણી ખાધી. અનુભવ સારા થયા. તેમણે દુનીઆં જોઇ. જગતના જનોને ઓળખ્યા. પોતાની પાછલી ચાલનો પસ્તાવો કરવા લાગ્યા. સદાનું નામ દેતાં ચમકે અને જેનાનું નામ સાંભળતાં ધિક્કાર દેખાડે. પોતાની સઘળી ભુલોનું તેમને ભાન થયું. રતન વહુ માટે તો તેનું મોં જોવાને પણ ખુશી

નહીં. માણેક શેઠાણી પાછલી વાત ફરીથી સ્મર્ણ નહીં કરવાને વારંવાર વિનવે. હવે માણેક શેઠાણીમાં તેમનું પૂર્ણ મન ચોંટયું. શેઠાણીના સદ્‌ગુણોનું હવે પતિને જ્ઞાન થયું. અને આવી પરમ સુશીલ અને ગુણજ્ઞ સ્ત્રી મળી છે માટે તે પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા. કાનદાસ મહેતો તો નોકરીમાં હતોજ. પરમાનંદદાસને પાછા નોકરીમાં રાખ્યા. શેઠના બે ઘરો જે માણેક શેઠાણી તથા રતન વહુને આપેલાં તેનું ભાડું ઉઘરાવે તથા ઘરનું કામકાજ કરે. ઉમ્મર વૃદ્ધ થયલી એટલે બીજું કામ કરવાને અશક્ત હતા. માણેક શેઠાણીએ પોતાના દાગીના તથા જર જરીઆનમાંથી જે રદી હતું તે ચૌદ પંદર હજારનું કહાડયું અને તે પરમાનંદદાસ મારફતે વેચી નંખાવ્યું તેના જે રૂપીઆ આવ્યા તે તથા પ્રથમના રણછોડદાસ શેઠનું કરજ આપતાં વધેલા તે આપીને પેલા ગીરવી મૂકેલા પહેરવાના દાગીના છોડાવી લીધા. માળાનું જે ભાડું આવે તેમાંથીજ રીતસર યોગ્ય રીતે ઘર ખરચ ચલાવે.

આ રીતે આ દંપતિ રહેવા લાગ્યાં. એટલામાં એક ઘાટી તેડવા આવ્યો "રતન વહુને મંદવાડ વધારે છે ને બોલાવે છે." બન્ને સ્ત્રી પુરૂષ ત્યાં ગયાં. માણેક શેઠાણીએ રતન વહુની સારી ચાકરી કરી. દવા આપે, તેની પાસે રહે અને તેને સહેજ પણ ઓછું આવવા ના દે. માણેક શેઠાણીનું આ કર્મ કેવું ઉત્તમ ગણાય? પોતાની શોકય, પોતાનું સંસાર સુખ ધુળ કરનાર અને અયોગ્ય વચનો કહી તથા મેણાં મારી-લઢી બંગલામાંથી કહડાવનાર આ આ નવીની ચાકરી તેઓ ખરા અંતઃકરણપૂર્વક અને પૂરી કાળજીથી કરે એ માણેક શેઠાણીની ભલાઇનું શું કહેવું? સારા ડાક્ટરોની દવાથી પણ ફેર ન પડયો. અને ત્રણ દિવસ સખત તાવ આવ્યા પછી

